વર્ષ ૧૮ મું

જેઠ

અંક ૧

સંવત ૨૦૦૫


॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम


વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂા ૧-૦-૦

પરદેશ માટે

શિલિંગ ૨


શ્રીઆનંદાશ્રમ-બીલખા

संसारसागराद्घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादाना आनन्दाश्रम उच्यते ॥

ભાવાર્થ—નાથભગવાનના નિવાસધામભૂત ઉજ્જવલ આનંદાશ્રમ મનુષ્યોને ઘોર સંસારસમુદ્રમાંથી સારી પેઠે ઉદ્ધાર કરે છે

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | અહંવૃત્તિના નિગ્રહનો આદેશ. | ૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત | ૨ |
| ૩ | મુમુક્ષુપ્રતિ સંદેશ | ૪ |
| ૪ | યોગસૂત્રો. | ૫ |
| ૫ | શ્રીનાથચરિતામૃત તૃતિયપ્રવાહમાં આવવાનાં પૂ. કૃપાનાથનાં દષ્ટાંતો. | ૮ |
| ૬ | વાલ્મિકી ઋષિ. | ૯ |
| ૭ | પવિત્ર ભાવના. | ૧૦ |
| ૮ | બ્રહ્મચિંતનની અગત્ય અને તેનું સાધન. | ૧૦ |
| ૯ | આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૧૨ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૪ |
| ૧૧ | પરચુરણ ભેટ. | ૧૬ |


——[ * ]——

## पुस्तकवेचाण संबंधी विज्ञप्ति

સંવત્ ૨૦૦૫ના આષાઢ વદિ ૧ થી બીલખા-આનંદાશ્રમનાં સઘળાં પુસ્તકો પુસ્તક ઉપરની છાપેલી કિંમતથીજ વેચાણ કરવામાં આવશે. પોસ્ટેજ અને પેકીંગ જુદું ગણવામાં આવશે.

લિ વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા

——[ * ]——

## सूचन

આ માસિક દરમાસની ૨૫મી તારીખે પ્રસિદ્ધ થાય છે.

આ તારીખ પછી આઠ દિવસની અંદર જે અંક ન મળે તો પોતાના ગ્રાહક નંબર સાથે નીચેના સ્થળે લખવાથી યોગ્ય કરવામાં આવશે.

વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર )

——:o:——


जरूरी

સૂચના—લેખસંબંધી અને માસિક સબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહાશંકરદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક. પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત

વર્ષ ૧૮ મું ] સંવત ૨૦૦૫ જ્યેષ્ઠ [ અંક ૧ લો

## अहंवृत्तिना निग्रहनो आदेश

સાધો ! અહંવૃત્તિ શિથિલ કરો રે, જેથી થાય સમાધિ સિદ્ધ.—ટેક.

અહંતાને માર્યા વિના રે, બીજાં સાધન સર્વ ફોક,
તે વિના ચિત્ત શાંતિ નહિ રે, ભલે વખાણે સઉ લોક...સાધો૦ ૧

અહંતાથી થાય મમતા રે, તેથી આ સંસારનો બંધ,
ગાળો અહંતાને ચિદ્રૂપમાં રે, ટાળી વાસના કેરો ગંધ...સાધો૦ ૨

ગુરુશાસ્ત્રનો બોધ વિચારીને રે, થાઓ શુદ્ધ સ્વરૂપમાં સ્થિત,
નાથ આવાગમન તેથી મટે રે, પર્યવસાન પામે ચિત્ત...સાધો૦ ૩

——[*]——

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમાત્માના સ્મરણધ્યાનવડે અને શરીરના ક્ષણભંગુરપણાના [ . તમારે તમારા મનને શાંત રાખવા પ્રયત્ન કરવો જોઈએ

મરણ થયા પછી જીવના કર્માનુસાર તેને જો દેવાદિના જન્મની થવાની હોય તો તેને તુરત પુનર્જન્મ પ્રાપ્ત થાય છે અને જો શરીરની પ્રાપ્તિ થવાની હોય તો તે પ્રથમ પિતાના શરીરની સાથે પછી માતાના શરીરમાં દાખલ થઈ સમય આવે જન્મ ધારણ કરે છે.

દેહ છોડયા પછી અથવા પુનર્જન્મ પામ્યા પછી મરનારને પોતાના સંબંધીઓની ઈશ્વરના નિયમાનુસાર પ્રાયશ સ્મૃતિ રહેતી નથી .

મરણ પામનાર જીવ જે શરીરની સાથે જોડાય છે ત્યાં પ્રાયશ તેના જીવને ઉપયોગ પૂરતી શાંતિ રહે છે

મરનાર મનુષ્યના જીવાત્માને વિશેષ સુખી કરવા તેનાં સંબંધીઓએ થઈ શકે તેટલું પુણ્યદાન ને શુભકર્મ શ્રદ્ધાપ્રીતિથી કરવું, ને તેનું ફલ મરનારને અર્પણ કરવુ તેથી તેને વિશેષ શાંતિનો ને વિશેષ સુખનો લાભ થાય છે

તમારું સૂર્યોપાસન, જપ ને શાસ્ત્રવાચન નિત્ય નિયમપૂર્વક ચાલતા હશે તેમાં આળસ કે પ્રમાદ નહિ નડતાં હોય ધર્મ પાળવાથી મનની અસ્વસ્થતા દૂર થાય છે

બની શકયા પ્રમાણે શાંતિથી ઈષ્ટમંત્રનો જપ ચાલુ રાખશો ચિત્તનો સમભાવ જાળવવા પણ પ્રયત્નશીલ રહેશો પરમાત્માના સ્મરણપૂર્વક દુ ખને શાંતિથી સહન કરવું એ પણ તપ છે, ને એ તપ દુઃખની નિવૃત્તિ કરવામાં ઉપયોગી થાય છે

શુભભાવનાને પ્રબલ કરવા પ્રયત્નશીલ રહેશો પરમકૃપાળુ પરમાત્મા સર્વ કરવાને સમર્થ છે આર્તમનુષ્યના અંત કરણની સાત્વિકીશ્રદ્ધાના પ્રમાણમાં સત્પુરુષોના આશીર્વાદ તેને ફલે છે

મંદવાડના કારણથી શરીરની અશક્તિને લઈ ચાતુર્માસમાં એકટાણું ન બની શકે તો આપત્કાલનો ધર્મ ગણી અનુકૂલતા પ્રમાણે ભોજન લેવાનું રાખશો.

કોઈપણ પ્રવૃત્તિ પોતાનુ ગજુ વિચારીને કરવી જોઈએ ગજા ઉપરાંત પ્રવૃત્તિ કરવાથી ધાર્યું ન થાય ત્યારે અપકવ ચિત્તને ખેદ થાય એ સ્વાભાવિક છે, માટે ભવિષ્યમાં પોતાની શક્તિપ્રમાણે પ્રવૃત્તિ કરવાની સંભાળ રાખશો

યોગની ચોપડીઓ વાંચી પ્રાણાયામનો અભ્યાસ કરવા માંડયો, એ ઠીક ન કર્યું.

જે મનુષ્યનું પ્રાણાયામ કરતાં શરીર બગડયું હોય તેણે પોતાનું શરીર સુધારવા બદ્ધપદ્માસનનો થઈ શકે તેટલો સવારસાંજ અભ્યાસ કરવો.

તાળવામાં, લમણામાં, બરડાની કરોડે, હાથનાં તળિયામાં ને પગનાં તળિયામાં સવારસાંજ બદામનું તેલ લગાડીને માલીશ કરાવવી

. જો બની શકે તો ત્રણેક દિવસ દૂધમાં કરેલો બાજરાનો રોટલો અર્ધો પકવીને માથા ઉપર આશરે એક પહોરસુધી બાંધી રાખવો.

તેણે બની શકે તેટલા સવારસાંજ ઊંડા શ્વાસ લેવાનો પણ પ્રયત્ન કરવો જોઇએ.

આહાર હલકો ને પાચન થઈ શકે તેટલોજ રાખવો. દબાવીને આહાર લેવો નહિ.

નાકે પાણી પીવાથી આંખો સ્વચ્છ રહે છે, અને મગજ શાંત રહે છે. આશરે પાશેર પાણી નાકથી પીવાય તો ઠીક. નાકે પાણી પીધા પછી સુત્રની નેતિ કરવાની જરૂર નથી નાકે પાણી પીવું તે જલ નેતી કહેવાય છે નાકે પાણી પીધા પછી ધોતિ અને આસન આદિનો અભ્યાસ કરવો હોય તો અર્ધો કલાક પછી કરવો

નેતિનો, ધૌતિનો ને આસનનો અભ્યાસ સવારે છથી નવસુધી થઈ શકે. આસનનો અભ્યાસ રાત્રે જમ્યા પહેલાં થઈ શકે નેતિ, ધૌતિ ને આસનાદિનો અભ્યાસ ધીરજ, જાગૃતિ, વિવેક ને શ્રદ્ધા રાખીને કરવાનો છે

એકવેલા ભોજન કરનાર મનુષ્યથી સવારે ને સાંજે મૂલબંધ તથા ઉડ્ડીયાનબંધ થઈ શકે. તેનો અભ્યાસ આશરે દશ દશ મિનિટ થાય તો ઠીક, રોજ બસ્તિ થઈ શકે. આશરે બશેરથી પાંચશેર સુધી જલ ચઢાવીને પા કલાક રાખી પછી કાઢી શકાય ત્યારે બસ્તિ સિદ્ધ થઈ ગણાય.

શ્રી ગણપતિમાં જ્ઞાનનું વિશેષપણું જણાવવા માટે તેમને નાના નાકવાળાને બદલે શૂઢરૂપ મોટા નાકવાળા બનાવવામાં આવે છે.

સંધ્યા, જપ ને શાસ્ત્રવાચન કરતા રહી અંતઃકરણની શુદ્ધિમાં ને સ્થિરતામાં વધારો કરશો.

જો જાગ્રદવસ્થાના સમયનું યથાયોગ્ય સમય પત્રક બાંધી પછી શ્રદ્ધા ને ઉત્સાહ રાખી નિયમિત રીતે તે પ્રમાણે વર્તવામાં આવે તો મન પ્રસન્ન રહે, અને અસંતોષવડે તથા અધૈર્યવડે તેનો પરાભવ થઈ તે વ્યાકુલ ન થાય.

મુમુક્ષુએ પોતાના મનને સર્વદા શુભકર્મમાં જોડી રાખવું. તેને ક્ષણ પણ નવરું નજ રહેવા દેવું. "સંતોષથી અત્યુત્તમ સુખનો લાભ થાય છે" એમ ભગવાન્ પતંજલિએ યોગદર્શનમાં કહ્યું છે.

મહાભારતમાં પણ યયાતિ રાજાએ કહ્યું છે કે—"આ લોકમાં જે ઇચ્છિત સુખ છે, અને સ્વર્ગનું જે દિવ્ય મોટું સુખ છે તે સર્વ સુખ તૃષ્ણાનો ક્ષય થવાથી જે ઉત્તમસુખની પ્રાપ્તિ થાય છે તેની આગળ એક આનાજેટલાં પણ નથી." આ વચનોનો વિચાર કરી મુમુક્ષુએ પોતાના મનને સંતોષવાળું રાખવા પ્રયત્ન કરવો જોઇએ. (ચાલુ)

——[ * ]——

# મુમુક્ષુપ્રતિ સંદેશ

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

વિવેક દશમો નિધિ ગણાય છે. વ્યાવહારિક વિવેક વિના મનુષ્યથી વ્યવહારમાં થવાતું નથી, ને પારમાર્થિક વિવેકવિના નિરુપાધિક નિરતિશય સુખ મેળવી શકાતું ચિદાનંદાદિ સ્વભાવવાળું બ્રહ્મજ સત્ય છે, નામરૂપાદિવાળુ બાહ્ય દૃષ્ટિએ પ્રતીત થતું મિથ્યા છે, આવી જે સ્થિર સમજ તે પારમાર્થિક વિવેક કહેવાય છે. આ પારમ વિવેક મુમુક્ષુએ સત્પુરુષોના સમાગમથી ને સતશાસ્ત્રના શ્રવણવાચનથી પોતાના મનમા કરવો જોઇએ. એ પારમાર્થિક વિવેક જો મુમુક્ષુના મનમા પ્રાપ્ત થયો હોય તો જ મુમુક્ષુના મનમાં વિશ્વાસ રાખવા યોગ્ય વાસ્તવિક વૈરાગ્યનો આવિર્ભાવ ને સ્થિરતા થાય

મનુષ્યે શુભકર્મવડે જ્યારે પોતાના અંતઃકરણની શુદ્ધિ કરી હોય ત્યારે જ ઉદાર ને ઉત્તમોત્તમ ચરિત્રવાળા સદ્ગુરુની અને પરમેશ્વરની વિશુદ્ધ ભક્તિની પ્રાપ્તિ તેના હૃદયમાં પારમાર્થિક વિવેક પ્રકટી તે વિવેકની દ્રઢતા થતાં આ લોકના ને . શબ્દાદિ વિષયોમાં ને તે વિષયોના સાધનોમા સત્યપણાની, રમ્યપણાની ને સુખદ ચિરકાલથી રહેલી ભ્રાંતિ દૂર થઇ તે વિષયોમાં દોષદર્શન થાય છે, અર્થાત્ તે [. મિથ્યા, તુચ્છ ને દુઃખદ જણાવા લાગે છે એવી રીતે વિષયોમાં દોષદર્શન થવાથી વિષયોમાં લાંબા સમયથી રહેલો રાગ દૂર થાય છે. પૂર્વોક્ત વિવેકવડે અંતઃકરણમા રાગની નિવૃત્તિ થવી તે વૈરાગ્ય કહેવાય છે. આવો વૈરાગ્ય પ્રાપ્ત થવાથી મુમુક્ષુ વિહિત વિષયોનું ઔષધની પેઠે પરિમિત સેવન કરે છે અજ્ઞાન કાળમા જેમ તે વિષયોનો તેનાં સાધનોનો દાસ હતો તેમ હવે તે વિષયોનો ને તેનાં સાધનોનો દાસ રહેતો ન' પણ તે વિષયાદિને વશ વર્તાવવા સમર્થ થાય છે. પ્રત્યેક મુમુક્ષુએ અવશ્ય અંતઃકરણ પોતાના ચિત્તમાં વિવેક જન્ય વૈરાગ્ય કેટલો પ્રકટયો છે, તથા કેટલે અંશે તે [ થયો છે તે નક્કી કર્યા કરવુ જોઇએ, ને વિમલ વૈરાગ્ય વિના કદી પણ બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકતો નથી એમ સમજી તે વિમલ વૈરાગ્યને પોતાના અંતઃકરણમા સુસ્થિર કરવો જોઈએ.

સ્થૂલ શરીર ક્ષણિક છે, મૃત્યુનાં નિમિત્તો ઘણાં છે, ને વિષયસેવનથી મનુષ્યના મનને તથા ઇંદ્રિયોને કદી પણ તૃપ્તિ થવાનો લેશ પણ સભવ નથી એમ નક્કી કરી મુમુક્ષુએ પોતાના મનને વિમલ વિરાગવાળું ને પ્રમાદરહિત કરી શમદમાદિ ૭ સંપત્તિની પ્રાપ્તિ કરવા ઉત્સુક થવુ જોઇએ તેણે પોતાના મનને જગતમાંથી પાછુ વાળી હૃદયસ્થ બ્રહ્મમાં જોડવાના બલરૂપ શમ, જ્ઞાનેંદ્રિયોને તેમના વિષયોથી પાછી વાળી હૃદયસ્થ બ્રહ્મ ભણી રાખવાના બલરૂપ દમ સદ્ગુરુનાં ને સતશાસ્ત્રના વચનોમાં પ્રામાણિકપણાના અડગ નિશ્ચયરૂપ શ્રદ્ધા, મન કોઇ નિમિત્તથી ક્ષોભયુક્ત થાય તેને પ્રમાણ ને યુક્તિવડે સમજાવી ક્ષોભરહિત કરવાના સામર્થ્યરૂપ સમાધાન, મનના તથા ઇંદ્રિયોના નિરર્થક બાહ્યવેગની નિવૃત્તિપૂર્વક તેની બાહ્ય વિષયોમા સ્વાભાવિક ઉદાસીનતા જેવી સ્થિતિરૂપ ઉપરતિ ને પોતાના પ્રારબ્ધ-કર્મવશાત્ પ્રાપ્ત થતા ટાઢતડકાને ભૂખતરષને તથા માનાપમાનાદિને ચિંતા ને વિલાપ-રહિત સહન કરવાના સામર્થ્યરૂપ તિતિક્ષા, એ ૭ સંપત્તિ ધૈર્ય, સાવધાનતા ને અપૂર્વ ઉત્સાહ રાખી પ્રાપ્ત કરવી જોઇએ. માત્ર તે ૭ સંપત્તિના સ્વરૂપો સમજીને વા તેનાં નામો ને

સ્વરૂપો ઓથતાં શીખી લઈને સંતોષ નજ માનવો જોઇએ, પણ તે ૭ સંપત્તિ પોતાના મનમાં ને ઇંદ્રિયોમાં કેટલી સ્થિર થઇ છે તે સૂક્ષ્મ દૃષ્ટિથી વિલોકવું જોઈએ. જેમ મૂલ્ય આપ્યા વિના કોઈ વ્યાપારીની સોનાની પાટ જોવાથી તે સોનાની પાટ જોનારની પોતાની થઈ જતી નથી તેમ આ ૭ સંપત્તિની પ્રાપ્તિ કર્યા વિના બ્રહ્મ પોતાનું સ્વરૂપ છતાં પણ તે પોતાનું સ્વરૂપ થઈ શોકમોહાદિની નિવૃત્તિમા હેતુભૂત થતું નથી.

દુ ખોની નિત્ય નિવૃત્તિરૂપ ને પરમાનંદની નિત્ય પ્રાપ્તિરૂપ મોક્ષની તીવ્ર ઇચ્છા તે મુમુક્ષુતા કહેવાય છે. અત્યત ભૂખ્યા માણસને જેમ ભોજન સામગ્રી મેળવવાની આતુરતા રહે છે તેમ જ્યારે બ્રહ્મ સાક્ષાત્કાર કરવાની ઘણી આતુરતા પ્રકટે ત્યારે તે સાચો મુમુક્ષુ કહેવાય, ને તેણે મુમુક્ષુતા પ્રાપ્ત કરી છે એમ કહેવાય.

હે મુમુક્ષુઓ! વા હે મુમુક્ષુ થવાની ઇચ્છાવાળાઓ! વા હે પોતાને મુમુક્ષુ માનનારાઓ! તમે આ સંદેશ શાત ચિત્તે વાચશો ને સાંભળશો, અર્થાત્ તેને નેત્રદ્વારા વા કર્ણદ્વારા અંત કરણના ઊંડાણમાં પહોંચાડશો, ને પૂર્વોક્ત વિવેકાદિને સુસ્થિર કરવા વા પ્રાપ્ત કરવા શ્રદ્ધાપ્રીતિથી ઉદ્યોગી રહેશો જો આમ કરશો તો તમે હવે પછીના ઉત્તમ સંદેશ વાચવા-સાંભળવા સુભાગી થશો. ૐ

——[ * ]——

## योगसूत्रो

[ લેખકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૭૭ થી )

ગત અકના પૃષ્ઠ ૧૭૬મે પહેલા પરિચ્છેદની આઠમી લીટીમાંના ભાષ્યવાક્યમાં 'प्रत्ययाविशेषो' છપાયું છે તે 'प्रत्ययाविशेषो' વાંચવાનુ છે.

એજ પૃષ્ઠના ચોથા પરિચ્છેદની પહેલી લીટીમાં 'તમોગણથી અધિકતાથી' છપાયું છે તે 'તમોગુણની અધિકતાથી' વાંચવાનું છે.

એજ પૃષ્ઠના સાતમા પરિચ્છેદની સાતમી લીટીમા 'તમસનો ઉદ્રેકથી' છપાયું છે તે 'તમસના ઉદ્રેકથી' વાંચવાનુ છે.

પૃષ્ઠ ૧૭૭મે છેલ્લા બે પરિચ્છેદો અશુદ્ધ છે તે વાંચવાના નથી.

મરણઅવસ્થામા પણ ચિત્ત અભાવ પ્રત્યયનું આલબન કરીને કારણાકાર થાય છે તે વૃત્તિવડેજ થાય છે. સરૂપ કારણાકાર તે થતું નથી.

ચિત્તનો સરૂપ કારણાકાર તો માત્ર એક નિરોધ અવસ્થામાંજ થાય.

મરણઅવસ્થામાં જો ચિત્ત વૃત્તિવડે કારણાકાર થાય તો તે અવસ્થાના અનુભવોની સ્મૃતિ થવી જોઇએ પણ તે થતી નથી તેથી ચિત્ત મરણ–અવસ્થામાં વૃત્તિવડે કારણાકાર થતું નથી પણ સરૂપ કારણાકાર થાય છે એવી શકા યોગ્ય નથી

મરણઅવસ્થામા શરીરાંતર થવાના કારણે અને નવા શરીરનાં કરણોની દીર્ઘ સમય સુધી રહેતી અવ્યક્ત દશાને કારણે સ્મૃતિ ન રહેતી હોવાનું જણાય છે પણ શિશુના ચિત્તની પ્રસન્નતા અપ્રસન્નતા તથા દુ ખમગ્નતા આદિ ચિહ્નો પરથી તેને મરણઅવસ્થામાં અનુકૂળ વા પ્રતિકૂળ અનુભવ થયો હોવાનું અનુમાન કરી શકાય છે.

બીજી રીતે સ્વપ્નઅવસ્થાના અનુભવની સ્મૃતિ પણ ઘણીવાર અસ્પષ્ટ હોય તેની અપેક્ષાએ સુષુપ્તિ અવસ્થાની સ્મૃતિ વધારે અસ્પષ્ટ હોય છે ને સુષુપ્તિ અપેક્ષાએ મરણઅવસ્થાની સ્મૃતિ અત્યંત અસ્પષ્ટ હોય અને તે તે અવસ્થા સમયે ચિત્ત સત્ત્વ તથા તમસમાંના જે ગુણવાળુ પ્રધાનપણે હોય તેના પર પણ સ્મૃતિની સ્પષ્ટતાનો આધાર રહે

પણ સ્વપ્ન તથા સુષુપ્તિની પેઠે મરણઅવસ્થામાં પણ ચિત્ત અભાવપ્રત્યયના વાળું હોય છે તેથી સ્વપ્નઅવસ્થા તથા સુષુપ્તિઅવસ્થાની પેઠે મરણઅવસ્થાનો પણ સૂત્રમાં કહેલી નિદ્રાવૃત્તિમાં સમાવેશ થાય છે.

**યત્રૈતત્ પુરુષः स्वपिति नाम सता सोम्य तदा संपन्नो भवति ... भवति तस्मादेनं स्वपितीत्याचक्षते स्वं ह्यपीतो भवति ॥** 'જે અવસ્થામાં પુરુષ સૂએ છે એમ કહેવાય છે તે અવસ્થામા તે સતસંપન્ન થાય છે. તે પોતાના લીન થઈ ગયેલો થાય છે. માટે એને સૂએ છે એમ કહેવામા આવે છે. તે તે .. તેના પોતાના સ્વરૂપમા લય પામી ગયેલોજ થાય છે.' આ શ્રુતિવચનમાં સુષુપ્તિઅ પુરુષ તેના પોતાના સતસ્વરૂપને પામેલો થાય છે એમ કહેલુ હોવાથી સુષુ... તેને તેના ચિત્તની કોઈ વૃત્તિનો સદ્ભાવ માની શકાય નહિ એવી શકા કરવી યોગ્ય નથી

**यत्रैष एतत्सुप्तोऽभूद्य एष विज्ञानमय पुरुषस्तदेषां प्राणानां विज्ञानमादाय य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिन्न् शेते तानि यदा हैतत् पुरुष स्वपिति नाम तद्गृहीत एव प्राणो भवति गृहीता वाग्, चक्षुर्गृहीतं श्रोत्रं गृहीतं मन ॥** "જે આ વિજ્ઞાનમય પુરુષ છે તે જે અ... સૂતો હતો તે અવસ્થામા ઉત્તરોત્તર વિજ્ઞાનોને લેતો થતો હૃદયમાં જે આ આકાશ તેમાં સૂએ છે. જ્યારે તે વિજ્ઞાનોનું પૂરેપૂરૂં ગ્રહણ કરી લે છે ત્યારે આ પુરુષ સૂએ છે એમ કહેવાય છે. સમગ્ર ઇંદ્રિયોને જેણે પોતાનામા સંકેલી લીધી છે એવો તે ત સમયે થાય છે. વાણીને સંકેલી લીધી છે. ચક્ષુને સંકેલી લીધું છે. શ્રોત્રને સંકેલી લીધું છે. મનને સંકેલી લીધેલુ છે.' શ્રુતિના આ વચન સાથે ઉપરમાં કહેલું શ્રુતિનું વચન વિચારતાં જણાઈ આવે છે કે પુરુષ સુષુપ્તિ અવસ્થામાં સર્વે ઇંદ્રિયોની તથા ચિત્તની સર્વે વૃત્તિઓને સંકેલી લઈને પોતાના સ્વરૂપમા સ્થિત થાય છે અને એમ કહેવું એ સર્વે ઇંદ્રિયોની તથા ચિત્તની સર્વે વૃત્તિઓના વિષયભૂત સંપૂર્ણ જગતના અભાવની વૃત્તિના આલંબનવાળી આ સૂત્રમાં કહેલી નિદ્રાવૃત્તિનેજ સુષુપ્તિ અવસ્થા કહેવા સમાન છે.

સુષુપ્તિ અવસ્થામા પુરુષની સ્વરૂપમાં જે સ્થિતિ થાય છે તે સ્થિતિ સમાધિમાં થતી સ્વરૂપમાં પુરુષની સ્થિતિને સમાન છે એમ કહેવાનો ભાવ શ્રુતિનો પણ નથી.

**अत्रेमाः सर्वाःप्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्ति अनृतेन हि प्रत्यूढा ॥** 'આ સર્વે પ્રજાઓ નિત્ય નિત્ય આ બ્રહ્મલોકમાં જાય છે પણ બ્રહ્મને પામવાનો લાભ મેળવતી નથી કારણ કે તે સમયે પણ તે પોતાના રૂઢ પુરુષરૂપનાજ આવેશવાળી હોવાથી બ્રહ્મને પોતાના સ્વરૂપરૂપે જાણતી હોતી નથી.' શ્રુતિનું આ વચન અસંપ્રજ્ઞાત સમાધિસમયની સ્વરૂપસ્થિતિથી સુષુપ્તિસમયની સ્વરૂપસ્થિતિને જુદી પાડી જણાવે જ છે.

**पुरुषं सोम्योतोपतापिनं ज्ञातय पर्युपासते जानासि मां जानासि मामिति तस्य यावन्न वाङ्मनसि संपद्यते मन. प्राणे प्राणस्तेजसि तेजः**

परस्यां देवतायां तावज्जानाति अथ यदाऽस्य वांग्मनसि संपद्यते मन. प्राणे प्राणस्तेजसि तेज. परस्यां देवतायामथ न जानाति ॥

"વળી હે સોમ્ય, જેને અસુખ ઉપજ્યું હોય છે તેને જ્ઞાતિજનો ઘેરીને બેસે છે અને મને ઓળખે છે મને ઓળખે છે એમ જુદા જુદા સંબંધીઓ તેને પૂછે છે પણ જ્યાંસુધી તેની વાણી મનમાં લય પામેલી હોતી નથી મન પ્રાણમાં, પ્રાણ તેજમાં ને તેજ પરદેવતામાં લય પામેલું હોતું નથી ત્યાંસુધી તે ઓળખે છે પછી જ્યારે તેની વાણી મનમાં મન પ્રાણમાં પ્રાણ તેજમાં ને તેજ પરદેવતામાં લય પામે છે ત્યારે તે ઓળખાતો નથી. શ્રુતિના આ વચનપરથી જણાય છે કે મરણઅવસ્થા પણ આ સૂત્રમાં કહેલી અભાવપ્રત્યયના આલંબનવાળી નિદ્રાવૃત્તિજ છે.

अथ यथाक्रमोऽयं परलोकस्थाने भवति तमाक्रममाक्रम्योभयान् पाप्मन आनंदांश्च पश्यति स यत्रप्रस्वपिति अस्य लोकस्य सर्वावतो मात्रामुपादाय स्वयं विहत्यस्वयं निर्माय स्वेन भासा स्वेन ज्योतिषा प्रस्वपित्यत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति ॥ "હવે જે ક્રમે પુરુષ પરલોકની સ્થિતિને પામે છે તે ક્રમ પકડીને પુરુષ જે સ્વપ્નઅવસ્થામાં આ લોકની માત્રાને સર્વ બાજુથી 'સમેટી લઇને સૂએ છે તે અવસ્થામાં જાગ્રતઅવસ્થાના ઉપસ્થિત જગતથી પોતાની મેળે વિમુખ થઇને પોતાની કલ્પના પ્રમાણેનું અને પોતાના પ્રકાશવડે સ્વપ્નઅવસ્થાના જગતનું પોતાની મેળે નિર્માણ કરતો સૂએ છે. આ અવસ્થામાં પુરુષ પોતે પોતાના પ્રકાશવાળો હોય છે.' શ્રુતિના આ વચનપરથી સ્વપ્નઅવસ્થા પણ આ સૂત્રમાં કહેલી અભાવપ્રત્યયના આલંબનવાળી નિદ્રાવૃત્તિજ છે એમ જણાય છે.

સ્વપ્નઅવસ્થા ઉપરથી જોતાં સંપ્રજ્ઞાત સમાધિની અવસ્થા જેવી જણાય છે પણ તે ખરેખરી સંપ્રજ્ઞાતસમાધિની અવસ્થા નથી

સંપ્રજ્ઞાતસમાધિમાં સાક્ષાત્ જણાતા પદાર્થનું ખરેખરું અસ્તિત્વ હોય છે અને સ્વપ્નઅવસ્થામાં સાક્ષાત્ જેવા જણાતા પદાર્થનું અસ્તિત્વ પુરુષે પોતે કલ્પેલું હોય છે એ અંતર છે.

न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथरथान् रथयोगान् पथः सृजते ॥ 'ત્યાં રથ નથી હોતા, રથને જોડવાના ઘોડા ત્યાં હોતા નથી, ઘોડા જોડેલા રથોને ચાલવાના માર્ગો ત્યાં હોતા નથી, પણ રથોને ઘોડાઓને માર્ગોને પુરુષ પોતે સરજે છે' આ શ્રુતિવચન સ્વપ્નઅવસ્થામાં પુરુષને જણાતા પદાર્થો પુરુષ પોતે કલ્પી લે છે એવું કહે છે

એમ સ્વપ્ન સુષુપ્તિ તથામરણ એ ત્રણ અવસ્થાઓ આ સૂત્રમાં કહેલી નિદ્રાવૃત્તિ છે.

નિરોધ અવસ્થાના લાભમાટે આ નિદ્રાવૃત્તિ પણ નિરોધને પાત્ર છે એમ આ સૂત્રનો ઉપદેશ છે.

---

## सनातनधर्मप्रचार

ગેડઆલાગામમાં સનાતનધર્મના પ્રચાર અર્થે એક સંસ્કૃત પાઠશાળા ખોલવામાં આવેલી છે જેમાં હાલમાં પંદરેક વિદ્યાર્થીઓ લાભ લે છે, ને વિશેષ લાભ લે એમ [illegible] છે.

લિ. પ્રભાશંકર ભગવાનજી

## શ્રીનાથચરિતામૃત તૃતીયપ્રવાહમાં આવવાનાં પૂ. કૃપાનાથનાં દૃષ્ટાંતો

## ગંમત સાથે જ્ઞાન

[ લેખકઃ-શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા ]

સત્સંગનું ફળ:—" આવો, આવો, પધારો પધારો, ને આવજો આવજોનું દૃષ્ટાંત ":— ગામડાના એક પટેલ હતા તે ક્યારે પણ સત્સંગમાં જાય નહિ ચોરે કથાવાર્તા ઘણી-વાર થાય, પણ પટેલ કે તેના ઘરનાં તેનો લાભ લે નહિ. તેના દીકરાની વહુ નવી પરણીને આવેલી, તે ડાહી હતી, તેના બાપને ત્યાં તેને કથાવાર્તા સાંભળવાના સારા સસ્કાર પડેલા. ચોરે કથા બેઠી હતી તે તેના જાણવામાં આવતાં તેણે પોતાની સાસુને કહ્યું કે બાઈજી! ચાલોને આપણે કથા સાંભળવા જઈએ. મારા દાદાજી પણ આવે. શાસ્ત્રમા કહે છે કે કથા સાંભળવાથી આપણા કાન પવિત્ર થાય, ભગવાનમાં આપણને હેત ઉપજે, ને આપણા આત્માનું કલ્યાણ થાય. મારા બાપને ત્યા તો અમે જ્યારે જ્યારે ગામમાં કથા થાય ત્યારે સાંભળવા જતાં. નવી વહુ કામઢી હતી તેથી સાસુની તેના પર પ્રીતી હતી, તેણે તેનું કહેલું માન્યું, પટલાણીએ પટેલને પણ આવવાને આગ્રહ કર્યો. બપોર પછી સૌ ચોરે કથા સાંભળવા ગયાં, કોઈ દિ નહિ ને આજ પટેલ પહેલવહેલા કથા સાંભળવા આવ્યા, એટલે મુખ્ય શ્રોતાઓએ પ્રસન્નતા દર્શાવી તેમને વિશેષ માન આપ્યુ "આવો, આવો, પધારો, પધારો," એમ કહી તેમને આગળ બેસાડ્યા, પટેલને સત્સંગમાં જવાની ટેવ નહિ, એટલે કથામાં તેમને કાંઈ સમજાણું નહિ, ને રસ પડ્યો નહિ, એટલે થોડીવાર પછી તે ઊઠ્યા, ને "આવજો, આવજો" એમ કેટલાક શ્રોતાઓએ માન આપી તેમને વિદાય કર્યા, પટેલને કથામાંથી બીજું કાંઈ યાદ ન રહ્યુ, પણ "આવો, આવો, પધારો, પધારો, ને આવજો, આવજો," એ શબ્દો તેમને યાદ રહી ગયા, ને તેનું તેમને વારંવાર સ્મરણ થવા લાગ્યું.

થવા કાળ છે ને. તે દિવસે પટેલ રાત્રિએ જે ઘરમાં સુતા હતા તે ઘરમા ખાતર પડ્યું પટેલના દરદાગીના, રોકડ વગેરે તે ઘરમાં રહેતું હતું આજે કથામાં સાંભળેલા શબ્દોના ઘાટા સંસ્કાર પડી જવાથી પટેલ ઉંઘમાં પણ જ્યારે ત્યારે "પધારો, પધારો" એમ બકતા (બોલતા) હતા, ભીંતમા મોટું બાંકુ પાડી એક ચોર અંદર પેઠો, ને બીજા ચોર બહાર ઉભા રહ્યા, ત્યાં પટેલથી "પધારો, પધારો" એમ ઉંઘમાં બોલાણું ચોરોએ જાણ્યું કે પટેલ જાગે છે, ને જાણી જોઈને આમ બોલે છે. આથી તે ચોરો બહુ ભય પામ્યા ને ભાગ્યા. ત્યાં પટેલ ઉંઘમાં બોલ્યા કે "આવજો, આવજો" એટલે તો તેઓ પકડાઈ જવાની બીકથી મુઠીઓ વાળીને દોડ્યા, ને નાસી ગયા. પટેલનું ઘર બચી ગયું. પટેલને આ વાતની કાંઈ ખબર પડી નહિ, સવારમાં પટેલ હમેશની પેઠે ઊઠ્યા, ત્યાં તેમને ઓરડાની પાછીતમાં મોટું બાકોરુ જોવામાં આવ્યું, પણ ઘરમાંથી કાંઈ ચીજ ગયેલી નહિ. ઘરનાં સૌ માણસો જોતજોતામાં ભેગાં થઇ ગયાં ને આ દેખાવ જોઈ પટેલને અન્ય સૌ કહેવા લાગ્યાં કે ભગવાને કૃપા કરી. આ ભગવાનની કથા સાંભળ્યાનું ફળ તરત મળ્યુ. પટેલ ને બીજા બધાએ નક્કી કર્યું કે હવે તો રોજ કથા સાંભળવા જવું. સૌ તે પ્રમાણે આગ્રહથી વર્તવા લાગ્યાં ને કથામાં આવતા ઉપદેશને અનુસરીને પટેલ પટલાણી તથા બીજા સત્સંગમાં જનારા દાનપુણ્ય કરવા લાગ્યા. પરિણામે તે પટેલનું ઘર એક ધાર્મિક ઘર બની રહ્યું,

અને બીજા સત્સંગીઓ પણ તેમની પેઠે સ્વધર્મપાલન કરી સુખાનુભવ કરવા લાગ્યાં.

આ વિશ્વમાં સત્સંગ એ મોટી વસ્તુ છે. તે પરમધન હોઈ, મનુષ્યને સર્વે કાંઈ સાધી આપે છે.

"जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं,
मानोन्नतिं दिशति पापमपा करोति।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं,
सत्संगतिः कथय किं न करोति पुंसाम्॥"

સત્સંગ બુદ્ધિની જડતાને મટાડે છે, વાણીમાં સત્યનું સિંચન કરે છે, માનની ઉન્નતિને દર્શાવે છે, પાપનો નાશ કરે છે, ચિત્તને નિર્મલ કરે છે, અને દિશાઓમાં કીર્તિને વિસ્તારે છે. કહોઃ સત્સંગ પુરુષોનું કયું શુભ કાર્ય નથી કરી આપતો?

ઉપરના દૃષ્ટાંતમાં જણાવ્યા પ્રમાણે ડાહી વહુની ભલી લાગણીનું ફળ કેવું સુંદર આવ્યું? કૃપાનાથ બૈરાંઓને સન્માર્ગે ચડાવવાને આવાં જાતજાતનાં દૃષ્ટાંતો સમયે સમયે કહેતા.

——[ * ]——

## वाल्मीकि ऋषि

### બાળકોને માટે

[ નિવેદક—શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

એક જંગલમાં એક લુટારો રહેતો હતો. તે બહુ નિર્દય હતો. તે મુસાફર લોકોની સઘળી ચીજવસ્તુઓ લુંટી લેતો હતો અને તેમને મારી પણ નાખતો હતો. આ પ્રમાણે તે પોતાના પરિવારનું પાલનપોષણ કરતો હતો.

એકવાર એ લુટારે એક સાધુને પકડ્યા અને તેને મારવા લાગ્યો.

આથી તે સાધુએ તેને શાંતિથી કહ્યું:—

"તમે મને શાસારુ મારો છો? અને મારો નહિ—મારવાથી તમને પાપ લાગશે અને તમારા પાપમાં કોઈ ભાગીદાર થશે નહિ-માટે તમે આવું પાપનું કામ છોડી દીઓ... !"

સાધુજીએ નિડર થઈને સાચો બોધ આપ્યો એટલે તે લુટારાને બહુ અસર થઈ છતા તે કહેવા લાગ્યો—

"આ મારો ધંધો છે તે શી રીતે છોડી શકુ? ઘરમાં મારા ઘરડા બાપ છે, ઘરડાં મા છે, મારાં વહુ છે ને એક નાનો દીકરો પણ છે. જો હું આ મારો ધંધો છોડી દઉં, તો આ બધાનું ભરણપોષણ કેમ કરવું?"

આ સાંભળીને સાધુજીએ સામું પુછ્યું—

"તમે ભરણપોષણની ચિંતા કરો છો પણ તમારાં તે બધાં સગાંવહાલાં તમારા આ ધંધાના પાપમાં ભાગીદાર થશે ખરાં?

લુટારાએ તુરતજ જવાબ આપ્યો—

"કેમ ભાગીદાર નહિ થાય? તેમને માટે તો હું આ ધંધો કરુ છુ."

આથી સાધુજીએ કહ્યું—

"ભાઈ, પાપમાં કોઈ ભાગીદાર થતું નથી. શંકા હોય તો, જાઓ તેમને પૂછી

જુઓ! જો તેઓ પાપમાં ભાગીદાર બનવા તૈયાર હોય તો પછી મને ખુશીથી મારી નાખજો... !"

આ ઉપરથી સાધુજીને એક ઝાડ સાથે બાંધીને તે લુટારો પોતાને ઘેર ગયો.

ઘરમાં સૌને પૂછી જોયુ, પણ કોઈ પાપમાં ભાગીદાર થવા તૈયાર થયું નહિ.

તેના બાપે કહ્યું—મેં તો તને પાળીપોષીને મોટો કર્યો, હવે હું વૃદ્ધ થયો માટે મારી સેવા કરવાનો તારો ધર્મ છે, હું તો પુણ્ય લઉં—પાપ શામાટે લઉં...?"

તેની માએ પણ તેના બાપની પેઠેજ કહ્યુ.

તેની વહુ પણ પાપમાં ભાગીદાર થવા તૈયાર થઈ નહિ.

તેનો દીકરો તો બહુ નાનો ને અબોધ હતો.

ઘરનાં માણસોના જવાબ સાંભળીને લુટારો બહુ ઉદાસ થઈ ગયો.

પછી તે એકદમ સાધુજી પાસે આવ્યો અને તેમને છોડ્યા અને તેમની માફી માગી ત્યારથી તેણે લૂટ-માર કરવાનું છોડી દીધું.

પછી સાધુજીના સત્સંગથી તે મહાત્મા થઈ ગયો.

આ મહાત્મા તેજ વાલ્મીકિ ઋષિ

વાલ્મીકિ ઋષિએ સંસ્કૃતભાષામાં "રામાયણ" નામનું મહાકાવ્ય રચ્યું

તેથી તે આદિકવિ કહેવાયા અને તેમનું નામ અમર થઈ ગયું.

——[o]——

## પવિત્ર ભાવના

"નાથપ્રભુના ધામમાં માનવ મહદ્‌ભાગી હોય તોજ રહેવાનો લાભ લઇ શકે. પુણ્યવિના એવા પરમધામમાં અવાય પણ ક્યાંથી?

મનમાં તો થાય છે કે સદાસર્વદા એ જ અવિચળ પદમાં જીવનની પ્રત્યેક પળ જેમ યજ્ઞમા ઘીની આહુતિ અપાય તેમ આપતો રહું! ને માનવતાની મહામૂલી પૂંજી જે સત્ય છે તેને મેળવવા કૃતનિશ્ચયી થાઉં!

અને ક્યારે એ ચિરંતનના ચરણાગવિંદમાં જીવનની પ્રત્યેક પળ વિતાવી 'મારા-પણા'થી મુક્ત થઈ સહજ ( આકાશ જેમ ) નિર્લેપ થઇ વિચરું!

અને જ્યાં માતા નથી, પિતા નથી, પત્ની નથી, પુત્ર નથી, ધન નથી, માન-કીર્તિ નથી, ને 'અહં મમ' નથી એવી અવસ્થાને મેળવું!

જયનાથ! આપની કૃપા ઊતરો! ભક્ત ઉપેન્દ્ર

——[ * ]——

## બ્રહ્મચિંતનની અગત્ય અને તેનું સાધન

[ લેખક—શાસ્ત્રી હરદત્ત રેવાશંકર જોશી ]

દેવો પણ જેની પ્રશંસા કરે એવો આ માનવ દેહ છે. તેને વ્યવહારમાં, ધંધામાં અને વિષયોમાં તોડીફોડી નાંખવો તે સમજુ મનુષ્યોને ઘટતું નથી. હીરો હાથ આવે ત્યારે જેમ આપણે ઝવેરીને શોધી તેને તે હીરો બતાવી તેની કિંમત અંકાવીએ છીએ તેમ આપણને આ માનવદેહરૂપી હીરો હાથ આવ્યો છે તો શ્રીસદ્‌ગુરુરૂપ ઝવેરીને શોધીને તેને તે માનવદેહરૂપી હીરો બતાવી તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે પૂછવું જોઇએ; અને શ્રીસદ્‌ગુરુદેવોપદિષ્ટ માર્ગે પોતાના કલ્યાણની અપેક્ષા રાખનાર મનુષ્યે

ચાલવું જોઇએ. જેમ કોઈ માણસને કમળો થયો હોય તો તે માણસને બધું પીળુંજ દેખાય છે. શુદ્ધ દૃષ્ટિ પ્રાપ્ત કરવા માટે તે માણસે આંખનો કમળો મટાડવો જોઇએ. તેમ મુમુક્ષુએ પ્રથમ પોતાનું ચિત્ત કઈ રીતે શાંત થાય, કઈ રીતે ચિત્ત સાત્વિક થાય અને કઈ રીતે સત્કર્મમાં વિશેષ વિશેષ પ્રીતિ થાય તે માટે હંમેશા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. જે વસ્તુનો મહિમા જ્યાં સુધી આપણને ન જણાય ત્યાં સુધી તેને માટે પ્રયત્ન કરવાની ઇચ્છા થતી નથી. મનુષ્ય પાસે બે મહિમા છે. શ્રીભગવાનનો મહિમા અને જગતનો મહિમા. તે બન્નેમાંથી જે મહિમા બહુ સમજાય તે તરફ ચિત્ત દોડે છે. હરિ મહિમા જ્યાં સુધી મનુષ્યે જાણ્યો ન હોય ત્યાં સુધી જગત્ મહિમા તેને બહુ વહાલો લાગે છે, અને જગત્ના કાર્યમાંજ તેને આનંદ આવે છે. જેણે હીરામોતીના હાર દેખ્યા ન હોય તે ચણોઠીના હારમાં બહુજ રાજી રહે છે. પરંતુ હીરામોતીના હાર પહેર્યા પછી જેમ તેને ચણોઠીના હાર પહેરવાની ઇચ્છા થતી નથી, દુધપાક પુરીનું ભોજન જમ્યા પછી ખાટી છાશ અને ટાઢો રોટલો ખાવા ગમતાં નથી, તેમ ઇશ્વરનો મહિમા જાણ્યા પછી જગત્નો માયિક મહિમા તુચ્છ જણાય છે. સદ્ગુરુની કૃપા થાય ત્યારે ઇશ્વરનો મહિમા સમજાય છે.

મન એવું ચચળ છે કે સમાધિ સ્થિતિને પ્રાપ્ત થયેલા પુરુષ સિવાય અન્ય મનુષ્યોનાં મન શાંત રહેવા બહુજ કઠિન છે. ઘડીમાં આ વિચાર તો ઘડીમાં બીજો વિચાર એમ મન વિચારની ઘટમાળમાં રમણ કર્યા કરતું હોય છે. તેમાં એકધારા સારા વિચારો કર્યા કરે છે તેવું પણ નથી. તે મનને જો પરમાત્મા સંબંધી ચિંતન કે મનન ન આપવામાં આવે તો તે મન સંસારના વિષયોનું ચિંતન કરવા લાગી જાય છે, અને તેથી જીવાત્માને નિકૃષ્ટ સ્થિતિએ લાવી મૂકે છે. માટે સમજુ મનુષ્યોએ ગુરુકૃપા સંપાદન કરી સતત બ્રહ્મસ્વરૂપનું ચિંતન અને મનન કર્યા કરવું જોઇએ. પંચદશીમાં પણ વિદ્યારણ્ય સ્વામીએ કહ્યું છે કે—

तत्कथनं तच्चिन्तनमन्योन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्वञ्च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥

આત્માના કથનને, તેના ચિંતનને, અન્યોન્ય તેના પ્રબોધનને અને આત્મતત્ત્વનીજ પરાયણતાને ડાહ્યા પુરુષો બ્રહ્માભ્યાસ કહે છે.

સતત આત્મચિંતન કર્યા કરવું એ મહતી તપશ્ચર્યા છે. આપણા પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવે એ તપશ્ચર્યાનું આજીવન અનુષ્ઠાન કર્યું હતું. બ્રાહ્મ મુહૂર્તથી માંડીને રાત્રિના દસ વાગ્યા સુધી આત્મવિચાર, આત્મપ્રબોધ અને પરમાત્મા સંબંધી સાહિત્યનું અનુલેખન એ ક્રિયાઓ એકધારી રીતે તેઓશ્રીના જીવનમાં ચાલ્યા કરતી હતી. સતત બ્રહ્મના ચિંતનથી તેઓશ્રી બ્રહ્મસ્વરૂપ થઈ ગયા હતા. મોક્ષની ઇચ્છાવાળા મનુષ્યોએ સદ્ગુરુદેવાનુષ્ઠિત પથે ચાલવા પ્રયત્ન કરવો જોઇએ.

સર્વત્ર આત્મભાવના—બ્રહ્મભાવના કેળવવા માટે મુમુક્ષુજને શું કરવું જોઇએ તેનો ઉપદેશ આપતાં શાસ્ત્ર કહે છે કેઃ—

यद्यत्पश्यति चक्षुर्भ्यां तत्तदात्मेति भावयेत्, यद्यच्छृणोत्ति कर्णाभ्यां तत्तदात्मेति भावयेत्, लभते नासया यद्यत्तदात्मेति भावयेत्, जिह्वया यद्रसं ह्यत्ति तत्तदात्मेति भावयेत्, त्वचा यत्स्पृशते योगी तत्तदात्मेति भावयेत्, दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येद् ब्रह्ममयं जगत् ॥

નેત્રવડે કરીને જે જોવામાં આવે છે, કર્ણદ્વારા જે સાંભળવામાં આવે છે, નાસિકાથી જે સુંઘવામાં આવે છે, જિહ્વાથી જે રસને ચાખવામાં આવે છે, અને ત્વચાથી જેનો સ્પર્શ કરવામાં આવે છે, તે બધુ આત્મસ્વરૂપજ છે એવી ભાવના કર્યા કરવી. અર્થાત સમગ્ર જગતને બ્રહ્મમય જોવું. આપણે જગતને જગતરૂપે તો ઘણા કાળથી જોતા આવ્યા છીએ, જગત્ અને જગતના સંબંધીઓને સાચા માની જ્યાં સુધી વર્તન કરીશુ ત્યાં સુધી શાંતિ પ્રાપ્ત થવાની નથી. જગતને જગતરૂપે જોઇશું ત્યાં સુધી તે બંધનકર્તા છે; પણ તેજ જગતને બ્રહ્મસ્વરૂપે જોઇશું એટલે બંધન કરશે નહિ. દષ્ટિ ફેરવવાની કળા બતાવનાર શ્રીસદ્ગુરુજ છે. માટે જિજ્ઞાસુજનોએ અજ્ઞાનરૂપી નિદ્રામાંથી ઉઠીને સત્પુરુષોના ચરણમાં જઈ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ. મહાપુરુષોના ચરણાર્વિંદની રજના અભિષેક વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકે તેમ નથી. કારણ કે સજૈયાની ધાર જેવો જ્ઞાનમાર્ગ તીક્ષ્ણ છે અને દુરત્યય છે. આત્મજ્ઞાન માટે પ્રથમ સર્વેએ પોતાની શ્રદ્ધા બેસે એવા શ્રીસદ્ગુરુદેવનું શરણ સાધવાની અગત્ય છે.

——[ * ]——

## आचार्यश्रीनी आख्यायिकाओ

[ કૃપાનાથે આપેલાં દૃષ્ટાંતો "આચાર્યશ્રીની આખ્યાયિકાઓ" એ નામાભિધાનરૂપે પુનઃ પ્રકટ થાય છે. ]

[ સંપાદક.–શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

દેવદત્ત નામનો એક વેદવેત્તા બ્રાહ્મણનો નિવાસ કોશલ પ્રદેશમાં હતો. વર્તમાન અયોધ્યા નગરી કોશલ પ્રદેશની અંતર્ગત છે. દેવદત્તને કાંઇ સંતાન નહોતું, તથી તેણે પુત્રની કામનાથી પુત્રેષ્ટિયાગ કરવાનો આરંભ કર્યો.

પુત્રેષ્ટિયાગના વરણમાં બ્રહ્મા, અધ્વર્યુ, હોતા, પ્રસ્તોતા અને ઉદ્ગાતા આ પાંચ પ્રધાન ઋત્વિજ હતા, ને તેમનાથી ભિન્ન બીજા કેટલાક સભ્ય હતા.

વિવિધને જાણનારા એ દેવદત્ત બ્રાહ્મણના પુત્રેષ્ટિયાગમાં સુહોત્ર ઋષિ બ્રહ્મા, યાજ્ઞવલ્ક્ય ઋષિ અધ્વર્યુ, બૃહસ્પતિ હોતા, પૈલ પ્રસ્તોતા અને ગોભિલ ઉદ્ગાતા થયા હતા.

ઉદ્ગાતાને યાગમાં સામગાન કરવું પડે છે સામગાનમાં સ્વરિત આદિ સ્વર હોય છે. રથંતર નામનું સામગાન બહુ કઠિન છે. ગોભિલના જેવા સામવેદપારંગત ઋષિ પણ સ્વરિત સ્વરથી રથંતરગાન કરતા શ્વાસપ્રશ્વાસમાં સ્વર યથાયોગ્ય ન રાખી શકયા. તેમના સ્વરમાં ફેરફાર થયો, તે સુપંડિત દેવદત્તના જાણવામાં આવ્યો તેથી તેમને ગોભિલપર બહુ ક્રોધ ઉત્પન્ન થયો. કોપાવેશમાં તેમણે ગોભિલને કહ્યુ કે–

"હે મહર્ષે! આપને હું પંડિતપ્રધાન મહામુનિ જાણું છુ આજ આ શું થયું? હું પુત્ર માટે યાગ કરુ છુ આ મારુ કામ્યકર્મ છે નિત્યકર્મમાં વા નિષ્કામકર્મમાં અંગહાનિ થવાથી બહુ દોષ નથી થતો, પણ કામ્યકર્મમાં તેમ થાય તો તે બહુ દોષરૂપ ગણાય છે. આપ મારા કામ્યકર્મમાં સ્વર યથાયોગ્ય ન રાખી શકયા તો હું હવે આપને મૂર્ખ વિના બીજી કઇ ઉપમા આપુ?"

ગોભિલ આ દુર્વાક્યથી બહુ કોપે ભરાયા. તેમણે કહ્યું કે–"હે મતિમાન્ બ્રાહ્મણ! હું શરીરધારી છુ. શ્વાસપ્રશ્વાસને અધીન છું, વારંવાર દીર્ઘથી દીર્ઘ શ્વાસપ્રશ્વાસ મહણ

કરવામાં દૈવયોગથી સ્વરનો વ્યતિક્રમ થયો, પણ મારી મૂર્ખતાથી એ ફેરફાર થયો નથી. આપે મને દુર્વાક્ય કહ્યું તો હું આપને શાપ આપું છુ કે-આપને મહામૂર્ખ પુત્ર થશે, તે વેદનું ઉચ્ચારણ પણ નહિ કરી શકે."

મહાત્મા ગોભિલનો આ દારુણ શાપ સાભળીને દેવદત્ત ભયયુક્ત તથા દુખિત થયા. તે આંસુયુક્ત નેત્રવાળા થઇ ગોભિલના ચરણમાં પડી રડતા રડતા કહેવા લાગ્યા કેઃ

"હે મહર્ષે! મારો અપરાધ ક્ષમા કરો. મેં આપને દુર્વાક્ય કહેવારૂપ કુકર્મ કર્યું છે, કિંતુ ક્રોધ સંસારી જીવોને સ્વાભાવિક છે જેવી રીતે શ્વાસપ્રશ્વાસ કોઇને સહજ વશ થતો નથી તેવી રીતે ક્રોધ પણ કોઇને સહજમાં વશીભૂત થઇ શકતો નથી. મેં તે અનિવાર્ય સ્વાભાવિક ક્રોધને વશ થઇને આ અપરાધ કર્યો છે. આપ મારો અપરાધ ક્ષમા કરો. હે ઋષિવર! મારા અપરાધ અલ્પ છે, ને શાપ બહુ દારુણ થયો છે. નાના અપરાધ માટે આવડો મોટો દંડ! હું પુત્રહીન છુ, ને પુત્ર માટે યજ્ઞ કરુ છુ. આટલા કષ્ટના ફલરૂપે પ્રાપ્ત થનો પુત્ર મૂર્ખ થશે? તેનાથી તો પુત્રનું ન થવું સારું. હે ઋષિશ્રેષ્ઠ! મૂર્ખ બ્રાહ્મણ અતિનિંદનીય પશુ તથા શૂદ્રની સમાન થાય છે મૂર્ખ બ્રાહ્મણ તો માત્ર અન્નજલના દાનનો અધિકારી થાય છે એવા અધમ પુત્રને પામીને હું શું કરીશ? પુત્ર પિતાની અધોગતિમાથી મુક્તિનો હેતુ થાય છે, પણ મૂર્ખ પુત્રથી મને શો ઉપકાર થશે? તે વેદમંત્રનું ઉચ્ચારણ નહિ કરી શકે, અર્થ પણ નહિ સમજી શકે, તેથી તેને શ્રદ્ધાની પ્રાપ્તિ પણ નહિ થાય. એવા પુત્રથી પરલોકનો ઉપકાર કેમ કરીને થઇ શકે? હે મુને! મારી મોટી આશાનો નાશ કરીને મને નિરાશ નહિ કરતાં કૃપા કરો અધમનો ઉદ્ધાર કરો, શાપનો પ્રત્યાહાર કરો"

મહર્ષિ ગોભિલ પ્રસન્ન થયા, ને તેમણે કહ્યું કેઃ-"દેવદત્ત! ઊઠો, ભયયુક્ત ન થાઓ, પ્રથમ આપનો પુત્ર મૂર્ખ થશે, પણ પછી પંડિત થઇને મહાન્ યશસ્વી થશે."

પછી દેવદત્ત નિશ્ચિંત થયા. યજ્ઞ સમાપ્ત થયો કેટલાક દિવસો પછી દેવદત્તને ઘેર પુત્રનો જન્મ થયો, દેવદત્તે મોટા સમારોહથી પુત્રના જાતકર્મ, નામકરણ અને અન્નપ્રાશનાદિ સંસ્કારો યોગ્ય સમયપર કર્યા પુત્રનું નામ ઉતથ્ય રાખ્યુ ઉતથ્ય બ્રહ્મચારી થઇને પિતાની સમીપ વેદાધ્યયન કરવા લાગ્યો, પણ મૂર્ખ ઉતથ્યથી વેદના એક અક્ષરનું પણ ઉચ્ચારણ થઇ શકતું નહોતું વયની સાથે ઉતથ્યની નિંદા પણ વધવા લાગી સર્વને જણાયુ કે દેવદત્તનો પુત્ર મહામૂર્ખ છે. આમ થવાથી ઉતથ્ય વૈરાગ્ય પામીને અરણ્યમા ચાલ્યો ગયો તેની ઇચ્છા અરણ્યમા તપ કરવાની હતી, પણ તપના વિષયમા તે કાંઇ જાણતો નહોતો, તેથી તેણે આ નિશ્ચય કર્યો કે "કદી પણ અસત્ય ન બોલવુ" પછી તેણે ગંગાના તટપર ઘાડા અરણ્યમા પોતાનો આશ્રમ બનાવ્યો

ઉતથ્ય બ્રાહ્મણને કરવાયોગ્ય કાંઇ કર્મ જાણતો નહોતો માત્ર ગંગાસ્નાન અને સત્યવચન આ બે નિયમજ તેનાં પ્રધાન કર્મ હતા આવી રીતે ચૌદ વર્ષ વીતી ગયાં. તેવામાં એક દિવસ વ્યાધના તીરથી વિંધાયેલો અને લોહીથી ખરડાયેલો એક વરાહ (રાની ભુંડ) દોડતો દોડતો ત્યા આવ્યો, અને ઉતથ્યના આશ્રમની નિકટના ઘટ્ટ અરણ્યમાં છુપાઇ ગયો, તેનું દુઃખ જોઇને ઉતથ્યના જીવમાં દયાનો સંચાર થયો તે બહુજ દુઃખી થઇને અનાયાસે એક અક્ષર બોલી ઉઠયો. તે અક્ષર સરસ્વતીનો બીજમંત્ર છે, અને તે મંત્રોચ્ચાર ઉતથ્યની પ્રતિ દેવીના અનુગ્રહનું કારણ થયો

થોડાક સમય વ્યતીત થતાં ઉતથ્યે જોયું તો કાલના જેવો એક ભયંકર વ્યાધ ધનુષબાણ લઇને તેની સમીપ આવીને ઉભો રહ્યો હતો. તેણે પૂછ્યું- "મહારાજ! આપે કોઇ વરાહને આપના સ્થાનભણી આવતાં જોયો છે?"

ઉતથ્ય વિચાર કરવા લાગ્યો કે:- "આ તો મોટી વિપત્તિ આવી. હું મિથ્યા બોલતો નથી, કિંતુ આ વેળાએ સત્ય બોલવાથી હત્યા થાય છે, અને અસત્ય બોલવાથી હત્યા નથી. હવે શું કરવું?"

નિત્ય મિથ્યા બોલવાના અભાવથી ઉતથ્યાનું ચિત્ત શુદ્ધ થયું હતું. વળી સરસ્વતી દેવીની કૃપાથી તેના બીજમંત્રનું ઉચ્ચારણ થયું હતું. હવે આ ઉતથ્ય પૂર્વનો ઉતથ્ય નહોતો.

પ્રથમ તેણે વિચાર કર્યો કે:-"આ સમયમાં અસત્ય કહેવું એજ સત્ય છે", કિંતુ તુરતજ તેમ કરવાની અત્યંત અયોગ્યતા તેને પ્રતીત થવાથી તેનું હૃદય વ્યાકુળતાથી ભરપૂર થઇ ગયું. ત્યારે સત્યના પ્રભાવ અને દેવીની કૃપાથી તેના મુખથી આ શ્લોકનો ઉચ્ચાર થયો.—

"या पश्यति न सा ब्रूते, या ब्रूते सा न पश्यति।
अहो! व्याध! स्वकार्यार्थिन्! किं पृच्छासि पुन. पुनः ॥"

**ભાવાર્થઃ**- જે (આંખ) જુએ છે તે બોલતી નથી, અને જે (વાણી) બોલે છે તે જોતી નથી. હે વ્યાધ! હે સ્વકાર્યાર્થિન્ તું પુનઃ પુન શુ નિરર્થક પૂછે છે?

આવું વિલક્ષણ ઉત્તર સાંભળી આ કોઇ મૂર્ખ છે એમ ધારી તે વ્યાધ મૌન થઇને ત્યાંથી ચાલ્યો ગયો.

હવે દેવીની કૃપા ઉતથ્યપર વધવા માંડી. ઉતથ્યને સરસ્વતીના બીજમંત્રનું જ્ઞાન થયું, અને સમજીને શ્રદ્ધાભક્તિથી તેણે તેનો જપ કર્યો જપથી સિદ્ધિનો લાભ થયો-સિદ્ધ ઉતથ્ય સર્વશાસ્ત્રમાં પારંગત થયો.

પછી તે ઘેર આવ્યો, ને સર્વેના સંમાનને પાત્ર થયો. માતપિતાને પણ પરમસુખની પ્રાપ્તિ થઇ.

સત્ય પાલનથી અને દયામયી ભગવતી સરસ્વતીદેવીની કૃપાથી શુ નથી થતું? સર્વે થાય છે. અર્થાત્ અતિમૂર્ખ પણ પંડિતરાજ બને છે. [ક્રમશઃ]

## श्रीआनंदाश्रम-समाचार

(જેઠ માસ)

**મુખ્યભેટ**—રૂા. ૨૦૧-૦-૦ શ્રી. મીનોચેહર મહેરવાનજી મસાની-મુંબઇ.

**રુદ્રાભિષેક**.—એક ભક્તજન-મુંબઇ.

ભાવનગરવાળા શ્રી. પુરુષોત્તમ ભીમજી તરફથી શ્રીઉપનિષદમાંથી શ્રીમુંડકોપનિષદનો પાઠ કરાવવામાં આવ્યો હતો. સ્વ શ્રી. ગજશી જીવરાજના આત્મકલ્યાણાર્થે રુદ્રાભિષેકના હા. શ્રી. શેઠ જાદવજી જીવરાજ-મુંબઇ.

**વસંતપૂજા-વેદપાઠ-શ્રીસદ્ગુરુપૂજન**—શ્રી. દીલીપકુમાર અજિતરાય પારેખ-મુંબઇ તરફથી જ્યેષ્ઠસુદિ ૧૨ બુધવારના દિવસે આનંદાશ્રમના ચોકમાં પૂજ્યપાદ કૃપાનાથના છબિજી તથા પાદુકાજી સિંહાસનપર પધરાવી શ્રી. અજિતરાયભાઇએ વિધિપૂર્વક પૂજ્યપાદ

કૃપાનાથનું મહાપૂજન કર્યું હતું ને ત્યારબાદ આનંદાશ્રમના શાસ્ત્રીઓ અને વિદ્યાર્થીઓ તથા અન્ય બ્રાહ્મણોએ વેદપાઠ કર્યો હતો અને તે પછી તેઓ સર્વેને વસંતપૂજાનિમિત્તે પૂજન કરી તેમનો સત્કાર કરવામાં આવ્યો હતો.

**ભોજનઃ**—રૂા. ૧૮–૧૨–૦ શ્રી. હરજીવન કેશવજી શાહ–મુંબઈ ૧૫ થાળ. રૂા. ૧૦–૦–૦ એક બ્રાહ્મણના ભોજનના ૧૫ દિવસના. રૂા. ૩૫–૧૦–૦ શ્રી. પત્રી પુરુષોત્તમ નરસિંહદાસ–અમરેલી. રૂા. ૧૬–૯–૯ શ્રી. પ્રભાશંકર કાલિદાસ–કેશોદ રૂા. ૫૨–૨–૦ શ્રી. સ્વ રાજસી જીવરાજભાઈ–મુંબઈવાળાના આત્મકલ્યાણાર્થે ભોજન હા. શ્રી. શેઠ જાદવજી જીવરાજ–મુંબઈ

**શરતી થાળ**—રૂા. ૩–૦–૦ શ્રીમતી દેવકીબાઈના પુણ્યાર્થે અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી. (થાળ એક.) રૂા. ૨–૮–૦ શ્રી. દામાભાઈ ગંગારામના આત્મકલ્યાણાર્થે અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી (થાળ)

**થાળઃ**—રૂા. ૪–૦–૦ શ્રી. શંકરલાલ મોહનલાલ–જામજોધપુર દૂધ ધરવાના. રૂા. ૧–૪–૦ શ્રી. રતિલાલ ઓધવજી–માણાવદર રૂા. ૧૩–૭–૦ શ્રી. નરેંદ્રસિંહજી દયાળસિંહજી ઠાકોર–મુંબઈ શ્રીખંડનો થાળ રૂા. ૧–૪–૦ બેન ગોદાવરીબેન લાલસિંહજી ઠાકોર–કુતિયાણા. રૂા. ૧–૪–૦ સી. જમનાદાસ–વેરાવળ. રૂા ૨–૮–૦ શ્રી. સી. જમનાદાસ–વેરાવળ ભોજન નિમિત્તે. રૂા ૧–૪–૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના–માગરોળ. રૂા ૫–૪–૦ સાધ્વી શ્રીમતી–દેવી–નાસિકવાળાના આત્મકલ્યાણાર્થે થાળ. હા શ્રી કૃ. ના. ભટ્ટ રૂા. ૫–૦–૦ શ્રી. ચંદુલાલ અંબાશંકર ત્રિવેદીના પુત્રીઓના લગ્નનિમિત્તે થાળ ૪ રૂા. ૧–૪–૦ શ્રી. કાંતિલાલ લીલાભાઈ ઢાંકવાળાની રોગનિવૃત્તિઅર્થે થાળ ૯ શ્રી. લાલચંદ અમરશી–ઢાંક. રૂા. ૧–૪–૦ શ્રી. મોરારજી છગનલાલ–જૂનાગઢ રૂા. ૧–૪–૦ શ્રી. નારણ લખમણ–લીંબુડા રૂ ૧–૪–૦ બેન કસ્તુરબેન વ્યાસ–બીલખા. રૂા ૧–૪–૦ શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂા. ૧–૪–૦ એક ભક્તજન–મુંબઈ. રૂા. ૧૧–૦–૬ શ્રી. દીલિપકુમાર અજિતરાય પારેખ થાળ. રૂા. ૧–૪–૦ શ્રી પ્રભાતસિંહ રૂગનાથસિંહ–કુતિયાણા રૂા ૨–૮–૦ શ્રી નરેંદ્રસિંહજી દયાળસિંહજી–મુંબઈ જેઠ વદ ૧૩નો થાળ. રૂા ૧–૪–૦ શ્રી મોહનલાલ મોરારજી–બીલખા. રૂા. ૧–૪–૦ શ્રી. જયંતિલાલ ઉમિયાશંકર–લીંબુડા. રૂા. ૨–૮–૦ શ્રી. જગદીશચંદ્ર મગનલાલ જોશી–આનંદાશ્રમ–બીલખા. રૂા ૧–૪–૯ શ્રી ત્રિભુવનભાઈ–વીસાવદર. રૂા. ૧–૪–૦ ગં. સ્વ. કુંવરબેન બહેચરભાઈ–વડિયા હા. શ્રી અં. ના જોશી. રૂા. ૧–૪–૦ સ્વ. શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવની પુત્રી વિજયાલક્ષ્મીના લગ્ન પ્રસંગે થાળ ૧. રૂા. ૧–૪–૦ શ્રી. સ્વ. બાલાભાઈના આત્મકલ્યાણાર્થે થાળ હા શ્રી વિષ્ણુપ્રસાદભાઈ–વઢવાણ. રૂા. ૧–૪–૦ શ્રી. ઉમિયાશંકર વલ્લભજી માગરોળ. રૂા. ૧–૪–૦ ત્રિભુવન જુઠાભાઈ–મેંદરડા રૂા. ૫–૦–૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ–પોરબંદર રૂા. ૪–૦–૦ શ્રી. નરેંદ્રસિંહ દયાળસિંહ–મુંબઈ (૨ થાળ) રૂા. ૧–૪–૦ શ્રી. ઉપેંદ્રસિંહ કરણસિંહ–જૂનાગઢ રૂા. ૨–૮–૦ શ્રી. પુરુષોત્તમ ભીમજી–ભાવનગર. (૨ થાળ.) રૂા. ૧–૪–૦ શ્રી. પ્રતાપરાય જટાશંકર–પ્રભાસપાટણ રૂા ૫–૦–૦ શ્રી. દીલસુખરાય કાનજી દવે–વથળી. (૪ થાળ.) રૂા ૧–૪–૦ શ્રીમતી કાશીબેન નરભેરામ–બીલખા. રૂા. ૧–૪–૦ સ્વ. ભાણીબેનના આત્મકલ્યાણાર્થે થાળ હા. કસ્તુરબેન વ્યાસ–બીલખા: રૂા. ૧–૪–૦ શ્રી. કે. કે. રાડીયા–બાણુગઢ.

**અખંડદીપકઃ**—રૂા. ૧–૪–૦ શ્રી. જમનાદાસભાઈ–વેરાવળ. રૂા. ૦–૧૨–૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના–માગરોળ. રૂા. ૧–૪–૦ શ્રી. દીલિપકુમાર અજિતરાય પારેખ–મુંબઈ.

રૂ. ૦-૮-૦ સ્વ. બાલાભાઈ રાવળ-વઢવાણ. રૂ. ૦-૪-૦ શ્રી. ઉમિયાશંકર વલભજી-મગિરોળે. રૂ. ૧-૦-૦ શ્રી. નરેંદ્રસિંહજી દયાળસિંહજી-મુબઈ.

ચંદન તથા ધૂપઃ—રૂ. ૨૫-૦-૦ પૂજ્યપાદ કૃપાનાથની પાવનસેવામાં ઉત્તમ ચંદન તથા ધૂપ ધરાવવા માટે શ્રી. કેશવલાલ માણેકલાલ ચદારાણા-ભાવનગરવાળાતરફથી અર્પણ થયા છે રૂ. ૨-૯-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુબઈ

સેવાપ્રવાસ ખાતેઃ—રૂ. ૩૪-૦-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ-વાળાતરફથી પ્રવાસમાં જતાં તેમણે અર્પણ કર્યા રૂ. ૪-૪-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ.

———[ * ]———

## परचुरण भेट

### [ સંવત્ ૨૦૦૫-જ્યેષ્ઠ માસ ]

| | |
|---|---|
| ૧-૪-૦ શ્રી. મોહનલાલ પ્રેમજી ગરેજ | ૧-૦-૦ બેન ત્રિવેણીબાઈ ભીમજી-કુડલા |
| ૧-૪-૦ બેન પ્રવીણાબેન રાડીયા-મુબઈ | ૨-૦-૦ શ્રી. લાલચદ અમરશી-હાંક |
| ૧-૪-૦ ગં. સ્વ. તારાબેન ચંદારાણા-ભાવનગર | ૦-૮-૦ ,, હરિલાલ દેવશકર |
| ૦-૧૧-૦ શ્રી. ખેતસી મોરારજી-જુનાગઢ | ૧-૦-૦ ,, મોરારજી છગનલાલ-જૂનાગઢ |
| ૧-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી-જુનાગઢ | ૦-૮-૦ ,, મોરારજી છગનલાલ પૂજાભેટ |
| ૫-૦-૦ ,, એક તપસ્વી મહારાજ-પોરબદર | ૧-૦-૦ ,, મોરારજી છગનલાલ નિસદાંતા |
| ૧-૪-૦ ,, રામજી વિશ્રામ પૂજારા-જુનાગઢ | ૫-૦-૦ ,, હરિલાલભાઈ મામલતદાર સાહેબ જેતપુર |
| ૧-૪-૦ ,, મોહનલાલ રામપ્રસાદ-સાંઢણીધાર | ૧-૦-૦ ,, જીવાભાઈ કાંથડભાઈ-ભીલખા |
| ૧-૪-૦ ,, બાણુપ્રસાદ ઉમેદપ્રસાદ | ૨-૦-૦ શ્રી ખેંગારસિંહ રૂગનાથસિંહ |
| ૨-૦-૦ ,, દેવીપ્રસાદ ઉમેદપ્રસાદ | ૨-૦-૦ ,, ખેંગારસિંહના ધર્મપત્ની |
| ૨-૦-૦ ,, અનંતપ્રસાદ ઉમેદપ્રસાદ જનોઇપ્રસગે | ૧-૦-૦ બેન દેવબાળા ખેંગારસિંહ |
| ૧-૦-૦ ,, રામસિંહજી સબળસિંહજી-જુનાગઢ | ૦-૧૦-૦ મોજીદડ આશ્રમમાં શ્રી શકર જયંતીની ભેટના હા. શ્રી હ. રે જોષી |
| ૫-૦-૦ સૌ. પ્રવીણાબેન રાડીયા-મુંબઇ | લીંબુડા આનંદઆશ્રમની ભેટ.— |
| ૨-૦-૦ શ્રી. ખેંગારસિંહ રૂગનાથસિંહ-કુતિયાણા | ૦-૨-૩ પા. રવજી જીહા |
| ૧-૦-૦ ,, ડાહ્યાભાઈ મંગળદાસ-જંબુસર | ૦-૨-૦ બેન લલિતાબેન |
| ૧૦-૦-૦ ,, અંબાશંકર લાભશકર તેમના પૌત્રીઓના લગ્નપ્રસગની ભેટ | ૦-૪-૦ ઇંદ્રાના પટેલીયા |
| ૦-૮-૦ ,, મોરારજી છગનલાલ-જુનાગઢ | ૦-૪-૦ શ્રી શાંતિલાલ ઇચ્છાશંકર |
| ૧-૪-૦ ,, કરશનજી ભવાન-ચોરવાડ તેમના પુત્ર વૃંદાવનના લગ્નપ્રસંગની ભેટ | ૦-૨-૦ ,, મોહનલાલ હાજા |
| ૦-૫-૪ શેઠ મોહનલાલ તરફથી તેમનાં ભાણેજનાં લગ્નપ્રસંગની ભેટ | ૦-૨-૦ ,, શાંતિલાલ કરસનદાસ |
| ૨-૮-૦ શ્રી. મોરારજી છગનલાલ-જુનાગઢ | ૦-૪-૬ પરચુરણ |
| ૧-૪-૦ ,, માધવજી ગોવિંદજી-નીસાવદર | ૦-૪-૦ બેન કસ્તુરબેન વ્યાસ-ભીલખા |
| ૨-૦-૦ ,, દામજી નાગજી-કુડલા | ૦-૪-૦ ,, પામુ બેન-ભીલખા |
| | ૦-૧-૦ પરચુરણ |





૧-૦-૦ બેન સુખરૂબા-બીલખા
૧-૦-૦ શ્રી ચંદ્રકાંત મોહનલાલ-રાજકોટ
૫-૪-૦ ,, દીલિપકુમાર અજિતરાય પારેખ
મુંબઇ વસંતપૂજાની ભેટના

મુંબઇ-આનંદાશ્રમ મુમુક્ષુમંડળમાં
શ્રીગંગાદશરાનિમિત્તે મહાપૂજન ભેટ

૫-૫-૩ એક ભકતજન-મુંબઇ
૨-૦-૦ શ્રી. બાબુભાઇ શેઠ
૦-૮-૦ ,, બાબુજીભાઇ
૧-૦-૦ ,, છગનલાલભાઇ
૧-૦-૦ ,, ગૌરીશંકરભાઈ
૧-૪-૦ ,, શશીકાંતભાઇ
૧-૪-૦ ,, ભૂપેંદ્રસિંહભાઈ
૧-૦-૦ ,, ભદ્રસિંહભાઇ
૧-૦-૦ ,, પ્રતાપસિંહજી
૧-૦-૦ ,, ટોકરશીભાઈ
૧-૦-૦ ,, ગુણવંતસિંહજી
૦-૪-૦ ,, લીલાધરભાઈ
૧-૦-૦ ,, ભાનુશંકરભાઈ
૦-૮-૦ ,, અમથાલાલભાઈ
૧-૦-૦ ,, રૂપસિંહભાઈ
૦-૦-૯ પરચુરણ
૨-૪-૦ શ્રી ટોકરશીભાઇના પુત્રી બેન ભાનુમતિનાં લગ્નપ્રસંગની ભેટ
૦-૨-૦ એક ભક્ત રુદ્રાભિષેક પૂજાપાના
૧-૪-૦ બેન લાભકુંવર
૦-૪-૦ ,, નિર્મળાબેન
૦-૪-૦ શ્રી. યશવંતકુમાર
૧-૪-૦ ,, કરણસિંહ રામસિંહ-કુતિયાણા
૩-૦-૦ બેન ગોદાવરીબેન લાલસિંહજી
૧-૪-૦ શ્રી. જયશંકર મયારામ-અમદાવાદ

શ્રીઅમદાવાદ-આનંદાશ્રમમાં આવેલી ભેટ
હા શ્રી. જ મ. ભટ્ટ

૦-૪-૦ શ્રી. ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી
૦-૪-૦ પૂ ૫ આત્મપ્રકાશજી
૦-૪-૦ શ્રી. દેવજી ગોરધન
૦-૪-૩ પરચુરણ

૧-૪-૦ શ્રી. અશ્વિનીકુમાર જયશંકર ૧ થાળના
૦-૨-૦ ,, બેચરલાલ મયારામ ભટ્ટ
૦-૦-૬ પરચુરણ
૦-૪-૦ શ્રી. રાજેંદ્રરાયભાઈ
૮-૮-૦ સ્વ. ભાઇલાલ નાનાલાલ યાજ્ઞિક ચૈત્રના માસિક થાળના
૮-૮-૦ સ્વ ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક વૈશાખ માસના થાળના
૧-૦-૦ શ્રી. મોરારજી છગનલાલ-જૂનાગઢ
૫-૦-૦ ,, ચતુરભાઈ આશાભાઈ પટેલ
૨-૪-૦ બેન સગુણા-રાજકોટ
૫-૪-૦ શ્રી. હરજીવન આણંદજી-કુંડલા
૨-૪-૦ ,, મગનલાલ આણંદજી ,,
૦-૪-૦ પરચુરણ
૩-૦-૦ શ્રી નાગશર્મા-જસદણ પુનમની ભેટ
૧-૪-૦ ,, પુરુષોત્તમ કાનજી નાગેશ્રી
૦-૧-૦ મંદિરેથી પરચુરણ
૧-૪-૦ શ્રી ડી એમ ત્રિવેદી-જૂનાગઢ
૧-૮-૦ ,, રતિલાલ મૂળશંકર-રાજકોટ
હા. જટાશંકરભાઈ
૧-૦-૦ ,, પ્રભાશંકર કાલિદાસ-કેશોદ
૨-૦-૦ ,, હરિવલ્લભ વ્રજલાલ-આગરા
૧-૦-૦ ,, નથુરામ લક્ષ્મીરામ-પાંચા
૧-૦-૦ ,, વિષ્ણુપ્રસાદ બાલશંકર-વઢવાણ પુનમની ભેટના
૧-૪-૦ ગં. તારાબેન ચઢારાણા-બીલખા
૦-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચઢારાણા
૨-૦-૦ ,, અનંતરાય ભાઈશંકર તથા શ્રી. છોટાલાલ ભાઈશંકર દવે-જૂનાગઢ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠીયા-મુંબઈ
૦-૪-૦ બેન અમુલાબેન કાળાવાળા-બીલખા
૫-૦-૦ શ્રી. માધવજી લાધાભાઈ-જામનગર
૪-૦-૦ એક ભકતજન-જૂનાગઢ
૦-૪-૦ શેઠ જાદવજી જીવરાજ પૂજાપાના
૦-૨-૦ શેઠ જાદવજી જીવરાજ ભેટના

[ * ]

Reg. No. B. 3087.

સને ૧૯૪૯ તા. ૨૫ જુલાઈ

## મહાપૂજન-સમાચાર

શ્રાવણ સુદિ ૧૫ સોમવાર તા. ૮ ઓગસ્ટ ૧૯૪૯ના દિવસે શ્રાવણી નિમિત્તે સવારના સ્ટા. ટા. ૯ થી ૧૨ યજ્ઞોપવીત (જનોઈ) બદલવાની વિધિ થશે ને સ્ટા. ટા. ૧૨ થી ૧ શ્રીસદ્‌ગુરુશ્રીનું મહાપૂજન થશે.

શ્રાવણ વદિ ૮ બુધવાર તા. ૧૭ ઓગસ્ટ ૧૯૪૯ શ્રીકૃષ્ણજન્માષ્ટમી નિમિત્તે સ્ટા. ટા. ૧૦ થી ૧૧॥ સવારે શ્રીસદ્‌ગુરુદેવનું મહાપૂજન થશે સર્વ ગુરુબંધુઓ તથા બહેનોને લાભ લેવા વિનતિ છે

લિ શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ મુંબઈ

——[ * ]——

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(સૌરાષ્ટ્ર)
તરફથી
પ્રગટ થતું માસિક પત્ર
P. O. Bilkha (Saurashtra-India)
પેટ્રન શ્રી, મુંબઈ ગુજરાતી સભા
ન ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ-ક્રોસલેન
મુંબઈ ૪

## બંધુઓને વિજ્ઞપ્તિ

"શ્રીઆનંદાશ્રમ"-પત્રની રસસામગ્રીમાં વિવિધતા ઉપજાવવા ગ્રાહકો તથા ગુરુબંધુઓ તરફથી ઇચ્છા દર્શાવવામાં આવે છે એટલે બની શકશે તો શ્રીનાથ-જયંતિ પ્રસંગે (આશ્વિન માસના અંકથી) અથવા સંવત્ ૨૦૦૬ની કાર્તિકી પૂર્ણિમાથી (કાર્તિક માસના અંકથી) પત્રની સામગ્રી અને કદમાં ઘટતો ફેરફાર કરી તેને વધારે આવકારદાયક રૂપમાં પ્રકટ કરવા ધાર્યું છે આ રીતના ફેરફાર તથા મોંઘવારીના કારણે લવાજમમાં વધારો થશે તે સ્વાભાવિક છે

જે બંધુઓ તથા બહેનોને પત્ર માટે લેખ મોકલવાની ઇચ્છા હોય તેમણે તેમના લેખો ચાલુ મહિનાથીજ નીચેના સરનામે મોકલવા:—

શ્રી હીરાલાલ હરગોવિંદ પંડ્યા

મધુવન, તખ્તેશ્વર પ્લોટ, ભાવનગર (સૌરાષ્ટ્ર)

આ કાર્યમાં સૌ બંધુઓ તથા બહેનોનો સંપૂર્ણ સહકાર રહેશે એવી આશા રાખવામાં આવે છે

નવા તંત્રી મંડળ તથા પત્ર અંગેની યોજનાની વિગત હવે પછીના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

વર્ષ ૧૮ મું

આષાઢ

અંક ૨

સંવત્ ૨૦૦૫

॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



રૂા. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-ભીલખા

संसारसागराद्घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादानां आनंदाश्रम उज्वलः ॥

ભાવાર્થ.—નાથભગવાનના નિવાસધામભૂત ઉજ્વલ આનંદાશ્રમ મનુષ્યોને ઘોર સંસારસમુદ્રમાંથી સારી પેઠે ઉદ્ધાર કરે છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીનાથસ્તુતિ | ૧૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૮ |
| ૩ | યોગસૂત્રો. | ૨૦ |
| ૪ | આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૨૩ |
| ૫ | બંધુઓ તથા બ્હેનોને. | ૨૪ |
| ૬ | શ્રીગુરુપૂર્ણિમા મહોત્સવ. | ૨૫ |
| ૮ | અવલોકન. | ૨૬ |
| ૭ | શ્રીસદ્‌ગુરુમહાપૂજન. | ૨૬ |
| ૯ | આનંદાશ્રમ-સમાચાર. | ૨૭ |
| ૧૦ | પરચુરણ ભેટ. | ૨૮ |


—[ * ]—

## શ્રીનાથજયંતી મહોત્સવ

આશ્વિન સુદિ ત્રીજ ઉપરાંત ચોથ રવિવાર તા ૨૫ સપ્ટેમ્બરના પવિત્ર પૂજ્યપાદ દિવસે શ્રીમન્નાથ ભગવાનનો ૯૨મો જયંતી મહોત્સવ હોવાથી વિધિપૂર્વક આનંદાશ્રમમાં ષોડશોપચારથી મહાપૂજન કરવામાં આવશે આ ઉપરાંત શ્રીનાથઘાટ ઉપર પણ પૂજ્યપાદશ્રીનાં છબીજી તથા પાદુકાજીનું પૂજન કરવામાં આવશે

—[ * ]—

જૂનાગઢમાં શ્રી પોપટલાલ તારાચંદ વકીલને ત્યાં શ્રી. કૃષ્ણ જન્માષ્ટમી નિમિત્તે શ્રીસદ્‌ગુરુ પરમાત્માનું મહાપૂજન જૂનાગઢના ગુરુબંધુઓ તથા બહેનોએ સાથે મળીને કર્યું હતું. પૂજનબાદ ભજનધૂન પણ થયા હતાં. ગત્રે શ્રીગુરુમંત્ર કીર્તનકાર મૂળશંકરભાઈએ ભક્ત દામાજીપતનું આખ્યાન કર્યું હતું, અને એ રીતે આ પવિત્ર પર્વનો દિવસ સાત્વિક રીતે વ્યતીત થયો હતો.

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.**


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીશંકર ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૮ મું ] સંવત ૨૦૦૫ આષાઢ [ અંક ૨ જો

# શ્રીનાથસ્તુતિ

[ રચનાર-શ્રી૦ પોપટલાલ તારાચંદ વકીલ ]

મારા અંતરના આરામ, પ્રભુ ન્યારા નાથ છો રે,
માનવ જન્મ મળ્યો મોંઘો તે, નિષ્ફળ ના થશો રે. મારા૦ ૧

પ્રભુ એક છતાં દ્વિધા કલ્પાયા, વેદ વદે છે સગુણ સખાયા;
આ ભેદ ઉપજાવે માયા, તે નાથ નિવારજો રે. મારા૦ ૨

અધિષ્ઠાનરૂપે પ્રભુ એકજ છઈએ, એકજ ક્ષેત્રમાં સાથે રહીએ,
હવે સમજી એકજ થઈએ, અજ્ઞાન મટાડજો રે મારા૦ ૩

બ્રહ્મ સ્વરૂપ શ્રીનાથ પ્રભો, માયાતીત મહાન વિભો,
ષડ્ ભાવરહિત હે શંભો, ભવરોગ શમાવજો રે મારા૦ ૪

અનેક જન્મના સુકૃત ફળીઆં, શ્રીનાથ કૃપાળુ સદ્ગુરુ મળીઆ;
મારા ભવના ભટકણ ટળીઆ, જનિમૃતિ ટાળજો રે. મારા૦ ૫

કરુણા કરી મારો કર સાહ્યો, ધર્મ મોક્ષનો માર્ગ બતાવ્યો;
પ્રીતે જ્ઞાનરસ પાયો, નિર્ભય હું થયો રે. મારા૦ ૬

ભેદભાવ ટળી જાય મારો, પણ આપ પ્રભુ હું દાસ તમારો;
તરંગ જળથી ન ન્યારો, જળરૂપે રહ્યો રે. મારા૦ ૭

શુકદેવને પોષ્યો પ્રભુએ પ્રીતે, ચંચુ પ્રહાર કરાવ્યો નિત્યે,
હૃદયગ્રંથી ભેદી સુરીતે, કૃતાર્થ મને કર્યો રે. મારા૦ ૮

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમાત્માના સ્મરણધ્યાનવડે અને શરીરના ક્ષણભંગુરપણાવડે તમારે તમારા મનને શાંત રાખવા પ્રયત્ન કરવો જોઈએ

મરણ થયાપછી જીવનાં કર્માનુસાર તેને જો દેવાદિના જન્મની પ્રાપ્તિ થવાની હોય તો તેને તુરત પુનર્જન્મ પ્રાપ્ત થાય છે, અને જો મનુષ્યાદિના શરીરની પ્રાપ્તિ થવાની હોય તો તે પ્રથમ પિતાના શરીરની સાથે જોડાઈ પછી માતાના શરીરમાં દાખલ થઈ સમય આવે જન્મ ધારણ કરે છે.

દેહ છોડ્યા પછી અથવા પુનર્જન્મ પામ્યા પછી મરનારને પોતાના સંબંધીઓની ઈશ્વરના નિયમાનુસાર પ્રાયશઃ સ્મૃતિ રહેતી નથી

મરણ પામનાર જીવ જે શરીરની સાથે જોડાય છે ત્યાં પ્રાયશ તેના જીવને ઉપયોગપૂરતી શાંતિ રહે છે.

મરનાર મનુષ્યના જીવાત્માને વિશેષ સુખી કરવા તેના સંબંધીઓએ થઈ શકે તેટલું પુણ્યદાન ને શુભકર્મ શ્રદ્ધાપ્રીતિથી કરવું, ને તેનું ફલ મરનારને અર્પણ કરવું, તેથી તેને વિશેષ શાંતિનો ને વિશેષ સુખનો લાભ થાય છે.

તમારું સૂર્યોપાસન જપ ને શાસ્ત્રવાચન નિત્ય નિયમપૂર્વક ચાલતાં હશે. તેમાં આળસ કે પ્રમાદ નહિ નડતાં હોય.

ધર્મ પાળવાથી મનની અસ્વસ્થતા દૂર થાય છે.

બનો શકયાપ્રમાણે શાંતિથી ઇષ્ટમંત્રનો જપ ચાલુ રાખશો

ચિત્તનો સમભાવ જાળવવા પ્રયત્નશીલ રહેશો.

પરમાત્માના સ્મરણપૂર્વક દુ:ખને શાંતિથી સહન કરવું એ પણ તપ છે, ને એ તપ દુ:ખની નિવૃત્તિ કરવામાં ઉપયોગી થાય છે.

શુભ ભાવનાને પ્રબલ કરવા પ્રયત્નશીલ રહેશો.

પરમકૃપાલુ પરમાત્મા સર્વ કરવાને સમર્થ છે.

મનુષ્યના અંતઃકરણની સાત્ત્વિકી શ્રદ્ધાના પ્રમાણમાં સત્પુરુષોનો આશીર્વાદ તેને ફલે છે

મંદવાડના કારણથી શરીરની અશક્તિને લઈ ચાતુર્માસમાં એકટાણું ન બની શકે તો આપત્કાલનો ધર્મ ગણી અનુકૂળતાપ્રમાણે ભોજન લેવાનું રાખશો.

કોઈપણ પ્રવૃત્તિ પોતાનું ગજું વિચારીને કરવી જોઈએ ગજાઉપરાંત પ્રવૃત્તિ કરવાથી ધાર્યું ન થાય ત્યારે અપક્વ ચિત્તને ખેદ થાય એ સ્વાભાવિક છે, માટે ભવિષ્યમાં પોતાની શક્તિપ્રમાણે પ્રવૃત્તિ કરવાનો સંભાળ રાખશો.

યોગની ચોપડીઓ વાંચી પ્રાણાયામનો અભ્યાસ કરવા માંડ્યો એ ઠીક ન કર્યું

જે મનુષ્યનું પ્રાણાયામ કરતાં શરીર બગડ્યું હોય તેણે પોતાનું શરીર સુધારવા બદ્ધપદ્માસનનો થઈ શકે તેટલો સવારસાંજ અભ્યાસ કરવો. તાળવામાં, લમણામાં, બરડાની કરોડે, હાથનાં તળીઆમાં ને પગનાં તળીઆમાં સવાર-સાંજ બદામનું તેલ લગાડાવીને માલીશ કરાવવી

જો બની શકે તો ત્રણેક દિવસ દૂધમાં કરેલો બાજરાનો રોટલો અર્ધો પકવીને માથા ઉપર આશરે એક પહોરસુધી બાંધી રાખવો

તેણે બની શકે તેટલા સવારસાંજ ઊંડા શ્વાસ લેવાને પણ પ્રયત્ન કરવો જોઈએ.

આહાર હલકો ને પાચન થઈ શકે તેટલોજ રાખવો દબાવીને આહાર લેવો નહિ

નાકે પાણી પીવાથી આંખો સ્વચ્છ રહે છે, અને મગજ શાંત રહે છે. આશરે પા શેર પાણી નાકથી પીવાય તો ઠીક

નાકે પાણી પીધા પછી સૂત્રની નેતી કરવાની જરૂર નથી.

નાકે પાણી પીવું તે જલનેતિ કહેવાય છે.

નાકે પાણી પીધા પછી ધૌતિને આસનાદિનો અભ્યાસ કરવો હોય તો અર્ધા કલાક પછી કરવો.

નેતિનો, ધૌતિનો ને આસનનો અભ્યાસ સવારે છથી નવસુધી થઈ શકે.

આસનનો અભ્યાસ રાત્રે જમ્યા પહેલાં થઈ શકે

નેતિ, ધૌતિ ને આસનાદિનો અભ્યાસ ધીરજ, જાગૃતિ, વિવેક ને શ્રદ્ધા રાખીને કરવાનો છે.

એકવેલા ભોજન કરનાર મનુષ્યથી સવારે ને સાંજે મૂલબંધ તથા ઉડ્ડીયાન-બંધ થઈ શકે તેનો અભ્યાસ આશરે દશ દશ મિનિટ થાય તો ઠીક.

રોજ બસ્તિ થઈ શકે

આશરે બશેરથી પાંચ શેર સુધી જલ ચડાવીને પા કલાક રાખી પછી કાઢી શકાય ત્યારે બસ્તિ સિદ્ધ થઈ ગણાય

શ્રીગણપતિમાં જ્ઞાનનું વિશેષપણું જણાવવા માટે તેમને નાના નાકવાળાને બદલે શુંઢરૂપ મોટા નાકવાળા બનાવવામાં આવે છે

સંધ્યા, જપ અને શાસ્ત્રવાચન કરતા રહી અંતઃકરણની શુદ્ધિમાં ને સ્થિરતામાં વધારો કરશો

જાગ્રદવસ્થાના સમયનું યથાયોગ્ય સમયપત્રક બાંધી પછી શ્રદ્ધા ને ઉત્સાહ રાખી નિયમિત રીતે તે પ્રમાણે વર્તવામાં આવે તો મન પ્રસન્ન રહે, અને અસંતોષવડે તથા અધૈર્યવડે તેનો પરાભવ થઈ તે વ્યાકુલ ન થાય

મુમુક્ષુએ પોતાના મનને સર્વદા શુભકાર્યમાં જોડી રાખવું. તેને ક્ષણ પણ નવરું નજ રહેવા દેવું

" સંતોષથી અત્યુત્તમ સુખનો લાભ થાય છે, " એમ ભગવાન્ પતંજલિએ યોગદર્શનમાં કહ્યું છે. (ચાલુ)

# योगसूत्रो

[ લેખકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ—વેદાંતભૂષણ ]

( અનુસધાન ગત અંકના પૃષ્ઠ ૭ થી )

જાગ્રતઅવસ્થાના પ્રાણિપદાર્થો આદિના સદ્‌ભાવનો અગીકાર કરી તેમની સાથે ઇંદ્રિયોદ્વારા ચિત્ત જે સંબધ કરે તેમાથી ઉપજતી વૃત્તિઓના પ્રમાણ અને વિપર્યય એ નામના બે ભેદો પ્રથમ કહેલા છે.

જાગ્રતઅવસ્થાના સર્વે પ્રાણિપદાર્થો આદિનો અભાવ ચિતવીને તેનું આલમ્બન કરી રહેનારી નિદ્રાવૃત્તિ એ બે ભેદોની વૃત્તિથી દેખીતીરીતે વિલક્ષણ હોય તેથી નિદ્રા-નામની આ વૃત્તિનો પ્રમાણ તથા વિપર્યય એ નામના બે ભેદોમાં સમાવેશ થઈ શકે નહિ.

જાગ્રતઅવસ્થામા જણાવવા અસભવિત એવા પ્રાણિપદાર્થો આદિની કલ્પનાવડે ઉપજતી વૃત્તિઓનો વિકલ્પ એવા નામવાળો એક ત્રીજો ભેદ પણ પ્રથમ રહેલો છે.

જાગ્રતઅવસ્થામાં જણાવાં સભવિત કે અસભવિત એવા સર્વે પ્રાણિપદાર્થો આદિના અભાવનું ચિતન કરી તેનુ અવલબન કરી રહેનારી નિદ્રાવૃત્તિનો એ વિકલ્પ નામના ભેદમાં પણ સમાવેશ કરી શકાય નહિ.

નિદ્રાવૃત્તિની અંતર્ગત સ્વપ્નઅવસ્થામાં પ્રાણિપદાર્થો આદિનું જે પ્રત્યક્ષ થાય છે તે પ્રત્યક્ષ ખરું પ્રત્યક્ષ હોતું નથી પણ કલ્પિત હોય છે કારણ કે પ્રત્યક્ષ કરનારી ઇંદ્રિયો તો તે સમયે પ્રસિદ્ધ દેખાય એમ પ્રવૃત્તિ-રહિત શાત હોય છે તેથી એ પ્રત્યક્ષનો પ્રત્યક્ષ-પ્રમાણનામના ભેદમા સમાવેશ કરી શકાય નહિ.

નિદ્રાની અંતર્ગત સુષુપ્તિ અવસ્થામાં તથા મરણઅવસ્થામાં થતો અનુભવ પણ ચિત્ત અને ઇંદ્રિયોની અભિવ્યક્ત દશાનો ન હોવાથી પ્રત્યક્ષ પ્રમાણ નામના ભેદમા તેની ગણના કરી શકાય નહિ.

એમ હોવાથી નિદ્રાના સમગ્ર અનુભવોનો નિદ્રા નામનો વૃત્તિનો જુદો ભેદ આ સૂત્રવડે કહ્યો છે.

**अनुभूतविषयासंप्रमोषः स्मृतिः ॥ ११ ॥**

ગુર્જરી—અનુભવેલો વિષય ચિત્તમાથી ભુંસાઈ ન જવો તેને સ્મૃતિ કહેવામાં આવે છે.

પદબોધિનીઃ—अनुभूत· प्रमाणवृत्तावारूढ यः विषयः वस्तु । અનુભવેલો એટલે પ્રમાણ વૃત્તિમાં આરૂઢ થયેલો જે વિષય એટલે વસ્તુ **तस्य असंप्रमोषः अस्तेय यः संस्कारद्वारेण बुद्धावुपारोह स· स्मृतिरित्युच्यते ॥ ११ ॥** તેનો જે અસંપ્રમોષ એટલે અસ્તેય એટલે સસ્કારદ્વારા ચિત્તમાં આરૂઢ રહેવો તે સ્મૃતિ એમ કહેવાય છે

ભાષ્યઃ—**अनुभूतविषयासम्प्रमोषः स्मृतिः ।** અનુભવેલો વિષય ચિત્તમાથી ભુંસાઈ ન જવો તે સ્મૃતિ. **किं प्रत्ययस्य चित्तं स्मरति आहोस्विद्विषयस्य ।** ચિત્તમાં જે સ્મૃતિ ઉપજે છે તે શું અનુભવેલા વિષયની ઉપજે છે કે અનુભવેલા વિષયના આકારવાળી વૃત્તિની ઉપજે છે ? **ग्राह्योपरक्तः प्रत्ययो ग्राह्यग्रहणोभयाकारनिर्भासः तज्जातीयकं संस्कारमारभते ।** વિષયને આકારે થયેલી વૃત્તિ વિષયને જણાવે છે તેમજ પોતાને પણ જણાવે છે એમ બંનેને જણાવનારી તે વૃત્તિ ચિત્તમાં વિષયના આકારની જાતનો તેમજ પોતાની જાતનો

સંસ્કાર પાડે છે स संस्कारः स्वव्यंजकांजनः, तदाकारामेव ग्राह्यग्रहणोभयात्मिकां स्मृतिं जनयति। તે સંસ્કાર, પોતાને ઉપજાવનારી વૃત્તિને, નિમિત્ત મળતાં ખુલ્લી કરનારો હોવાથી, તે વૃત્તિના આકારવાળી, એટલે વિષય અને વિષયાકારવૃત્તિના આકારવાળી સ્મૃતિને ઉપજાવે છે तत्र ग्रहणाकारपूर्वा बुद्धिः। તેમ થતાં બુદ્ધિ (સ્મૃતિવૃત્તિ) પ્રથમ સંસ્કાર પાડનારી વૃત્તિના આકારવાળી થાય છે ग्राह्याकारपूर्वास्मृतिः। અને પછી વિષયના આકારવાળી થાય છે તે સ્મૃતિ કહેવાય છે सा च द्वयी। તે સ્મૃતિ બે પ્રકારની છે. भावितस्मर्तव्या चाभावितस्मर्तव्या च। એક સ્મૃતિ કલ્પિત વિષયનું સ્મરણ કરનારી હોય છે અને બીજી સ્મૃતિ અકલ્પિત (જાગ્રતઅવસ્થાના ખરા) વિષયનું સ્મરણ કરનારી હોય છે स्वप्ने भावितस्मर्तव्या। સ્વપ્નઅવસ્થાની સ્મૃતિ કલ્પિત (જાગ્રત અવસ્થાના નહિ એવા) વિષયનુ સ્મરણુ કરનારી હોય છે. जाग्रत्समये त्वभावितस्मर्तव्येति। અને જાગ્રતઅવસ્થાની સ્મૃતિ અકલ્પિત (ખરા) વિષયનું સ્મરણુ કરનારી હોય છે सर्वाश्चैताः स्मृतयः प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतीनामनुभवात् प्रभवन्ति। આ બધી સ્મૃતિઓ પ્રમાણુ વિપર્યય વિકલ્પનિદ્રા ને સ્મૃતિ એ પાંચ ભેદોવાળી વૃત્તિઓના અનુભવમાથી ઉપજે છે सर्वाश्चैता वृत्तयः सुखदुःखमोहात्मिकाः। આ પાંચે ભેદોવાળી વૃત્તિઓ સુખદુઃખ અને મોહને ઉપજાવવાના સ્વભાવવાળી હોય છે. सुखदुःखमोहाश्च क्लेशेषु व्याख्येयाः। સુખદુઃખ અને મોહની વ્યાખ્યા ક્લેશોમાં થવી ઘટે છે કારણુ કે सुखानुशयी रागः। સુખની વાસનાવાળો રાગ નામનો ક્લેશ કહ્યો છે. दुःखानुशयी द्वेषः। દુઃખની વાસનાવાળો દ્વેષ નામનો ક્લેશ કહ્યો છે. मोहः पुनरविद्येति। અને મોહને તો પોતાનેજ અવિદ્યા નામનો ક્લેશ કહ્યો છે. एताः सर्वा वृत्तयो निरोद्धव्याः। આ બધીજ વૃત્તિઓનો નિરોધ કરવાનો છે. आसां निरोधे संप्रज्ञातो वा समाधिर्भवत्यसंप्रज्ञातो वेति ॥११॥ આ વૃત્તિઓનો નિરોધ થતા પ્રથમ સંપ્રજ્ઞાત સમાધિ થાય છે પછી અસપ્રજ્ઞાત સમાધિ થાય છે અથવા પ્રથમ જ અસંપ્રજ્ઞાત સમાધિ થાય છે. તેથી સ્વરૂપમાં પુરુષનું અવસ્થાન થતાં અંતે કૈવલ્ય થાય છે.

અનુવાદઃ—જુદા જુદા પાંચ ભેદોવાળી વૃત્તિઓ પણુ જુદી જુદી અનેક થાય છે. તેમાં એક વિષયને આકારે એક વૃત્તિ થયા પછી બીજી વૃત્તિ બીજા વિષયને આકારે બીજી વૃત્તિ થતાં, પહેલા વિષયને આકારે થયેલી પહેલી વૃત્તિ ચિત્તમાંથી ભુસાઇ જવા પામતી હશે એવી શંકા કરવાને કારણુ નથી

પ્રત્યેક વિષયને આકારે થયેલી પ્રત્યેક વૃત્તિ ચિત્તમાં તેનો સંસ્કાર પાડે છે.

તે સંસ્કારને જાગ્રત કરનારી લગતી સામગ્રી મળતા તે સંસ્કાર જાગ્રત થઇને જે વૃત્તિનો તે સંસ્કાર હોય તે વૃત્તિને ચિત્તમા વ્યક્ત કરે છે અને તે વૃત્તિ વ્યક્ત થતાં તે વૃત્તિ જે વિષયના આકારવાળી હોય તે વિષયનો આકાર પણુ વ્યક્ત થાય છે.

આ પ્રમાણે વિષયનો અનુભવ કરનારી વૃત્તિ ચિત્તમાથી ભુંસાઈ ન જાય, ને સંસ્કારરૂપે ચિત્તમા ટકી રહે તથા તેને જાગ્રત કરનારી સામગ્રી મળતાં પાછી વ્યક્ત થાય, અને તેથી તે વૃત્તિના વિષયનો આકાર પણુ ચિત્તમાં વ્યક્ત થાય, તેને આ સૂત્રમાં સ્મૃતિ કહી છે.

અનુભવેલા વિષયના આકારવાળી વૃત્તિનો સંસ્કાર જાગ્રત થતાં તે વૃત્તિને તથા તેના વિષયને વ્યક્ત થયેલા અનુભવ કરનારી વૃત્તિ સ્મૃતિવૃત્તિ છે.

વિષયના અનુભવોથી પુરુષને સુખદુઃખ વા મોહ આદિ ઉપજે છે. અનુકૂળતાનું ભાન સુખ કહેવાય છે. પ્રતિકૂળતાનું ભાન દુઃખ કહેવાય છે, ને મૂઢતા વા વિવેકનો ભ્રંશ મોહ કહેવાય છે.

જે વિષયના અનુભવથી પુરુષને સુખ ઉપજે તે વિષયમાં પુરુષને રાગ બધાય છે, એટલે તેના અનુભવની કામવાસના બધાય છે વિષયના અનુભવની કામવાસનાનો સસ્કાર ચિત્તમાં પડે તે વિષયનીકામવાસનાનુ બધાવું કહેવાય છે.

એવી રીતે જે વિષયનો અનુભવ જેવો જણાય તેને અનુરૂપ વાસના બંધાય છે તથા તે વાસનાનો ચિત્તમા સસ્કાર પણ પડે છે.

આવી રીતે બધાતી વાસના પુરુષની પોતાની કલ્પના પ્રમાણે બધાય છે અને આ વાસનાનો સંસ્કાર બહુધા સ્વપ્નઅવસ્થામાં જાગ્રત્ થાય છે તેથી સ્વપ્નઅવસ્થામાં સ્વપ્નનું જે દેખાવું થાય છે તે આ બધાયેલી વાસનાનીજ સ્મૃતિ હોય છે, એટલે સ્વપ્ન એ જાગ્રતઅવસ્થામા અનુભવેલા વિષયની સ્મૃતિ નથી પણ જાગૃતઅવસ્થામાં અનુભવેલા વિષયના અનુભવપરથી પુરુષની પોતાની કલ્પનાપ્રમાણે બંધાતી વાસનાની સ્મૃતિ હોય છે

**स्मृतिरेषा यत्स्वप्नदर्शनं।** 'સ્વપ્નનુ જે દેખાવું છે તે આ સ્મૃતિ છે' એ વચનવડે વેદાંતસૂત્રોનું ભાષ્ય કરનાર ભાષ્યકાર ભગવાને બીજા અધ્યાયના બીજા પાદના ઓગણત્રીસમા સૂત્રપરના ભાષ્યમા સ્વપ્નને જે સ્મૃતિરૂપ કહેલું છે તે સ્મૃતિ જાગ્રત અવસ્થામા અનુભવેલા વિષયની સ્મૃતિ નહિ પણ જાગ્રત્અવસ્થામાં પુરુષની પોતાની કલ્પનાપ્રમાણે બધાતી વાસનાની સ્મૃતિ કહેલી છે.

**जागरितप्रभववासनानिर्मितत्वात्तु स्वप्नस्य।** 'સ્વપ્ન તો જાગ્રતઅવસ્થામાં જન્મેલી વાસનાવડે નિર્માણ થયેલું હોવાથી' એ ત્રીજા અધ્યાયના બીજા પાદના છઠ્ઠા સૂત્રપરના ભાષ્યમા કહેલા વચનવડે ભાષ્યકાર ભગવાને પોતે તેવી સ્પષ્ટતા કરેલી છે.

જાગ્રત્અવસ્થામાં અનુભવેલા વિષયની સ્મૃતિ બહુધા જાગ્રત્અવસ્થામાં થાય છે અને તેથી તે વ્યવસ્થિત રૂપની હોય છે

જાગ્રત્અવસ્થામા અનુભવેલા વિષયના અનુભવપરથી પુરુષની પોતાની કલ્પનાપ્રમાણે જાગ્રત્અવસ્થામા બધાતી વાસનાની સ્મૃતિ બહુધા સ્વપ્નઅવસ્થામા થાય છે, તથા તેથી તે અવ્યવસ્થિતરૂપની હોય છે

આ સ્મૃતિવૃત્તિ પણ વૃત્તિઓના પ્રથમ કહેલા ચાર ભેદોની વૃત્તિઓથી વિલક્ષણ હોવાથી આ સૂત્રવડે તેનો જુદો ભેદ પાડી જણાવેલો છે.

પુરુષને લાગુ થયેલી વૃત્તિની સરૂપતાના બધમાથી છૂટવા અને પોતાના સ્વરૂપમાં સ્વસ્થ થઈ રહેવા પુરુષે આ બધીજ વૃત્તિઓનો નિરોધ કરવો આવશ્યક છે

આ બધી વૃત્તિઓનો નિરોધ કેમ કરવો તે સૂત્રકાર ભગવાન્ પોતે આગળ કહે છે.

વૃત્તિઓનો નિરોધ કરવાના પુરુષની ઇચ્છા તથા શક્તિ આદિને અનુસરીને સૂત્રકાર ભગવાને કહેલા ક્રમ બે છે.

એક ક્રમને અનુસરતાં પુરુષને પ્રથમ સમ્પ્રજ્ઞાતસમાધિનો લાભ થાય છે અને પછી અસંપ્રજ્ઞાતસમાધિનો લાભ થાય છે.

અને બીજા ક્રમને અનુસરતા પુરુષને પ્રથમથીજ અસમ્પ્રજ્ઞાતસમાધિનો લાભ થાય છે.

આ સંપ્રજ્ઞાતસમાધિના તથા અસમ્પ્રજ્ઞાતસમાધિના સ્વરૂપ તથા સાધનો સૂત્રકાર ભગવાન્ પોતે આગળ કહે છે.

એવી રીતે આ પહેલા પાદના પહેલા પરિચ્છેદમાં વૃત્તિની સરૂપતાના બંધથી છુટી પોતાના સ્વરૂપમા સ્થિત થવા પુરુષને વૃત્તિના નિરોધરૂપ યોગ સાધવાનો ઉપદેશ કરી આ બીજા પરિચ્છેદમા વૃત્તિનો નિરોધ કરવાનુ સુગમ થાય એ માટે વૃત્તિના વિવિધ ભેદોના સ્વરૂપ યથાવત્ સ્પષ્ટ કરી દેખાડેલા છે

——[ * ]——

## આચાર્યશ્રીની આખ્યાયિકાઓ

[ કૃપાનાથે આપેલાં દૃષ્ટાંતો—"આચાર્યશ્રીની આખ્યાયિકાઓ"—
સ્વરૂપે પુનઃ પ્રકટ થાય છે.]

[ સંપાદક.—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

[ ૨ ]

વલ્લભીપુરમાં શ્રીધરનામના કોઈ બ્રાહ્મણ રહેતા હતા. તે યુવાવસ્થામાંજ પૂર્વના શુભકર્મના પ્રભાવથી વૈરાગ્યવાન્ હતા. પ્રારબ્ધયોગે તેમનું લગ્ન થયેલું હોવાથી તથા સંસારનો સર્વ ભાર તેમને માથે પડેલો હોવાથી તીવ્રતમ વૈરાગ્યના અભાવે તેમનાથી સંસારનો ત્યાગ થઈ શકતો નહોતો

"હવે થોડા સમયમાં અવશ્ય હું સંસારનો ત્યાગ કરીશ"—એમ વિચાર કરતાં કરતાં કેટલોક કાલ વ્યતીત થઈ ગયો.

એવામાં તેમની સ્ત્રીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો, ને પોતે મૃત્યુવશ થયાં.

આ પ્રસંગથી તેમના મનમા આવવા લાગ્યું કે'—

"હવે હું સંસારનો ત્યાગ કરવાનું કેમ બની શકશે?—હું સંસારનો ત્યાગ કરુ તો આ નાના બાળકનું ભરણપોષણ કોણ કરશે?"

એક વેલા એ નાનો બાળક પારણામા સૂતો હતો, અને પોતે તેવા વિચારમાં બેઠા હતા, તેવામાં ભીંતપર ચાલી જતી એક ગરોળીનું ઈંડુ નીચે પડ્યું. તે ઈંડુ નીચે પડવાથી ફુટ્યુ, ને તેમાથી એક ગરોળીનું બચ્ચુ નીકળ્યું. તે બચ્ચાએ તુરત સમીપમાં બહલી માખીનું ભક્ષણ કર્યું

તે જોઈ શ્રીધરને જણાયુ કે હું આ પુત્રનુ ભરણપોષણ કરવાની ચિંતા રાખું છું તે મિથ્યા છે. આ ગરોળીના બચ્ચાની ગરોળીએ કાંઈપણ ચિંતા ન રાખી તો તેથી કાંઈ તે મરી ગયુ નહિ. તેણે પોતાની મેળેજ એક માખી પકડી પોતાના જીવનનો નિર્વાહ કરવાનો આરંભ કર્યો, ને હવે પછી પણ તે પ્રમાણે તે પોતાના જીવનનો નિર્વાહ કર્યા કરશે.

જે પ્રારબ્ધ શરીર ઉપજાવે છે તે પ્રારબ્ધ દેહની નિર્વાહક સામગ્રી પણ

અવશ્ય તેને પૂરી પાડે છે, માટે મારે મારા પુત્રના ભરણપોષણની ચિંતા કરવી મિથ્યા છે એમ વિચારી, તથા આ બોધ મને પરમાત્માજ પ્રત્યક્ષ દ્દષ્ટાંતથી આપે છે એમ સમજી, સંસારનો ત્યાગ કરી પ્રભુનું આરાધન કરવા ચાલી નીકળ્યા.

તે પાછળથી શ્રીધરસ્વામીને નામે પ્રસિદ્ધ થયા. તેમણે શ્રીમદ્ભગવદ્ગીતા તથા શ્રીમદ્ભાગવતપર સંસ્કૃતમા ટીકા કરી છે.

તેમના સંસારત્યાગના વર્તમાન ત્યાંના રાજાને જણાયાથી તેમણે તેમના પુત્રના પરિપાલનમાટે યથાયોગ્ય વ્યવસ્થા કરી, અને યોગ્ય વય થતાં તેને ઉત્તમ પ્રકારનો વિદ્યાભ્યાસ કરાવ્યો

શ્રીધરસ્વામીના તે પુત્ર મહાવિદ્વાન્ થયા અને તેમણે ભટ્ટિકાવ્ય રચ્યું, જે કાવ્ય આજપર્યંત વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે. [ ક્રમશઃ ]

———[ * ]———

## બંધુઓ તથા બહેનોને

શ્રીઆનંદાશ્રમપત્રને નવા સ્વરૂપમાં પ્રકટ કરવા બાબત જ્યેષ્ઠ માસના અંકમાં નિર્દેશ કરવામાં આવ્યો છે. તેના અનુસંધાનમાં જણાવવાનું કે આ કાર્યમાટે તંત્રીમંડળની નીચેપ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી છે—

શ્રી. હીરાલાલ હરગોવિંદ પંડ્યા–તંત્રી.

| | |
|---|---|
| શ્રી. જીવણરામ મકનજી ભટ્ટ | સહતંત્રીઓ. |
| શ્રી. અજિતરાય હરિદાસ પારેખ | |
| શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર | |

આનંદાશ્રમપત્રને નવા સ્વરૂપમાં પ્રકટ કરવાનું કામ વેળાસર હાથમાં લઈ શકાય અને આગળ ઉપર તેને દિનપ્રતિદિન વિશેષ બંધુઓ તથા બહેનો આ કાર્યમાં જે જે રીતે મદદરૂપ થઈ શકે તેવી મદદની તંત્રીમંડળ આશા સેવે છે

જે જે સ્થળે આવા કાર્યમાં ઉત્સાહ લઈ શકે તેવા બંધુઓ તથા બહેનોનો મોટો સમૂહ હોય ત્યાં સહાયકમંડળ સ્થાપવાની યોજના કરે, સારા લેખો એકઠા કરે, તેમાંથી યોગ્ય લેખોની પસંદગી કરે અને પસંદ કરાયેલા લેખોને તંત્રીમંડળ તરફ મોકલવાનો પ્રબંધ કરે તો આ કાર્યમા તંત્રીમંડળને ઘણી સહાયતા મળશે તેવી તેમની માન્યતા છે.

"આનંદાશ્રમ"પત્ર તથા લેખો સંબંધીનો સઘળો પત્રવ્યવહાર નીચેના શરનામે કરવો:—

શ્રી. હીરાલાલ હરગોવિંદ પંડ્યા,
મધુવન, તખ્તેશ્વરપ્લોટ,
ભાવનગર (સૌરાષ્ટ્ર)

## શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈતરફથી ઉજવાયેલો

# શ્રીગુરુપૂર્ણિમામહોત્સવ

શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી આષાઢીપૂર્ણિમાના મંગળદિને શ્રીગુરુપૂર્ણિમામહોત્સવ ભક્તિભાવપૂર્વક ઉજવાયો હતો. યોગાનુયોગ તે દિને રવિવાર હોઇને ગુરુબંધુઓ, બહેનો તથા અન્ય ધર્માનુરાગી સજ્જનોની હાજરી સારા પ્રમાણમાં થઈ હતી. માધવભુવનનો સભાખંડ શ્રીસદ્‌ગુરુભક્તોથી પૂર્ણ ભરાઈ ગયો હતો.

૧૦ાા વાગ્યે પૂ સદ્‌ગુરુ પરમાત્માના પુનિત પાદુકાજીનું પુજન શરૂ થયુ હતું. ઉપસ્થિત સમુદાયવતી પુજન કરવા શ્રીયુત્ શેઠ ચત્રભુજ કાલિદાસ તથા શ્રીયુત ગૌરીશંકરભાઈ બેઠા હતા. ષોડશોપચારથી વેદવિધિપૂર્વક પૂ. પાદુકાજીનું પુજન પૂર્ણ થયુ હતું. બાદ સર્વે સભાજનોએ પૂ પ્રતિમાજીનું તથા પૂ. પાદુકાજીનું પુજન કરી અનેક સુગંધિત પુષ્પહારો શ્રીસદ્‌ગુરુપરમાત્માના પ્રતિમાજીને પહેરાવ્યા હતા, અને મંગળમય આરતી પ્રશસ્તિઆદિ કર્યાં હતાં.

પશ્ચાત્ શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૧૫મા અંકનું શ્રી. મણિશંકરભાઈ રાવળે વાચન કર્યું હતું. બાદ શ્રી. રૂપસિંહ રાણાએ "ધન્ય આજનો દિવસ ઉજવાય અનુપમ આનંદનો" "ગુરુજપથી સદા સુખ થાય અવસર આનંદનો" એ ભજન ગવરાવ્યુ હતું તથા શ્રીયુત ભાઈ કૃષ્ણદાસ શ્યામજી, શ્રી. ટોકરશી ગોવિંદજી, શ્રી. નરેન્દ્રસિંહ દયાળસિંહ આદિએ પણ મધુર ભજનો ગાયાં હતાં.

ઉપદેશ ગ્રંથાવલિના અંકની એકેક પ્રત સૌને આપી હતી. ઉપરાંત 'દ્વિજોના ષટ્કર્મ' એ પુસ્તિકા શ્રીયુત મંગલદાસ કેશવલાલ બોરીવલીવાળા તરફથી પ્રગટ થયેલી અને શ્રીયુત મણિશંકર ત્રિભોવન ભટ્ટ-સુરતવાળાએ પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવે આપેલ વ્યાખ્યાનની નોંધપરથી તૈયાર કરેલી તેની એકેક પ્રત પણ આપવામાં આવી હતી યોગમૈસ્તુભઆદિ પુસ્તકો નવા છપાવાની સૌ બંધુઓને જાણ કરી હતી. ૧૨ાા વાગે પૂ સદ્‌ગુરુદેવની જયઘોષણા સાથે મહોત્સવનો કાર્યક્રમ પૂર્ણ થયો હતો અને પ્રસાદી લઈ આનંદસહ સૌ વિદાય થયાં હતા. ઇતિ શિવમ્ ,

રૂપસિંહ હરિસિંહ રાણા

## પ્રાર્થના

શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ-મુંબઈને મંડળના સભ્ય શ્રીગુણવંતસિંહજીભાઈનાં ધર્મપત્નિ મણિબાઈના અવસાનના ખબર જાણી ખેદ થયો હતો.

શ્રીયુત્ શેઠ દામોદરદાસભાઈએ સદ્‌ગતના આત્માને શાંતિ અર્પવા પ્રાર્થના કરવા તા ૧૭ જુલાઇ રવિવારની સભામા સૂચના રજુ કરી હતી. તે મુજબ સૌ સભાજનોએ પૂ. સદ્‌ગુરુપરમાત્માપ્રતિ સદ્‌ગતના પવિત્રાત્માને પરમશાંતિ અર્પવા પ્રાર્થના કરી હતી.

રૂ. હ. રાણા

## ગ્રંથાવલોકન

"શ્રીકહાનકાવ્યમાલા" એ નામના દળદાર ગ્રંથની પ્રતિ તેના લેખક જામનગરના વકીલ શ્રી કાનજી વાલજી ઠક્કર તરફથી શ્રીઆનંદાશ્રમને ભેટ મળી છે.

લેખકશ્રી પોતે શાસ્ત્ર અને સદ્દગુરુના સમાગમવાળા હોવાથી પુરા આસ્તિક અને ધાર્મિક છે એમ ગ્રંથનું એકંદર અવલોકન કરતાં દેખાઈ આવે છે.

શ્રીઆનંદાશ્રમના અધિષ્ઠાતા સદ્દગુરુદેવ શ્રીમન્નાથભગવાન્ લેખકશ્રીના પણ ઇષ્ટ સદ્દગુરુદેવ છે.

ગ્રંથમાં સદ્દગુરુદેવના સ્વરૂપગુણનાં કીર્તનપદો અનેક છે, તેમજ સદ્દગુરુદેવના ઉપદેશભૂત વેદાંતઆદિના સિદ્ધાંતોનું તથા સંધ્યાવંદન યજ્ઞઆદિ શાસ્ત્રોક્ત સદાચારોનું મુચોટ પ્રતિપાદન કરનારાં પણ અનેક પદો ગ્રંથમા છે. આ સર્વે પદો પ્રશંસાપાત્ર છે.

શાસ્ત્રોક્ત દેવદેવીઓ અને ઈશ્વરોના સ્વરૂપગુણઆદિના કીર્તનપદો પણ અનેક છે.

પ્રાચીન આચાર્યો અને મહાપુરુષોની જનતામાં પ્રચલિત ચરિત્ર કથાઓનાં પણ ગ્રંથમાં અનેક પદો છે.

એવીજ રીતે અર્વાચીન મોટા પુરુષોની જનતામા પ્રચલિત કથાઓનાં કીર્તનપદો પણ ગ્રંથમાં અનેક છે.

સર્વે પદો નિયમબદ્ધ, સરળ, સુયુક્તિવાળાં ને વેધક છે.

જનસમાજના વર્તમાન વર્તનપર કટાક્ષજેવા પદોપણ ગ્રંથમાં અનેક છે તે સર્વે પણ સુયોગ્ય સારી ભાષામા ને મર્મને પહોચનારાં છે.

વર્તમાન રાજકારણના અસ્પૃશ્યતાનિવારણના આંદોલને લેખકશ્રીનો પરાભવ કરેલો જણાય છે.

તેઓ કહે છે કે 'છોડો અસ્પૃશ્યતાનો રિવાજ શ્રી હિંદવાસી રે, થયું ભારત એથી તારાજ ભારતવાસી રે'.

એમ છતાં વટાળની ને એઠાંજુઠાંની સૂગ તેમને હજી જેમની તેમ રહેલી જણાય છે.

તેઓ કટાક્ષ કરે છે કે 'હોટલમાં વટલેલ,' 'પચ્ચાસ માણસની પ્રસાદી પીરસીને અભડાવતા', એઠાં જુઠાં તમે ખાવાને ચાલ્યાં હોટલનાં શાકભાજી,' 'એઠાં આપે એ પ્યાલા રકાબી ખાદલી એકમાં માંજી' ઇત્યાદિ.

આવો વિસંવાદ પણ થોડો ગ્રંથમાં દેખાય છે,

એકંદરે ગ્રંથના સર્વે પદો સુંદર રચનાવાળાં, ધાર્મિક ભાવનાવાળા અને મર્મને પહોંચનારાં છે.

ધર્મ અને વાંગ્મય સાહિત્યનો ગ્રંથમાં સુંદર સુમેળ છે

———[ * ]———

## શ્રીસદ્દગુરુમહાપૂજનઃ—

ગત આષાઢી પૂર્ણિમાના દિવસે આનંદાશ્રમવાસીઓએ તથા બહારગામથી આવેલા ગુરુબંધુઓ તથા બહેનોએ પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન વિધિપૂર્વક કર્યું હતું. સારબાદ શ્રીઉપદેશગ્રંથાવલિના નવા અંકનું તથા સુબોધમાળાનું વાચન શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈએ કર્યું હતું.

શ્રીસુરતનિવાસી મણિશંકર ત્રિભુવન ભટ્ટે પૂજ્યપાદ કૃપાનાથના વ્યાખ્યાન "દ્વિજોનું

ષટ્કમ્" સંગૃહીત કરેલું તેને શ્રી મગનદાસ કેશવલાલ ભક્ત બેરીનલિવાળાએ પ્રકટ કરાવ્યું છે, તેની ૨૫૦ પ્રતિ મહોત્સવમા મહાપૂજનમાટે આવેલા બધુઓને વિનામૂલ્યે વહેંચવામાં આવી હતી.

મહાપૂજન થઈ રહ્યા બાદ સૌ બધુઓ વિદાય થયા હતા

શ્રીમુંબઈ–આનંદાશ્રમમુમુક્ષુમંડળમાં, શ્રીપોરબંદર–આનંદાશ્રમ, શ્રીમોઝીદડ–આનંદાશ્રમ, શ્રીશ્રાફા–આનંદાશ્રમ, શ્રીઅમદાવાદ–આનંદાશ્રમ, લીંબુડા–આનંદાશ્રમ, કુતિયાણા, જામજોધપુર, વડિયા, કુડલા, જામનગર, લીંમડી, જબુસર, શીગામ, દીવા, સાદરા, સાણંદ વગેરે સ્થળોએ અષાઢી પૂર્ણિમા નિમિત્તે ત્યાના ગુરુબધુઓએ એકત્ર થઈ વિધિપૂર્વક પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કર્યું હતું.

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### ( અષાઢ માસ )

ગુરુપ્રભેટ—રૂ. ૧૨–૦–૦ બેન જાનબાઈ ડોસાભાઈ–રાણાવાવ

રુદ્રાભિષેક—શ્રી તુલસીદાસ જેઠાભાઈ–રાજકોટ ( ૧ રુદ્રાભિષેક ). શ્રી. રાજસી જીવરાજ–મુંબઈ ( ૧ રુદ્રાભિષેક ). શ્રી જીવનરામ મકનજી ભટ્ટ–ભાવનગર ( લઘુરુદ્ર ). રૂા. ૧૦૦ શેઠ શ્રી છગનલાલ સવજી મુંબઈવાળાતરફથી અષાડ વદ ૧થી કાર્તિક સુદી પૂર્ણિમા સુધીના રુદ્રાભિષેકનિમિત્તે મળ્યા.

ભોજન:—રૂા ૧૨–૮–૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ–ભાવનગર રૂા ૧૨–૮–૦ શ્રી કાનજી મેપા વિદ્યાર્થીનું ભોજન રૂા ૨૩–૧૪–૦ શ્રી ગુણવતસિંહ જાલમસિંહ તરફથી સ્વર્ગસ્થ મણિબાઈના કલ્યાણાર્થે. રૂા ૧૨૦–૦–૦ શ્રી. હરજીવન કેશવજી શાહ તરફથી ચરતી ભોજનના. રૂા ૫૩–૨–૦ શેઠ ઇન્દુકુમાર ભાયાલાલતરફથી આષાઢ વદિ ૧ના ભોજન નિમિત્તે રૂા. ૬૩–૧–૦ શ્રી ડેવળચદ કાનજીભાઈ પારેખ–ગોડલતરફથી ભોજન નિમિત્તે

થાળ:—રૂા. ૧–૪–૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ–મુંબઈ રૂા ૧–૪–૦ શ્રી. અમૃતલાલ જીણારામ બેન રામકુવરબાઈ રૂા ૧–૪–૦ શ્રી નગલદાસ માધવલાલ–અમદાવાદ રૂા ૧–૪–૦ શ્રી મેરારજી ઓધવજી અઢીયા–બીલખા. રૂા. ૧–૪–૦ શ્રી. રામજી માધવજી–મુબઈ રૂા. ૧–૪–૦ શ્રીમતી કમળાબાઈ રામજી–મુબઈ રૂા ૧–૪–૦ શ્રી વ્રજલાલ ત્રિભુવન–પરબડી રૂા ૧૦–૦–૦ શ્રી. નાથા કચરા–સુદામાપુર. રૂા. ૧–૪–૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ. રૂા ૦–૧૫–૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ. રૂા. ૧–૪–૦ શ્રી. સામજી રણછોડ–કુતિયાણા. રૂા ૧–૪–૦ બેન મણિબેન અઢીયા–બીલખા. રૂા ૧–૪–૦ બેન મણિબેન અઢીયા (અખંડદીપક) રૂા ૧–૪–૦ શ્રી જયંતિલાલ ત્રિવેદી–કુડલા. રૂા ૧–૪–૦ શ્રી. દામજી નાગજી–કુડલા રૂા ૨–૮–૦ શ્રી ગુણવતસિંહ જાલમસિંહ થાળ ૨. રૂા ૫–૦–૦ શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ–ભાવનગર. રૂા ૫–૦–૦ શ્રી નાનાલાલ ભાઉશંકર રૂા. ૧–૪–૦ શ્રી ગોપાલજી મીઠાભાઈ–કટક રૂા ૨–૮–૦ શ્રી ગોપાલજી મીઠાભાઈ જન્માષ્ટમીના થાળ બે–કટક રૂા ૧–૪–૦ શ્રી. જયશંકર ભગવાનજી–તારાપુર રૂા. ૧–૪–૦ બેન નર્મદાબાઈ–બીલખા રૂા. ૩–૦–૦ શ્રી. ગૌરીશંકર ભાઈશંકર ત્રિવેદી ચરતી

થાળ. રૂા. ૧-૪-૦ બેન ધનલક્ષ્મી છગનલાલ-અમદાવાદ. રૂા ૨-૮-૦ શ્રી. નરભેરામ જીવતરામ રૂા. ૧-૦-૦ ઉમેદલાલ વી. પટેલ-કરમસદ રૂા. ૧-૪-૦ સૌ ઉજમબેન ઉપાધ્યાય-લીંબડી. રૂા. ૨-૦-૦ શ્રી. હરિશ્ચંદ્રસિંહજી-રોજકા. રૂા. ૧-૪-૦ શ્રી. દામોદર મૂળજી-જામજોધપુર. રૂા. ૬-૪-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઈ ( ૫ થાળ ). રૂા. ૨-૮-૦ શ્રી. કાન્તશંકર પ્રભુરામ રાવળ-મીતડી ( ૨ થાળ ). રૂા. ૧-૪-૦ શ્રી હસમુખલાલ મોરારજી -ભીલખા. રૂા ૨-૮-૦ શ્રી. ત્રિભુવનદાસ ડી રાજા-કરાંચી ( ૨ થાળ ).

અખંડદીપકઃ—રૂા. ૦-૪-૦ શ્રી. રામજી ઓધવજી-મુલદ રૂા. ૦-૪-૦ બેન કમલાબાઈ રામજી-મુલુંદ. રૂા ૦-૧૨-૦ શ્રી. દાનજી મેપા. રૂા ૫-૦-૦ શ્રી. સામજી રણછોડ-કુતિયાણા. રૂા ૨-૮-૦ શ્રી. જીવણરામ મકનજી ભટ્ટ-ભાવનગર. રૂા. ૧-૪-૦ શ્રી. ગોપાલજી મીઠાભાઈ-કટક. રૂા. ૦-૧૨-૦ શ્રી. જયશંકર ભગવાનજી-તારાપુર. રૂા ૦-૧૨-૦ બેન ધનલક્ષ્મી છગનલાલ. રૂા ૧-૮-૦ શ્રી. નરભેરામ જીવતરામ રૂા ૧-૦-૦ શ્રી. હરિશ્ચંદ્રસિંહજી-રોજકા. રૂા. ૦-૧૨-૦ શ્રી. દામોદર મૂળજી-જામજોધપુર. રૂા. ૦-૬-૦ શ્રી. કરુણાશંકર ગૌરીશંકર-જામખંભાળીયા રૂા. ૨-૮-૦ શ્રી. ત્રિભુવનદાસ ડી. રાજા

**શ્રીઆનંદાશ્રમ-ભીલખામાં** પૂજ્યપાદ કૃપાનાથના આદેશાનુસાર નિર્દોષ દેશી ઔષધો ગરીબોને મફત આપવાનો પ્રબંધ થયો છે તેમાં આ માસમાં ૪૭ બંધુબહેનોએ ઔષધાલયમાંથી ઔષધનો લાભ લીધો છે

આ ઔષધાલયમાં ગરીબોને મફત ઔષધો આપવામાટે નીચેના બંધુઓતરફથી ભેટ આવેલ છેઃ—

રૂા. ૧૧-૦-૦ શ્રી. દીલીપકુમાર અજિતરાય પારેખ-મુંબઈ રૂા. ૫-૪-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી વાનપ્રસ્થી-આનંદાશ્રમ. રૂા. ૨૧-૦-૦ શ્રી કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ રૂા ૧-૪-૦ પુ. શ્રી. બ. આત્મપ્રકાશજી-બોખરલા.

આષાઢ અને શ્રાવણ માસમાં " શ્રીદક્ષિણામૂર્તિપુસ્તકાલય "નો ૨૦ વીશ બંધુબહેનોએ લાભ લીધો છે.

——[ * ]——

## परचुरण भेट

**[ સંવત્ ૨૦૦૫-આષાઢમાસ ]**

| | |
|---|---|
| ૧-૦-૦ શ્રી. રઘુરામ આત્મારામ-મોણપરી | ૧-૪-૦ શ્રી. કેશવલાલ નથુભાઈ-કોટડા |
| ૩-૦-૦ ,, મગળદાસ માધવલાલ-અમદાવાદ | ૦-૮-૦ એક ભક્તજન-મોજીદડ |
| ૬૦-૦-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ તરફથી માસિક જપ, થાળ, ભેટ નિત્યદાન વગેરેના | ૦-૮-૦ પરચુરણ-મોજીદડ |
| ૧-૦-૦ ,, પુરૂષોત્તમ ખુશાલચંદ-કુતિયાણા | ૫-૦-૦ શ્રી. શામળા વાજસુર-આકોલવાડી અમદાવાદ આનંદાશ્રમમાં આવેલી ભેટ |
| ૫-૪-૦ ,, કનુભા દોલતસિંહજી-ભીલખા | ૮-૮-૦ સ્વર્ગસ્થ ભાઈલાલ નાનાલાલ તરફથી જેઠ માસના માસિક નૈવેદ્ય, થાળ વગેરેના |
| ૫-૪-૦ ,, ચિ. જાદવજીને સર્પથી રક્ષા થતા ભેટ હા. જાનબાઇ ડોસા -રાણાવાવ | ૧-૪-૦ શ્રી હરિલાલ-હરકીસનદાસ-મુંબઈ |
| | ૦-૮-૦ ,, વિનોદરાય વસંતરાય |

૨-૦-૦ શ્રી નરેન્દ્રસિંહ દયાળસિંહ-મુંબઈ
૦-૭-૩ પરચુરણ હા શાસ્ત્રીજી જયશંકર મયારામ ભટ્ટ
૧-૪-૦ શ્રી મણિશંકર મોહનલાલ રાવલ -રાજકોટ
૧-૦-૦ ,, મહાગણીદાસ ગોકુલદાસ દેસાઈ -માગરોળ
૦-૨-૦ ,, દેવશંકર મોરારજી દેવરાણા
૧-૦-૦ ,, કૃપાશંકર જયરામ ભટ્ટ ભાવનગર
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ મદારાણા
૦-૮-૦ ,, ખીમજી રવજી
૧-૦-૦ ,, રતનસી લલ્લુભાઈ-ઉમરાળા
૦-૭-૩ પરચુરણ મંદિરથી
૧-૦-૦ શ્રી. લાલજી જીણાભાઈ-જુનાગઢ
૧-૦-૦ ,, આણંદલાલ ગોવિંદજી-પોરબંદર
૧-૦-૦ ,, કેશવજી જીણાભાઈ-જુનાગઢ
૧-૪-૧ ,, અનંતપ્રસાદ કૃપાશંકર-ભાવનગર
૧-૦-૦ ,, ચતુરભાઈ આશાભાઈ પટેલ
૦-૪-૦ ,, મોગરજી છગનલાલ-જુનાગઢ
૪-૦-૦ ,, લાભશંકર માકડ. અષાડથી આસો સુધીના નિસદાનના
૦-૪-૦ ,, જયતિલાલ વિઠ્ઠલદાસ-કુંડલા
૭-૪-૦ ,, મણિશંકર ત્રિભુવન ભટ્ટ તેમના પરીવાર તરફથી જુદી જુદી ભેટ
૦-૪-૦ ,, વસંતરાય કરસનજી ઓઝા
૩-૦-૦ ,, યતિંદ્રલાલ શંકરલાલ ધુળેકર શાહદાના સ્વ માતુશ્રીના શ્રેયાર્થે
૦-૪ ૦ શ્રી ધરમશી છગનલાલ
૦-૯-૦ સાકર શ્રીજીના પ્ર આત્મપ્રકાશજી તરફથી
૧-૦-૦ શ્રી. જેચંદ બેચર વકીલ-જુનાગઢ
૧-૦-૦ ,, જાનબાઇ લાધાભાઈ
૧-૦-૦ પ્ર. જગન્નાથતીર્થ પંજાબી
૨-૮-૦ બેન ધનલક્ષ્મી ઈશ્વરભાઈ-અમદાવાદ

૧-૪-૦ બેન ગુણલક્ષ્મી ચતુરભાઈ-અમદાવાદ
૫-૦-૦ શ્રી દ્વારકાદાસ ખેતસી-જોડીયા
૨-૮-૦ ,, લાલજી જીણાભાઈ-જુનાગઢ
૧-૪-૦ ,, ગોપાલજીભાઈ ,,
૨-૦-૦ ,, પોપટલાલ તારાચંદ ,,
૧-૪-૦ ,, જયતિલાલ વિઠ્ઠલદાસ-કુંડલા
૧-૪-૦ ,, દામજી નાગજી ,,
૧-૪-૦ ,, નાનાલાલ બાવચંદ ,,
૨-૮-૦ ,, ગુણવંતસિંહ અલમસિંહ-મુંબઈ નિસદાન
૫-૦-૦ ,, ગુણવંતસિંહભાઈના ભેટ-મુંબઈ
૦-૪-૦ ,, સામજી રણછોડ-કુતિયાણા
૦-૨-૦ ,, દેવશંકર મોગરજી-દેવરાણા
૧-૦-૦ ,, કરસન મુલજી મેતી
૧-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ
૪-૦-૦ ,, દયાળસિંહ લાલસિંહ ઠાકોર
૧-૦-૦ ,, નટવરલાલ ચતુરભાઈ અમદાવાદ
૧-૦-૦ બેન ગુણલક્ષ્મીબેન ,,
૧-૦-૦ અ સૌ ડાહીબેન ,,
૧-૦-૦ ધનલક્ષ્મીબેન ,,
૧-૦-૦ શ્રી ચતુરભાઈ આશાભાઈ ,,
૧-૦-૦ સાકરબાઈ પિતાજની થાળી સાથે,
૨-૦-૦ શ્રી. રતનશી લલ્લુભાઈ-ઉમરાળા
૦-૮-૦ ,, રમણિકલાલ દવે-રાજકોટ
૧-૦-૦ ,, કૃપાશંકર જયરામ ભટ્ટ-ભાવનગર
૦-૮-૦ ,, મોરારજી છગનલાલ-જુનાગઢ
૦-૮-૦ ,, રસીકલાલભાઈ-લીંબડી
૨-૦-૦ ,, નારણજી રવજી-મીઠાપુર
૫-૦-૦ પુ પ્ર આત્મપ્રકાશજી-બબરલાલ
૨-૦-૦ શ્રી કરસનજી મુલજી-માણાવદર
૧-૦-૦ ,, નગીનલાલ ઓધડભાઈ આચાર્ય
૨-૬-૩ પરચુરણ મંદિરથી હા. પ્ર. દલપતરામ
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજી-બીલખા

૨-૪-૦ શ્રી રોકરસી કેશવજી ભગત
૦-૪-૦ ,, જટાશંકર જગજીવન
૨-૩-૬ ,, લીંબુડા-આનંદાશ્રમમાંથી ભેટ
૧-૦-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૪-૦ ,, પ્રતાપરાય જટાશંકર
૦-૪-૦ બેન કસ્તુરબેન વ્યાસ
૧-૦-૦ ,, અમુલાબેન-ખીહખા
૦-૪-૦ શ્રી. જટાશંકર જગજીવન
૧-૦-૦ શ્રી સવજી જેરાજ-જામવાળી.
૧-૦-૦ ,, માધવજી રામજી-મુલદ
૧-૦-૦ બેન કમળાબાઈ રામજી-મુલદ
૨-૦-૦ શ્રી. જેશંકર કેશવજી-ભાણવડ
૧-૪-૦ ,, અમૃતલાલ નગીનદાસ
૦-૧૪-૦ ,, ડાહ્યાભાઈ મગનદાસ-જંબુસર
૧-૪-૦ ,, માણેકલાલ દામોદર-ઉમરેઠ
૨-૦-૦ ,, પ્રાગજી દેવજી-મોરબી
૫-૦-૦ ,, હરિહર ધીરજરામ-અમદાવાદ
૨-૦-૦ ,, બાલકૃષ્ણ ગંભીર શર્મા
૨-૦-૦ ,, રાજેંદ્રરાય વસંતરાય
૨-૦-૦ સૌ. દીનવંતી બેન
૨-૦-૦ ચિ દીપકલાલ
૧-૦-૦ ,, કુમુદિનીબેન
૧-૦-૦ ,, દક્ષાબેન
૨-૦-૦ શ્રી. દ્વારકાદાસભાઈ-મલાડ
૨-૦-૦ બેન ચંદનગવરીબેન-ભરૂચ
૧-૦-૦ ,, રુકમણીબેન
૫-૦-૦ ,, શારદાગવરીબેન-લીંબડી
૨-૦-૦ શ્રી. વિનોદરાય વસંતરાય
૨૧૨-૫-૦ આષાઢી પૂર્ણિમાના મહાપૂજનની ભેટ આવેલા ભાઈઓ તરફથી
૩૧-૧૪-૦ ,, બ્હેનો તરફથી
૧-૦-૦ બેન જડાવબેન-ભાવનગર
૨-૦-૦ શ્રી ભગવાનજી કાનજી-આણંદ
૧-૦-૦ ,, નરોત્તમ પરભુ-મણુંદેરી
૧-૪-૦ ,, વ્રજલાલ વનમાળી-દહાણું
૧-૦-૦ ,, લક્ષ્મણ વ્રજલાલ-દહાણું
૨-૦-૦ ,, મનહરલાલ પ્રાણજીવનદાસ-ભાવનગર

૨-૦-૦ બેન પારવતીબેન નાથુભાઈ-સુરત
૨-૦-૦ શ્રી. છોટુભાઈ દેશાઈ-સુરત
૧-૦-૦ બેન શારદાબેન-સુરત
૧-૦-૦ શ્રી. વામનરાવભાઇ-પાટણ
૧-૦-૦ બેન મધુબેન-પાટણ
૧-૦-૦ શ્રી. યાજ્ઞવલ્ક્યભાઈ-પાટણ
૧-૦-૦ ,, પ્રબોધભાઈ-પાટણ
૧-૦-૦ બેન પન્નાબેન-પાટણ
૧-૦-૦ શ્રી. શિવશંકર દયાલજી-લાઠી
૧-૦-૦ ,, મંગળદાસ માધવલાલ-અમદાવાદ
૪-૮-૦ સાદરા આનંદાશ્રમમાં થયેલ આષાઢી પૂનમના ભેટના હસ્તે મં. મા. વ્યાસ
૨-૦-૦ શ્રી. છોટાલાલ મૂલચંદ-સાદરા
૨-૦-૦ બેન ધનલક્ષ્મી છગનલાલ-અમદાવાદ
૧-૦-૦ શ્રી. ગોપાલજી ગવરીશંકર-અમરેલી
૧-૦-૦ ,, લક્ષ્મીશંકર રઘુરામ-અમરેલી
૧-૦-૦ ,, પોપટલાલ બેચરલાલ-અમરેલી
૧-૦-૦ ,, મણિશંકર જાદવજી-અમરેલી
૧-૦-૦ ,, મણિશંકર ભગવાનજી-અમરેલી
૧-૦-૦ ,, મણિશંકર દયારામ
૧-૦-૦ ,, નારણજી-જેઠાભાઈ-અમરેલી
૧-૦-૦ ,, મુનીશ્વર ગવરીશંકર-અમરેલી
૧-૦-૦ બેન વિજયાબેન
૫-૦-૦ શ્રી ધર્મસુખરાય જેશંકર-માંગરોળ
૧-૦-૦ ,, મોહનલાલ છોટાલાલ-જત્રાલ
૧-૬-૦ ,, ભૂધરભાઈ પટેલ-દીવા
૦-૮-૦ ,, ભગવાનભાઈ-દીવા
૦-૪-૦ ,, માધવભાઈ-દીવા
૧-૦-૦ ,, હરજીવનભાઈ-દીવા
૧-૦-૦ ,, કાલિદાસ ઈશ્વરભાઈ-સાણંદ
૧-૦-૦ ,, મણિલાલ-ભોગીલાલ-સાણંદ
૧-૦-૦ ,, હરિશંકર જયશંકર-સાણંદ
૧-૦-૦ ,, સ્નેહચંદ નિત્યાનંદ-સાણંદ
૧-૦-૦ ,, લીલાધર ભોગીલાલ-સાણંદ
૦-૮-૦ ,, લક્ષ્મીપ્રસાદ મૂલજીભાઈ-સાણંદ

૧-૦-૦ બેન મણિલક્ષ્મી હરિલાલ-સાણંદ
૦-૮-૦ ,, ઇચ્છાબેન મનસુખરામ-સાણંદ
૦-૭-૦ ,, પરસુરણ
૧-૦-૦ ,, કલાવતી કેશવલાલ
૦-૮-૦ શ્રી. જયેષ્ઠારામ વિષ્ણુરામ
૧-૦-૦ ,, ભગવતપ્રસાદ મુનિરામ
૧-૦-૦ ,, ઉમેદભાઈ આશાભાઈ
૫-૦-૦ ,, ઈશ્વરભાઈ હાથીભાઈ-ઝીંઝા
૫-૦-૦ ,, મગનપ્રસાદ ત્રિભુવનદાસ-માંગરોળ
૧-૪-૦ ,, પુરૂષોત્તમ કાનજી-નાગેશ્રી
૧-૪-૦ ,, શાસ્ત્રી પ્રભાશંકર નાનજી જોશી-વડિયામાં મહાપૂજન ભેટ
૧-૦-૦ ,, જયતિલાલ અંબાશંકર ત્રિવેદી લીંબડીમા આષાઢી પૂનમના મહાપૂજનના ભેટના
૧-૪-૦ ,, દુર્ગાશંકર મણિશંકર-લીંબડી
૧-૦-૦ ,, પ્રાણલાલભાઇ-લીંબડી
૧-૦-૦ ,, વિષ્ણુપ્રસાદભાઈ
૧-૦-૦ ,, જનકરાયભાઈ
૧-૦-૦ ,, વિશ્વનાથભાઈ
૧-૦-૦ ,, ઈશ્વરલાલ ભટ્ટ
૧-૦-૦ ,, નર્મદાશંકર રાવળ
૧-૦-૦ ,, માણેકલાલભાઈ રાવળ-લીંબડી
૧-૦-૦ બેન સૌ. ઉજમબેન ઉપાધ્યાય-લીંબડી
૧-૦-૦ ,, સૌ જસોમતીબેન-લીંબડી
૧-૦-૦ ,, સૌ કમળાબેન
૧-૦-૦ ,, ગ સ્વ સવિતાબેન
૧-૦-૦ ,, ગ સ્વ. મુક્તાબેન
૦-૪-૦ ,, જીવીબેન ભટ્ટ
૦-૪-૦ પરચુરણ હસ્તે દુર્ગાશંકરભાઈ ઉપાધ્યાય

જણુસરમાં મહાપૂજનની ભેટઃ—

૧-૦-૦ શ્રી. અંબાલાલ તુલજારામ-જણુસર
૧-૦-૦ ,, તાપીશંકરભાઈ-જણુસર
૧-૦-૦ ,, ડાહ્યાભાઈ મગલદાસ-જણુસર
૧-૦-૦ ,, પ્રાણજીવન નરોતમ-બધારા
૧-૦-૦ ,, હરિચંદ્રસિંહ પ્રભાતસિંહ-રોજકા
૧-૦-૦ ,, નરભેરામ ઓધવજી-ભીલખા

ડાકોર આનંદાશ્રમમાં આષાઢીપૂનમની ભેટ

૧-૦-૦ બાશ્રીબા વખતુબા
૧-૦-૦ બાશ્રીબા હીરજીબા
૧-૦-૦ બાશ્રીબા માજીરાજબા
૧-૦-૦ બાશ્રીબા રામબા
૧-૦-૦ બાશ્રીબા રતનબા
૧-૦-૦ શ્રી. પ્રતાપસિંહ કાળુભા
૧-૦-૦ બાશ્રીબા બાલુબા
૧-૦-૦ બાશ્રીબા કુંવરબા
૧-૦-૦ શ્રી નાનુભાઈ તાલુકદાર ઠાકોર
૧-૦-૦ ,, માધવજીભાઇ
૧-૦-૦ ,, જેરામભાઇ
૦-૮-૦ બાશ્રીબા માનકુંવરબા
૧-૦-૦ બાશ્રીબા જીકુંવરબા
૦-૮-૦ શ્રી જેઠુભા રાહુભા
૦-૪-૦ બાશ્રીબા સુંદરબા
૨-૦-૦ શ્રી નૌતમલાલ એલ વ્યાસ-જામનગર
૧-૦-૦ ,, મૂળશંકર ગણેશજી-માંડલ
૧-૦-૦ ,, ભાનુશંકર પુરોહિત
૧-૦-૦ ,, ભગવાનજી મોતીભાઈ
૧-૪-૦ ,, અનંતરાય અમૃતલાલ
૦-૫-૦ ,, જસવંતરાય હરિશંકર
૫-૦-૦ ,, મગનલાલ ડાહ્યાભાઈ-મલાડ

જામજોધપુરમાં મહાપૂજન થતા ભેટઃ—

૧-૪-૦ શ્રી દામોદર મૂળજી
૧-૦-૦ ,, શંકરલાલ મોહનલાલ
૦-૮-૦ ,, ચતુર્ભુજ ગાંડાલાલ
૦-૪-૦ ,, પ્રેમજી પુંજા
૦-૮-૦ ,, પરમાનંદ લાલજી
૦-૪-૦ ,, ત્રિભુવન ગગુભાઈ
૦-૪-૦ ,, જગજીવન જીણા
૦-૪-૦ ,, માનશંકરભાઈ
૦-૪-૦ ,, મોહનલાલ ગોકળ
૦-૪-૦ ,, જીવન રણછોડ
૦-૪-૦ ,, આનંદજી હરજી
૦-૪-૦ ,, ચંદ્રકાંત ગોપાલદાસ
૦-૪-૦ ,, પુરૂષોત્તમ પ્રેમજી

૦-૮-૦ બાલુ કૃશનજી
૦-૨-૦ પરચુરણ ભેટ

૬-૨-૦

જામનગરમાં શેઠ રવજી દેવજી ગાંધીને ત્યાં આષાઢી પુર્ણિમાએ મહાપૂજન થતા ભેટના નીચે પ્રમાણે—

૫-૦-૦ શ્રી રવજી દેવજી ગાંધી-જામનગર
૨-૦-૦ ,, પોપટલાલ વાલજી
૧-૦-૦ ,, ચુનીલાલ વેલજી
૨-૦-૦ ,, કાનજી વાલજી
૧-૦-૦ ,, ગોરધનદાસ આણંદજી
૧-૦-૦ ,, દયાશંકર બેચર
૧-૦-૦ ,, જાદવજી હરજીવન
૨-૦-૦ ,, કીશોરચંદ્ર છગનલાલ
૧-૮-૦ ,, હરિભાઈ નરભેશંકર
૧-૦-૦ ,, દામજીભાઈ ઘેલાભાઈ
૧-૦-૦ ,, કરુણાશંકર ગૌરીશંકર
૧-૮-૦ ,, કરસનદાસ દેવરામ
૧-૮-૦ ,, ચદુલાલ માવજી
૨-૦-૦ ,, હેમતલાલ સવજી
૧-૦-૦ ,, વામનભાઈ મોહનલાલ
૨-૦-૦ આરતીમાં
૦-૪-૦ બેન કૃષ્ણાગૌરી ભાઈશંકર
૧-૦-૦ શ્રી. ચુનીલાલ દેવજીભાઈ હા. બેન ભાગીરથી

૨૬-૧૨-૦

સીગામમાં પરચુરણ ભેટ "

૨-૦-૦ શ્રી. ઇચ્છારામ કૃષ્ણદેવ
૧-૪-૦ બેન લક્ષ્મીબેન નાથારામ
૧-૦-૦ શ્રી. શિવરામ રાજારામ
૧-૦-૦ બેન ગજરાબા ઉદેસિંહ
૦-૧૦-૦ પરચુરણ

૫-૧૪-૦

૧-૦-૦ શ્રી. હરગોવિંદ પીતાંબર-વડોદ

કુતિયાણા આનંદાશ્રમમાં આષાઢી પૂનમની પૂજનની ભેટઃ—

૧-૦-૦ શ્રી. કેશવલાલ કલ્યાણજી
૦-૮-૦ ,, ઈશ્વરજીભાઈ
૦-૮-૦ ,, હરજીવનભાઈ
૦-૮-૦ ,, રામપ્રસાદભાઈ
૨-૮-૦ ,, નાથાભાઈ
૦-૮-૦ ,, ઠાકરશીભાઈ
૦-૪-૦ ,, જાદવજીભાઈ
૦-૮-૦ ,, રૂપસિંહભાઈ
૦-૪-૦ ,, સબલસિંહભાઈ
૦-૪-૦ , માનસિંહભાઈ
૧-૦-૦ ,, ખેંગારસિંહભાઈ
૦-૪-૦ ,, રામજી ધનજી
૦-૨-૦ ,, મહેન્દ્રસિંહ
૦-૨-૦ બેન શાતાબેન
૦-૪-૦ શ્રી. જુજારસિંહભાઈ
૦-૪-૦ ,, પ્રભાતસિંહ
૦-૪-૦ ,, નિર્મલસિંહ
૦-૪-૦ ,, મહેન્દ્રસિંહ
૦-૪-૦ ,, કેશવજી માવજી
૯-૪-૦ ,, રઘુનાથ ભવાન
૦-૪-૦ ,, હરિલાલ અંબારામ
૦-૪-૦ બેન ગોદાવરીબેન
૦-૪-૦ ,, રતનબેન
૦-૪-૦ શ્રી. રણજીતસિંહ
૦-૪-૦ ,, નારણદાસ
૦-૪-૦ બેન દેવબાળા
૦-૪-૦ ,, હરિબાબેન
૦-૪-૦ ,, ભાગીરથી બેન
૦-૪-૦ ,, કંચનબેન
૦-૪-૦ ,, મણિબેન
૦-૪-૦ ,, પ્રેમુ મા

૧૦-૮-૦ હસ્તે શ્રી. કેશવજી માવજી
૧-૦-૦ શ્રી. કાંતિલાલ કેશવજી મણિયારી
૫-૦-૦ બેન કસ્તુરબેન ગોરધનદાસ ખાર

આનંદાશ્રમ-મુમુક્ષુમંડળ મુંબઈમાં આષાઢી ૧૫ પૂજન ભેટઃ—

૫-૫-૩ એક ભક્તજન તરફથી
૨-૦-૦ શ્રી. રૂપસિંહભાઈ

વર્ષ ૧૭ મુ

શ્રાવણ

અંક ૩

સંવત્ ૨૦૦૪

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂા. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખા

प्रशान्तेः परिवाहोऽयम् श्रीमन्नाथसुखाश्रमे ।

प्रशान्तवाहितावृत्तेर्यस्मिन् मज्जन्ति योगिनः ॥

સદ્ગુરૂપરમાત્મા શ્રીમન્નાથભગવાનના આનંદાશ્રમમાં સર્વત્ર વહી રહેલો પ્રશાંતિનો આ પ્રવાહ, જેમાં યોગીઓ આશીખ સ્નાન કરે છે તે પ્રશાંતવાહિતાવૃત્તિની પ્રશાંતિનો છે

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | ધર્મની રક્ષામાટે ધરતુ કરવા શ્રીનાથભગવાનપ્રતિ અભ્યર્થના. | ૩૩ |
| ૨ | વાત્સલ્યવેદન | ૩૪ |
| ૩ | શ્રીનાથવચનામૃત. | ૩૫ |
| ૪ | યોગસૂત્રો. | ૩૬ |
| ૫ | શ્રીનાથજયતીમહોત્સવ. | ૪૨ |
| ૬ | શ્રીઆનંદાશ્રમના વહીવટ સબધે ચાલતા કેસોનું સમાધાન થયુ. | ૪૨ |
| ૭ | ટ્રસ્ટી મંડળની મિટિંગ ( સભા ) | ૪૬ |
| ૮ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૪૭ |
| ૯ | પરચુરણ ભેટ. | ૪૮ |


——[ * ]——

## સુધારો

" ગતાકમા પૃષ્ઠ ૨૮માની આઠમી નવમી લીટીમાં રૂા. ૧-૧૨-૦ તથા રૂા. ૪-૦-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવના નામથી છપાયેલ છે તેમા નીચે પ્રમાણે સુધારીને વાંચવાનુ છે.—

રૂા ૧-૪-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઇ તેમનાં માતુશ્રી રંભાબાઈની સવત્સરી નિમિત્તે થાળ ૧ ના તથા રૂા ૦-૮-૦ તેમના તરફથી અખંડદીપકના ને રૂા. ૦-૪-૦ ધૂપદીપ નિમિત્તે આવેલા છે

——[*]——

જરૂરી

સુચના—લેખસંબંધી અને માસિક સંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક. શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લીથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક. પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગાંડલ



श्रीदक्षिणामूर्ति नाथसद्‌गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૭.મું ] સંવત ૨૦૦૪ શ્રાવણ [ અંક ૩ જો

## धर्मनी रक्षामाटे घटतुं करवा श्रीनाथभगवानप्रति अभ्यर्थना

[ લેખક –શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

કરી પ્રણામ કરગરી કહીએ રે,… … નાથ ન તાગો,
બળ અમમાં નથી જરીએ રે,… … નાથ ન જાણો ?

બ્રહ્મજ્ઞાન ને સ્માર્તધર્મ બે ચરણ આપનાં ચારુ,
ભારતની જનતાને બોધ્યાં એના હિતને સારુ,
જનતાએ ઝીલ્યાં કેવાં રે !… … નાથ ન જાણો ?

આપ કૃપાસિંધુએ કેવળ જનતાનું હિત કરવા,
કલિયુગમાં નરતનુ ધારી કરી નિજ સુખની કાંઈ ન પરવા,
જનતાએ જાણ્યું કેવું રે !… … નાથ ન જાણો ?

આપતણી સ્થિતિ ભૂમંડળપર રહી ત્યાંસુધી ઠીક ચાલ્યું,
આપ પધાર્યા પછી પોતપોતાનું પોત પ્રકાશ્યું;
તુઓ વેશો થઇ બારે રે !… … નાથ ન તાગો૦

બ્રહ્મજ્ઞાન તો વાતે વળગ્યું અંતરને નવ સ્પર્શે,
સ્માર્તધર્મની અવગણના કરતાં મન ભય નહિ ધરશે,
કલિયુગનું પ્રબળ પ્રમાણ્યું રે !… … નાથ ન તાગો૦

શરણુ આપનું કરી ચરણ નિજ આંખે વંદન કરતાં,
એવાંઓ પણ વિમુખ રહી નિજ મનનું ધાર્યું કરતાં;
આ મહામોહનું [1]માપું રે!... ... નાથ ન તાગો૦
સ્માર્તધર્મ વિણ બ્રહ્મજ્ઞાન રેઢું ના કોને જડતું,
સ્માર્તધર્મનું મૂળ બધાંને આજે ક્યાંક કનડતું;
એ મૂળ કાઢવા બેઠાં રે!... ... નાથ ન જાણો?
નિજ આશ્રમમાં પણ કલિનું બળ જામ્યુ જોતાં જોતાં,
કહી ન શકિએ કોને રહેવું છાના યુગબળ જોતાં!
વ્હાલા વહેલા થાજો રે!... ... નાથ ન તાગો૦
અમે પ્રબળ પુરુષાતન કરશું રખે આપ એ માનો,
યોગ નથી અમ પુરુષાતનનો નાથ! ન શું એ જાણો?
(તો) શાને વાર લગાડો રે!... ... નાથ ન તાગો૦
અમે ન કોની આશા કરીએ એક આપને જાણ્યા,
કાંઈક અવળું થાતાં દેખી પ્રાણ આપમાં તાણ્યા;
અભિમુખ થાજો વ્હેલા રે!.. ... નાથ ન તાગો૦
સ્વરૂપમાં આપે તો કીધું અવસ્થાન એ સાચું,
પણ ભયમાં દેખો તો અમને ઊઠો પાછા યાચું;
સમાધિમાંથી જાગો રે,... ... નાથ ન તાગો૦
-અમણિપર ના હેત રહ્યું તો સ્માર્તધર્મને માટે,
અવશ્ય ઊઠો સમાધિમાંથી હાથ પકડવા માટે;
ન તો ન ધર્મ રહેવો રે!... ... નાથ ન તાગો૦
અમ બેઠાં એ ધર્મતણી વિકૃતિ જોવાનો વારો,
જો આવે તો, પહેલાં મૃત્યુનો મોકલજો મારો,
એવું તો કાંઈક કરજો રે!.. ... નાથ ન તાગો૦
આશ્રમમાં ને બહાર સઘળે ધર્મ પ્રવર્તે સાચો,
એવું જરૂર કરજો ધર્મધર! (જો) કુશળ અમારું વાંચો,
કરગરી કરગરી કહીએ રે!... ... નાથ ન તાગો૦

——[*]——

## વાત્સલ્યવેદન

[ લેખક–શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

અભ્યર્થનાના સૂર પહોંચ્યા સ્વરૂપસ્થ શ્રીનાથને,
પારખું પેખવ્યું પ્રભુએ દીન દેખી દાસને......અભ્ય૦
અભ્યર્થના જ્યાં માંડ પહોંચી મુદ્રણાલય યંત્રમાં,
ત્યાં તો સમાચારો મળ્યા કે ચમક ચમકી સર્વમાં;
જાણ્યુ ના કે એમ એકાએક શું થયું સર્વને......અભ્ય૦

---

૧ કર.

પક્ષકારો સહુ મળ્યા એકી સમે નિજ આશ્રમે,
નિજ મંદિરે નિજ ચરણ પકડી સજળ નેત્રે સહુ નમે;
એક દિનમાં સમાધાન કરી ગયા કરી સંપને .... અશ્વ૦

ઉત્થાન કીધું આપ મેળે સમાધિથી જાગીયા,
સુણી રંકનો કરગર અને ઝટપટ શું કામે લાગીયા !
એવી કૃપા કરતા રહો દુ ખ દેખતાં આ દાસનાં......અશ્વ૦

દુઃખ આશ્રમનું ટળ્યું પણ ધર્મનું દુઃખ હજી રહ્યું,-
એ પણ ટળે હે ધર્મના ધણી! એમ કહેવાનું રહ્યું,
વિશ્વાસ બેઠો છે હવે કે ફિકર છે સહુ આપને......અશ્વ૦

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મનુષ્યથી ઊતરતી યોનિનાં પશ્વાદિ પ્રાણીઓ તો વાચાને અભાવે પોતાનાં સુખદુઃખ કે પોતાની જરૂરીયાતો જણાવી શકતાં નથી, ને પોતાનાં દુ ખો દૂર કરવાનો યોગ્ય પ્રયત્ન પણ કરી શકતાં નથી કીટપતંગાદિની ને વૃક્ષાદિની સ્થિતિ તો તેમના કરતાં પણ ઘણી ઊતરતી છે. આ બધી રચનામાં ઈશ્વરનો કાંઈ હેતુ છે મનુષ્યે શ્રદ્ધાવડે ને શાસ્ત્રાનુકૂલ બુદ્ધિવડે તે સમજવા પ્રયત્ન કરવો જોઈએ જે મનુષ્ય તેવો પ્રયત્ન ન કરતાં સ્વાભાવિક ઈશ્વરી રચનામાં ભૂલો જુએ છે તે પરિણામે ભ્રમિત થઈ નાસ્તિક વા નાસ્તિકજેવો થાય છે, ને દુઃખી થાય છે.

બહુ ઊંડા વિચાર કરીએ તો ઈશ્વરી ન્યાયમાં-ઈશ્વરી વ્યવસ્થામાં-કૃપા રહેલી છે એમ સમજાય છે. મનુષ્ય અશ્વ ઉપર કે હાથી ઉપર બેસે છે તે ઠીક છે, પણ જો ઘોડા કે હાથી મનુષ્યપર બેસે તો તેનું પરિણામ શું આવે? મનુષ્ય ધરતીને ખુંદે છે તે ઠીક છે, પણ ધરતી મનુષ્યને ખુંદે તો તેનું પરિણામ શું થાય?

મનુષ્ય હાલતાં ચાલતાં જાણેઅજાણે જીવહિંસા કરે છે, ખુન કરે છે, જો ખુનનો બદલો ખુનથીજ લેવામાં આવે તો મનુષ્ય જીવી શકે ખરો? ઈશ્વરની કૃપા તો વર્ષીજ રહી છે મનુષ્યે તે સમજવાનુ બલ મેળવવું જોઈએ.

કર્મ જડ છે ચેતનરૂપ ઈશ્વરવિના જડ કર્મ પોતાનું યોગ્ય ફલ ઉપજાવી શકે નહિ. કર્મપ્રમાણે ફલ ઉપજાવવામાં ઈશ્વરનો ન્યાય ને ઈશ્વરીની કૃપા કારણરૂપ છે.

કોઇને થોડું દઇને તેની પાસેથી ઝાઝું માગવું એ સંસારી સ્વાર્થી માણસોનો સ્વભાવ છે ઈશ્વરના નિષ્કામ ભક્તો તો અહંત્વમમત્વ મૂકીને આમ કહે છે.—

"કહા દઉં? કહા દીલાઉં? સબ કુછ હૈ તેરા;
શિર કાટકે પાઉં ધરું, તો ભી તેરાકા તેરા"

શ્રીઈશ્વર ભક્તને કે મુમુક્ષુને તેના પારમાર્થિક પુરુષપ્રયત્નને અંતે તેના

ત્રિવિધ તાપની અત્યંત નિવૃત્તિ કરી, તેને પરમાનંદની પ્રાપ્તિ કરાવે છે. ભક્તનો કે મુમુક્ષુનો ગમે તેટલો પ્રયત્ન હોય તોપણ તે ક્રમ મોક્ષની જીવન્મુક્તિની કે સલોમોક્ષની પ્રાપ્તિની પાસે કાંઇ હિસાબમાં નથી એ તો સામાન્ય માણસ પણ સમજી શકે એવી વાત છે.

અહીં ઈશ્વરની પરમ ઉદારતા વા પરમ કૃપા પ્રત્યક્ષ જણાય તેમ છે. આત્મજ્ઞાનને પામેલા મહારાજા જનક ઈશ્વરસ્વરૂપ-બ્રહ્મસ્વરૂપ પોતાના શ્રીસદ્ગુરુ શ્રીયાજ્ઞવલ્કયમુનિને પોતાનો આખો વિદેહદેશ તથા પોતાસહિત પોતાના સમસ્ત કુટુંબને અને પોતાના વિદેહદેશના લોકોને તેઓશ્રીના દાસપણામાટે અર્પણ કરીને પણ પોતે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવવાના બદલામાં કાંઈ સેવા કરી શક્યા નથી એમ તેમણે માન્યું હતું એમ શ્રીબૃહદારણ્યકઉપનિષદ્‌માંની આખ્યાયિકાપરથી જણાય છે.

સર્વદુઃખની નિવૃત્તિની ને અનવધિ બ્રહ્માનંદની પ્રાપ્તિની સાથે કોઈ પણ વસ્તુને ન સરખાવી શકાય એ ઉઘાડી વાત છે.

જીવને તેનાં શુભાશુભકર્માનુસાર અન્યજન્મની પ્રાપ્તિ થવામાટે મૃત્યુ છે. મરનાર મનુષ્યને વર્તમાનદેહમાં રહેવાથી લાભ છે કે તેને ભવિષ્યના દેહની પ્રાપ્તિમાં લાભ છે તે વાતને નહિ જાણનારાં તેનાં સંબંધીઓ સ્વાર્થને વા અજ્ઞાનને વશ થઈ તેને વર્તમાનદેહમાંજ રાખવાની દુરાશા સેવે છે એ યોગ્ય નથી.

ધારો કે તે જીવ તેના પુણ્યવડે દેવ થવાનો હોય તો તેને શું મનુષ્ય દેહમાં રોકી રાખવો એ યોગ્ય છે? ને ઈશ્વર તે વાત સ્વીકારે પણ કેમ? શ્રદ્ધાળુ જીવોએ તો એમજ માનવું જોઈએ કે ઈશ્વર સઘળું અમારા માટે કરે છે, ને છે પણ તેમજ. ઈશ્વરનો નિગ્રહ પણ અનુગ્રહરૂપ હોય છે. (ચાલુ)

---

## યોગસૂત્રો

[ અનુવાદક:—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન પૃ૪ ૯ થી )

### योगश्चित्तवृत्तिनिरोधः ॥ २ ॥

ગુર્જરી:—ચિત્તની વૃત્તિનો નિરોધ એ યોગ

પદબોધિની:—विषययोगाच्चित्तस्य या परिणतिः सा वृत्तिः।

વિષયનો યોગ થતા તેનો સંબધ કરવા આદિનું ચિત્તનું જે પરિણામ થાય છે તે ચિત્તની વૃત્તિ કહેવાય છે.

तासां निरोधः स्वकारणे लयः योगः ।

ચિત્તની વૃત્તિઓનો નિરોધ એટલે તેમના કારણ ચિત્તમાં તેમનો લય થવો તેને આ યોગશાસ્ત્રમાં યોગ કહ્યો છે

चित्तस्य क्षिप्तं मूढं विक्षिप्तमेकाग्रं निरुद्धं चेति पंच भूमयः अवस्थाः सन्ति ।

ક્ષિપ્ત મૂઢ વિક્ષિપ્ત એકાગ્ર ને નિરુદ્ધ એમ ચિત્તની પાચ ભૂમિઓ એટલે અવસ્થાઓ છે.

तासु निरुद्धस्यैव योगशब्दवाच्यता मुख्या ।

તે પાંચ અવસ્થાઓમા ચિત્તની જે નિરુદ્ધ અવસ્થા છે તે નિરુદ્ધ અવસ્થા જ યોગની અવસ્થા મુખ્યપણે કહેવાયોગ્ય છે.

**रजस्तमोवृत्तिनिरोधरूपत्वादेकाग्रता या अपि योगशब्दवाच्यता भवति ।**

એકાગ્ર અવસ્થા પણ રાજસ તથા તામસ વૃત્તિઓના નિરોધરૂપ હોવાથી એકાગ્ર અવસ્થા પણ ગૌણપણે યોગની અવસ્થા કહેવાવાયોગ્ય થાય છે.

ભાષ્યઃ—**तस्य लक्षणाभिधित्सयेदं सूत्रं प्रववृते ।**

જે યોગના શાસ્ત્રનો ઉપદેશ કરવાનું પહેલા સૂત્રમા કહ્યુ છે તે યોગના લક્ષણને કહેવાની ઇચ્છાથી આ સૂત્ર પ્રવર્ત્યુ છે.

**योगश्चित्तवृत्तिनिरोधः ।**

યોગ એટલે ચિત્તની વૃત્તિનો નિરોધ.

**सर्वशब्दाग्रहणात् संप्रज्ञातोऽपि योग इत्याख्यायते ।**

સૂત્રમાં સર્વશબ્દને નથી લીધો તેથી, એટલે સૂત્રમા ચિત્તની સર્વે વૃત્તિઓના નિરોધને યોગ કહ્યો નથી પણ માત્ર ચિત્તની વૃત્તિના નિરોધને યોગ કહ્યો છે તેથી ચિત્તની રાજસ તથા તામસ વૃત્તિઓના નિરોધભૂત સંપ્રજ્ઞાત યોગને પણ સૂત્રમા યોગ કહ્યો છે.

**चित्तं हि प्रख्याप्रवृत्तिस्थितिशीलत्वात्त्रिगुणम् ।**

ચિત્ત પ્રકાશ પ્રવૃત્તિ ને સ્થિતિ( જડતા )ના શીલવાળુ હોવાથી, તથા પ્રકાશ પ્રવૃત્તિ ને સ્થિતિ ક્રમથી સત્ત્વ રાજસ ને તમસના પ્રધાન ધર્મો હોવાથી, ચિત્ત સત્ત્વ રજસ ને તમસ એ ત્રણ દ્રવ્યોનુંજ કાર્ય છે.

**प्रख्यारूपं हि चित्तसत्त्वं रजस्तमोभ्यां संसृष्टमैश्वर्यविषयप्रियं भवति ।**

ચિત્ત મુખ્યપણે પ્રકાશરૂપ છે અને પ્રકાશ સત્ત્વદ્રવ્યનું શીલ છે તેથી ચિત્તને પણ સત્ત્વ જ કહેવામાં આવે છે. એ ચિત્તસત્ત્વ અથવા ચિત્તમાંનું સત્ત્વદ્રવ્ય જ્યારે રજસ તથા તમસ દ્રવ્યના પણ સમર્ગવાળુ થાય છે ત્યારે તે ચિત્તને ઐશ્વર્યનો વિષય પ્રિય થાય છે એટલે ઐશ્વર્ય એ ચિત્તની પ્રીતિનો વિષય થાય છે.

**तदेव तमसानुविद्धमधर्माज्ञानावैराग्यानैश्वर्योपगं भवति ।**

એજ ચિત્ત જ્યારે તમોદ્રવ્યવડે વેધ પામે છે ત્યારે તે અધર્મ અજ્ઞાન અવૈરાગ્ય ને અનૈશ્વર્યને વિષય કરનારુ થાય છે એટલે અધર્મ અજ્ઞાન અવૈરાગ્ય ને અનૈશ્વર્યને આકારે તેના પરિણામો થયા કરે છે.

**तदेव प्रक्षीणमोहावरणं सर्वतः प्रद्योतमानमनुविद्धं रजोमात्रया धर्मज्ञानवैराग्यैश्वर्योपगं भवति ।**

એજ ચિત્ત મોહનું ( તમસનું ) આવરણ ક્ષીણ થતાં જ્યારે રજોદ્રવ્યને માત્રાવડે વેધ પામેલું થાય છે ત્યારે સર્વબાજુથી પ્રકાશવાળું થયેલુ તે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ઐશ્વર્યમાં જનારુ થાય છે એટલે ધર્મ જ્ઞાન વૈરાગ્ય ને ઐશ્વર્યને આકારે તેના પરિણામો થયા કરે છે.

**तदेव रजोलेशमलापेतं स्वरूपप्रतिष्ठं सत्त्वपुरुषान्यताख्यातिमात्रं धर्ममेघध्यानोपगं भवति ।**

એજ ચિત્ત જ્યારે રજોદ્રવ્યની માત્રારૂપ મેલથી પણ રહિત થાય છે ત્યારે તે પરિણામ નહિ પામતાં પોતાના સ્વરૂપમાજ સ્થિર રહેનારું, ચિત્ત અને પુરુષની જુદાઇના એકજ જ્ઞાનવાળુ, અને ધર્મમેઘસમાધિને પામેલું થાય છે.

तत् परं प्रसंख्यानमित्याचक्षते ध्यायिनः ।

ચિત્તની આ અવસ્થાને યોગીઓ શ્રેષ્ઠ પ્રસંખ્યાનની એટલે શ્રેષ્ઠ સમાધિની અવસ્થા કહે છે.

चितिशक्तिरपरिणामिन्यप्रतिसंक्रमा दर्शितविषया शुद्धा चानंता च सत्त्वगुणात्मिका चैयमतो विपरीता विवेकख्यातिरिति ।

ચિતિશક્તિ (ચૈતન્ય) ચિત્તની પેઠે પરિણામ પામનારી નથી, પોતાના સ્વરૂપમાંથી વા સ્થાનમાંથી ચલિત થઇને ચિત્તમાં સંક્રમણ કરનારી નથી, ચિત્તની સરૂપતાને પામી ચિત્તે દેખાડેલા વિષયોને દેખનારી થનારી નથી, સત્વ રજસ્ ને તમસ્‌ના મળોથી કેવળ રહિત એવી શુદ્ધ છે, અને ચિત્તના પરિમાણ જેવડી પરિમિત નથી પણ અપરિમિત અનંત છે; જ્યારે ચિત અને જેની સમીપતામાત્રથી ચિત્ત ચેતનાવાળુ થયેલું જણાય છે તે ચિતિશક્તિ, એ બે કેવળ જુદાં છે એવા ઉત્કૃષ્ટ વિવેકજ્ઞાનની અવસ્થાવાળુ પણ ચિત્ત, સત્વદ્રવ્યના સ્વાભાવિક મળયુક્ત હોવાથી ચિતિશક્તિથી કેવળ વિપરીત છે.

अतस्तस्यां विरक्तं चित्तं तामपि ख्यातिं निरुणद्धि ।

આમ હોવાથી તે વિવેકજ્ઞાનની અવસ્થામાં પણ વૈરાગ્યવાળું થયેલું ચિત્ત એ વિવેકજ્ઞાનનો પણ નિરોધ કરે છે.

तदवस्थं संस्कारोपगं भवति स निर्बीजः समाधिः ।

વિવેકજ્ઞાનના પણ નિરોધવાળી અવસ્થામાં પહોંચેલું ચિત્ત જ્યારે કેવળ સંસ્કારની અવસ્થાને એટલે સત્તામાત્ર હોવાની નિષ્ક્રિય અવસ્થાને પામે છે ત્યારે તે અવસ્થાના સમાધિને નિર્બીજ સમાધિ કહેવામાં આવે છે.

ચિત્તને વિષયાકાર પરિણામ પમાડનારો તથા તે માટે સમાધિમાંથી વ્યુત્થાન પમાડનારો બીજભૂત કોઇ સંસ્કાર એ સમાધિની અવસ્થામાં રહેલો નહિ હોવાથી એ સમાધિને નિર્બીજ સમાધિ કહેવામાં આવે છે.

न तत्र किंचित् संप्रज्ञायत इत्यसंप्रज्ञातः ।

સંપ્રજ્ઞાતસમાધિમાં થનારી પરપ્રત્યક્ષવાળી પ્રજ્ઞા પણ આ નિર્બીજ સમાધિમાં ન થતી હોવાથી આ નિર્બીજ સમાધિને અસંપ્રજ્ઞાતસમાધિ પણ કહેવામાં આવે છે

द्विविधः स योगश्चित्तवृत्तिनिरोध इति ॥ २ ॥

ચિત્તની વૃત્તિના નિરોધરૂપ જે યોગ આ સૂત્રમાં કહ્યો છે તે એમ બે પ્રકારનો છે.

અનુવાદઃ—જે યોગના સબંધનું શાસ્ત્ર કહેવાની પહેલા સૂત્રમાં પ્રતિજ્ઞા કરેલી છે તે યોગનું પ્રથમ આ સૂત્રમાં સ્વરૂપ કહ્યું છે.

ચિત્તની વૃત્તિના નિરોધને આ સૂત્રમાં યોગ કહ્યો છે.

આ પ્રસિદ્ધ અંતઃકરણને જ અહિં ચિત્ત કહ્યું છે

સ્વભાવે જડ છતાં ચૈતન્યની ચેતનાવડે ચેતિત થયેલું જણાતું હોવાથી અંતઃકરણને ચિત્ત કહેવામાં આવે છે

અંતઃકરણનું મૂળ ઉપાદાનકારણ પ્રકૃતિ, જે સંપૂર્ણ જગતનું મૂળ ઉપાદાનકારણ હોવાથી સાધારણપણે પ્રકૃતિના નામથીજ કહેવાય છે, તે પ્રકૃતિ સ્વભાવે જડ છતાં ચૈતન્યની ચેતનાવડે જાણે ચેતિત થઇને સંપૂર્ણ જગતને ઉપજાવવાની પ્રવૃત્તિ કરતી થાય છે તેથી તે પ્રકૃતિ જ મૂળ તો ચિત્ત કહેવાયોગ્ય છે.

તથા ચિત્ત એવી પ્રકૃતિનું કાર્ય હોવાથી સંપૂર્ણ જગત્ પણ ચિત્ત કહેવાયોગ્ય છે.

પણ હુંભાવ વા પુરુષભાવ જે ચૈતન્યની ચેતનનું મુખ્યપણે ભાન કરાવનારો છે, તે હુંભાવ વા પુરુષભાવ અંતઃકરણમાંજ સ્પષ્ટપણે અભિવ્યક્ત થતો હોઇ, અંતઃકરણને જ મુખ્યપણે ચિત્ત કહેવામાં આવે છે

ભાષ્યકારભગવાન્ આ સૂત્રના ભાષ્યમાં કહે છે તથા સૂત્રકારભગવાન् **चितेरप्रति-संक्रमायाः० ॥ यो० सू० ४,२२ ॥** એ સૂત્રમાં કહે છે તેમ ચિતિ એટલે ચૈતન્ય પ્રકૃતિમાં પ્રવેશ કરીને પ્રકૃતિને ચેતનાવાળી કરે એમ બનવું તો શક્ય નથી

પણ **तत्सन्निधानादधिष्ठातृत्वं मणिवत् ॥ सां० सू० १,९६ ॥** આ સૂત્રવડે સાંખ્યશાસ્ત્ર એમ કહે છે કે લોહમણિ (ચુંબક) તેની સમીપતામાત્રથી જેમ લોહને ચેષ્ટા કરાવનારો થાય છે તેમ ચૈતન્ય પણ તેની સમીપતામાત્રથી પ્રકૃતિને ચેતના આપનારું થાય છે એ રીતનું તેનું (ચૈતન્યનું) અધિષ્ઠાતાપણું છે

એવી સ્થિતિમાં પણ પ્રકૃતિમાં ચૈતન્યના ઉપલક્ષક પુરુષપણાનો આવિષ્કાર શક્ય ન થાય અને અહિં તો અંતઃકરણમાં પુરુષપણાનો આવિષ્કાર પણ પ્રત્યક્ષ થાય છે એનું સમાધાન કહેતાં સાંખ્યશાસ્ત્ર **अन्तःकरणस्य तदुज्ज्वलितत्वाल्लोहवदधिष्ठातृत्वम् ॥ सां० सू० १,९९ ॥** એ સૂત્રથી એમ કહે છે કે અગ્નિવડે તપેલું લોહ અગ્નિનું રૂપ ધારણ કરીને દાહ આદિ અગ્નિ કરી શકે એવાં કાર્યો કરે છે તેમ ચૈતન્યવડે ઉજ્જ્વલિત થયેલું અંતઃકરણ પુરુષભાવને ધારણ કરી ભોગ તથા કર્મ આદિ ચેતનવડે શક્ય એવાં કાર્યો કરે છે તેથી લોહનું અધિષ્ઠાતા જેમ અગ્નિ છે એ રીતે અંતઃકરણનું અધિષ્ઠાતા (પુરુષ) ચૈતન્ય છે.

વાસ્તવિક સ્થિતિ આ હોવાથી પુરુષનું પુરુષપણું પણ ખરું નથી અને પુરુષનાં ભોગ તથા કર્મ આદિ પણ ખરાં નથી

તેથી પુરુષનાં ભોગ તથા કર્મ આદિ પુરુષને હાનિ ઉપજાવનારાં હોય તો પણ તેથી પુરુષે વ્યાકુલ થવું ઘટતું નથી તથા તેની નિવૃત્તિ માટેના કોઇ ઉપાયની યોજના કરવી ઘટતી નથી

પણ અવિવેકને લીધે પુરુષને આ વાસ્તવિક સ્થિતિની જાણ હોતી નથી અને તેથી તેને તેનું પુરુષપણું ખરું જણાય છે તથા તેનાં ભોગ તથા કર્મ આદિ પણ તેને ખરાં જણાય છે

અને ભોગ તથા કર્મ આદિ પુરુષને દુઃખરૂપ હાનિ ઉપજાવનારાં તથા બંધને ચાલુ ટકાવી રાખનારાં થાય છે.

એવી સ્થિતિમાં પછી પુરુષે તેમાંથી છૂટા થવું એ તેનો પુરુષાર્થ (પ્રયત્નવડે સંપાદન કરવાનો સ્વાર્થ) થાય છે

એ પુરુષાર્થની સિદ્ધિનો ઉપાય યોગ હોવાથી યોગનો ઉપદેશ કરતાં આ સૂત્રમાં અંતઃકરણની વૃત્તિના નિરોધને યોગ કહ્યો છે

અંતઃકરણ એકજ પુરુષને કરણ નથી દશ કરણો બીજાં શરીરની બહારના ભાગમાં રહેલાં છે તે બાહ્ય કરણોની અપેક્ષાએ અંતરમાં રહેલું કરણ અંતઃકરણ કહેવાય છે

ખરી રીતે તો અંતરમાં રહેલું અંતઃકરણ જેમ પ્રત્યક્ષનો વિષય નથી તેમજ બહાર રહેલાં બાહ્યકરણો પણ કોઇ પ્રત્યક્ષનો વિષય નથી.

બહાર તેમનું જે કાંઇ દેખાય છે તે તો સ્થૂલ શરીરગત તેમનાં ગોલકો એટલે રહેઠાણો દેખાય છે.

કરણો પોતે તો અતીન્દ્રિય એટલે ઇંદ્રિયવડે પ્રત્યક્ષ ન થાય એવાં હોય છે.

પુરુષ કર્મનો કર્તા તથા ભોગનો ભોક્તા મનાય છે તથા ઇંદ્ર પુરુષોમાં સર્વશ્રેષ્ઠ કર્તા તથા ભોક્તા મનાય છે; તેથી સામાન્યપણે પુરુષને ઇંદ્ર અને તેનાં કરણોને ઇંદ્રિયો કહેવામાં આવે છે.

અંતઃકરણ ભળ્યાવિના બહારનાં કોઈ કરણ સ્વતંત્રપણે પોતાનું કાર્ય કરી શકે એમ નથી. બહારનાં કરણો તો અંતઃકરણનાં ઉપકરણો જેવાં છે.

અને સર્વે કરણોના સ્વામી ઇંદ્રભૂત પુરુષના ભળવાવિના અંતઃકરણ પણ તેનું કાર્ય કરી શકે એમ નથી.

પુરુષ પોતે ચેતનના આવેશમાં પોતાને અંતઃકરણથી જુદો માને છે, પણ વાસ્તવિક સ્થિતિમાં તે અંતઃકરણથી જુદો ન હોવાથી સહજ સ્વભાવે તે અંતઃકરણ સાથે ભળેલોજ રહે છે.

અને અંતઃકરણ બહુધા બહારનાં કરણોદ્વારા ભોગ અને કર્મ આદિમાં આસક્ત રહેતું હોવાથી પુરુષ પણ બહુધા ભોગ અને કર્મ આદિનેજ પરાયણ રહે છે.

આમ હોવાથી પુરુષને અંતઃકરણથી છૂટો પાડવો એ પુરુષના પુરુષાર્થની સિદ્ધિમાટે આવશ્યક છે.

અંતઃકરણમાં ચૈતન્યની ચેતના ઝીલવાનું તથા ટકાવી રાખવાનું સામર્થ્ય રહે ત્યાંસુધી પુરુષની અંતઃકરણમાં અભિવ્યક્તિ થતી અટકે નહિ અને ત્યાંસુધી પુરુષ અંતઃકરણથી છૂટો પડી શકે નહિ.

માટે અંતઃકરણમાં ચૈતન્યની ચેતના ઝીલવાનું તથા ટકાવી રાખવાનું સામર્થ્ય બંધ પડે એમ કરવું આવશ્યક થાય છે.

અંતઃકરણમાં ચૈતન્યની ચેતના ઝીલવાનું તથા ટકાવી રાખવાનું સામર્થ્ય બંધ પડે એવી અંતઃકરણની અવસ્થા અંતઃકરણની વૃત્તિનો નિરોધ કરવાથી થાય છે

અંતઃકરણ બહારના વિષયો સાથે સબંધ કરવા બહારની ઇંદ્રિયોદ્વારા બહાર સર્પણ કરે તથા અંતરના ભાવરૂપ વિષયો સાથે સબંધ કરવા અંતરમાં સર્પણ કરે તે પ્રત્યેક સર્પણ અંતઃકરણની વૃત્તિ કહેવાય છે.

વાંકીચૂકી ગતિને સર્પણ કહે છે.

ચિત્તવહા નાડીઓ વાંકીચૂકી હોવાના કારણે ચિત્તને ગતિ વાંકીચૂકી કરવી થાય છે તેથી ચિત્તની વૃત્તિને ચિત્તનું સર્પણ કહ્યું છે

વિષયોનો સબધ કરવાના કામમાટે ચિત્ત તેના ગોલકમાંથી ગોલક છોડીને જતું રહેતું નથી પણ સૂર્ય ચદ્ર મણિ તથા દીપક આદિ પ્રકાશવાળા પદાર્થોમાંથી જેમ પ્રકાશનાં કિરણો, ફૂટી દૂરસુધી જાય છે તેમ ચિત્તમાંથી તેનો વિરલ રૂપનો દ્રવ વા પ્રવાહી ઇંદ્રિયોદ્વારા વિષયોનો સંબંધ કરી પાછો ચિત્તમા સમાય છે, તે આ પ્રત્યેક દ્રવ વા પ્રવાહ ચિત્તની વૃત્તિ કહેવાય છે

ચિત્તની આવી ઊઠેલી વૃત્તિ પાછી વાળવી તે ચિત્તની વૃત્તિનો રોધ કરવો કહેવાય અને ચિત્તની આવી કોઈ વૃત્તિ ન જ ઊઠે એવી ચિત્તની સ્થિતિ કરવી વા વૃત્તિને ઊઠવાજ ન દેવી તે ચિત્તની વૃત્તિનો નિરોધ કરવો કહેવાય.

ચિત્તની વૃત્તિના વિરામનો વા અભાવનો અવલમ્બ કરી તેને ટકાવી રાખવાનો અભ્યાસ કરતાં અભ્યાસના પરિપાકે ચિત્તની વૃત્તિનો નિરોધ સિદ્ધ થાય છે.

એવા અભ્યાસથી ચિત્તની વૃત્તિનો નિરોધ સિદ્ધ કરવાનું જેને સામર્થ્ય ન હોય તેણે પુરુષના ચૈતન્યસ્વરૂપમાં ચિત્તની એકાગ્રતા કરી સંપ્રજ્ઞાત સમાધિવડે પ્રથમ પુરુષના ચૈતન્યસ્વરૂપનું પરપ્રત્યક્ષ સાધવું જોઇએ તેથી પછી ચિત્તની વૃત્તિનો વિરામ વા અભાવ સુકર થતાં ચિત્તની વૃત્તિનો ધારેલો નિરોધ સિદ્ધ થાય છે.

એમ કરવાનું પણ જેને સામર્થ્ય ન હોય તેણે સંપ્રજ્ઞાતયોગને સિદ્ધ કરવાના મુખ્ય સાધનભૂત સંયમને અભ્યાસવડે સિદ્ધ કરવો જોઇએ એકજ પ્રત્યયમાં ( અવલંબમાં ) ધારણા ધ્યાન ને સમાધિ સાધવાથી સંયમ સિદ્ધ થાય છે સંયમ સિદ્ધ થતાં સંપ્રજ્ઞાત યોગવડે પુરુષના ચૈતન્યસ્વરૂપનું પરપ્રત્યક્ષ સુકર થતાં ક્રમથી પછી ચિત્તની વૃત્તિનો ધારેલો નિરોધ સિદ્ધ થાય છે.

સંપ્રજ્ઞાતયોગ સિદ્ધ થતાં તરતજ પુરુષના ચૈતન્યસ્વરૂપની લક્ષણા જેને સુગમ ન થાય તેણે ક્રમથી બહારના પ્રત્યક્ષ પદાર્થો પછી અપ્રત્યક્ષ ઇંદ્રિય આદિ પદાર્થો પછી પુરુષનું પુરુષરૂપ અને પછી પુરુષનું ચૈતન્યસ્વરૂપ એમ સંપ્રજ્ઞાતયોગના ક્રમથી વિષયો કરતાં એને પુરુષના ચૈતન્યસ્વરૂપનું પરપ્રત્યક્ષ થતાં પછી ચિત્તની વૃત્તિનો ધારેલો નિરોધ સિદ્ધ થાય છે.

આ સર્વે પ્રયત્નોના મૂળમાં પ્રથમ શ્રદ્ધા ( વિશ્વાસ ), નિશ્ચય અને સ્મૃતિને પુરુષે સદા સતેજ રાખવાની આવશ્યકતા છે.

સંપ્રજ્ઞાત સમાધિના પરપ્રત્યક્ષને સિદ્ધ કરનારુ ચિત્ત એકાગ્ર કહેવાય છે અને વૃત્તિના કેવળ વિરામવાળી વા અભાવવાળી નિશ્ચેષ્ટ સ્થિતિમાં રહેનારું ચિત્ત નિરુદ્ધ કહેવાય છે.

ચિત્તની વૃત્તિનો યથાવત્ નિરોધ થતાં પછી ક્રમે કરીને ચિત્તની એવી અવસ્થા થાય છે કે તે અવસ્થામાં પછી તેનું ચૈતન્યની ચેતનાને ઝીલવાનું તથા ટકાવી રાખવાનું સામર્થ્ય બંધ પડતું જાય છે.

અંતઃકરણનું ચૈતન્યની ચેતનાને ઝીલવાનું તથા ટકાવી રાખવાનું સામર્થ્ય જેમ જેમ બંધ પડતું જાય છે તેમ તેમ તેમાં પુરુષની અભિવ્યક્તિ ઓછી થતી જાય છે.

એ ક્રમ ચાલુ રહેતાં અંતે પછી અંતઃકરણનો ઉત્તરોત્તર તેના મૂળ કારણ પ્રકૃતિમાં લય થાય છે.

અને તેમ થતાં તેમાં પુરુષની અભિવ્યક્તિ થવી સદાને માટે બંધ પડે છે.

પુરુષનું આ નિર્વાણ કહેવાય છે.

પુરુષનું આ નિર્વાણ તેના દુઃખની તથા બંધની સદાને માટે નિવૃત્તિ કરે છે

પુરુષનું આ નિર્વાણ પુરુષનો ખરો પુરુષાર્થ ( પુરુષે પ્રયત્નવડે સિદ્ધ કરવા યોગ્ય સ્વાર્થ ) છે.

પુરુષના આં પુરુષાર્થની સિદ્ધિમાટે પુરુષે યોગ સિદ્ધ કરવો આવશ્યક છે

આ સઘળું સૂત્રકાર ભગવાન્ યોગ્ય યોગ્ય સ્થળે કહેજ છે

આ સૂત્રમાં તો પુરુષના પુરુષાર્થની સિદ્ધિમાટે પુરુષે જે યોગ સિદ્ધ કરવો જોઇએ છે તે યોગનું સ્વરૂપ કહેતાં ચિત્તની વૃત્તિના નિરોધને યોગ કહ્યો છે.

———[*]———

॥ ॐ ॥

—જયનાથ—

## શ્રીનાથજયન્તીમહોત્સવ

### (૯૧મો પ્રાકટ્ય મહોત્સવ)

### સંવત્ ૨૦૦૪ના આશ્વિન સુદિ ૪ બુધવારે

શ્રીબીલખા–આનંદાશ્રમમાં પૂજ્યપાદ કૃપાસિંધુ સદ્ગુરુપરમાત્મા–શ્રીમન્નાથમહેશ્વરનો જન્મ-મહોત્સવ ઊજવાશે.

એકત્રિત સૌ ગુરુબંધુઓ તે સમયે શ્રીદક્ષિણામૂર્તિમહેશ્વર સ્વરૂપ સદ્ગુરુભગવાનનું મહાપૂજન કરશે, તથા તેઓશ્રીના શ્રીમુખના સમુદિત ઉપદેશનું શ્રવણ કરીને તેમજ તેઓશ્રીના ગુણગાન કરીને કોઈ અલૌકિક આનંદ પ્રાપ્ત કરશે.

વળી એ વેળા કચ્છ રાજના અગ્નિહોત્રી પ્રસિદ્ધ શાસ્ત્રીજી બલવંતશર્મા દીક્ષિતના પુત્ર પંડિત ગિરિશચંદ્ર શર્મા દીક્ષિત, વેદાંતાચાર્ય જેઓ ઉંગ્રેજી ભાષામાં પણ કુશળતા ધરાવે છે, તેઓ આવવાના છે. તેમનાં ધાર્મિક વ્યાખ્યાનો થશે, જેનો લાભ પણ શ્રોતાઓને મળી શકશે.

શ્રીભગવાન્ શ્રીમદ્ભાગવતમાં શ્રીમુખે કહે છે કે:—

"**आचार्यं मां विजानीयात्**" (જિજ્ઞાસુ, બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનાર આચાર્યને મદ્રૂપ જાણે)

વળી તેઓશ્રી જણાવે છે કે:—

"**सर्वदेवमयोगुरु**" (સદ્ગુરુ સર્વ દેવમય છે.)

શ્રીમહેશ્વરાવતારરૂપ સદ્ગુરુપ્રભુનાં ચરણારવિંદ જ્યાં દીર્ઘકાળ બિરાજ્યાં છે તે પવિત્રતા, શાંતિ, દૈવી ભાવના ને કોઈ અવનવો આનંદ અર્પતારી શ્રીઆનંદાશ્રમની પાવન ભૂમિમાં ઊજવાતા આ મહોત્સવનો લાભ લેવા–શુદ્ધવ્યવહારસિદ્ધિની તથા પરમાર્થપ્રાપ્તિની અમૃતમયી પ્રેરણાઓ પ્રાપ્ત કરવા–ગુરુબંધુઓ આગમન કરશે એવી શુભાશા સેવવામાં આવે છે, અને તે માટે આગ્રહ કરવામાં આવે છે.

બંધુઓએ પોતાનો આવવાનો દિવસ ને પોતે કઈ ગાડીમાં આવશે તે ભાદ્રપદ વદિ ૩૦ સુધીમાં જણાવવા વિનતિ છે.

---

॥ ॐ ॥

જયનાથ

## श्रीआनंदाश्रमना वहीवटसंबंधे चालता केसोनुं समाधान थयुं.

### શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પોસ્ટ બીલખા.

### સંવત્ ૨૦૦૪ના ભાદ્રપદ સુદિ ૧ શનિવાર, તા. ૪–૯–૪૮

પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીમદ્ગુરુ પરમાત્માની કૃપાથી સમાધાન માટે ભિન્નભિન્ન પ્રકારે પ્રયત્ન થઈ રહ્યો હતો. એ માટે કૃપાપૂર્વ ગુરુદેવની પ્રાર્થના પણ થતી હતી, ગુરુબંધુઓ સમાધાન થયેલું જોવાને આતુર હતા. રાજકોટવાળા શ્રીમાન્ જયંતીલાલ લાલજીભાઈ જોબનપુત્રા (સચીન અને ઝાલરાપટન–ઝાલાવાડના માજી દિવાન) સમાધાનમાટે આશરે બે અઢી માસથી તનમનધનવડે બહુ પ્રયાસ કરતા હતા. પરિણામે કૃપાનાથની કૃપા ઊતરી.

મુંબઈમાં શેઠ દામોદરદાસભાઈની સૂચનાથી શ્રી દયાલસિંહ લાલસિંહ ઠાકોર તેમને ઘેર જઈ મળ્યા, અને શ્રીભીલખા-આનંદાશ્રમમાં આવવાનું નક્કી કર્યું. શ્રી. દયાળસિંહજીને શ્રી દામોદરદાસભાઈ સાથે મેળવવામાં શ્રી ગૌરીશંકર માધવજી જાની તથા શ્રી હરજીવનભાઈ માસ્તરે પરિશ્રમ લીધો હતો.

નિશ્ચય કર્યાપ્રમાણે મુંબઈથી શેઠશ્રી દામોદરદાસ માધવજી, શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોરને સાથે લઈને એરોપ્લેનમાં ભાદરવા સુદિ ૧ શનિવારે નીકળ્યા તે કેશોદ-જૂનાગઢ થઇ શ્રી પોપટલાલ તારાચંદ વકીલ, શ્રી કરણસિંહ લાલસિંહ ઠાકોર વગેરે ગૃહસ્થો સાથે શ્રીભીલખા-આનંદાશ્રમમાં આવ્યા રાજકોટથી શ્રી જયન્તીલાલભાઈ જોબનપુત્રા તથા શ્રી. દામોદરદાસ શેઠના પુત્ર સીતારામભાઈ પણ આવ્યા.

તેજદિવસે શનિવારે રાત્રિએ સૌ બધુંઓ પૂજ્યપાદ પ્રભુશ્રીના નિજમંદિરમાં સમાધાનમાટે એકત્ર થયા.

હાજર-ચાલુ ટ્રસ્ટીઓ:—

૧ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા, ૨ શ્રી પોપટલાલ તારાચંદ વકીલ, ૩ શ્રી. જમશેદજી પેસ્તનજી ગોળવાળા એમના વતી એમના મુખત્યારપત્ર સહિત શ્રી શેઠ દામોદરદાસ માધવજી જેસંગભાઈ.

નીચેના ગૃહસ્થો પણ સમાધાનમા મદદરૂપ થવામાટે હાજર હતા:—

૧ શ્રી કરણસિંહ લાલસિંહ ઠાકોર, ૨ શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર, ૩ શ્રી જયન્તીલાલ લાલજીભાઈ જોબનપુત્રા. ૪ બ્ર. શ્રીસત્પ્રકાશજી, ૫ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી

પ્રથમ શ્રી. જમશેદજીભાઈનું ૨૧-૮-૪૮નું મુખત્યારપત્ર તથા શ્રી. હીરાલાલ હરગોવિંદ પંડ્યાનું પત્ર વાંચવામાં આવ્યાં.

પછી શ્રીઆનંદાશ્રમના વહીવટસમયે ન્યાયકોર્ટદ્વારા જે ઉહાપોહ દૈવઇચ્છાથી થવાપામેલ છે તેનો નિકાલ લાવવાનો પ્રશ્ન હાથ ધરવામાં આવ્યો, હાજર રહેલ ઉપર્યુક્ત ત્રણે બધુંઓએ-શ્રી. માણેકલાલભાઈએ, શ્રી પોપટલાલભાઇએ અને શ્રી જમશેદજીભાઈના મુખત્યાર શેઠ શ્રી. દામોદરદાસભાઈએ પૂજ્યપાદ કૃપાનાથના પાદુકાજીને વંદન તથા સ્પર્શ કરી શપથ લીધા કે રાગદ્વેષ મૂકી દઈને શ્રીનાથપ્રભુનું સાક્ષાત સામીપ્ય સમજી ચાલતા ઝઘડાઓનો હવે અંત લાવવો જોઇએ પશ્ચાત્ નિજમંદિરના પવિત્ર શાંત વાતાવરણમાં ખુલ્લા હૃદયની રસમય ચર્ચાને અંતે સર્વાનુમતે નીચેપ્રમાણે ઠરાવો થયા:—

૧ શ્રી. દામોદરદાસભાઈના અતિ આગ્રહ અનુસાર હાલના ત્રણ ટ્રસ્ટીઓએ (શ્રી. માણેકલાલભાઈ, શ્રી. પોપટલાલભાઈ અને શ્રી. જમશેદજીભાઈએ)* ચાલુ રહેવું, તેમ ઠરતાં તેઓએ નીચેના ભૂતપૂર્વ પાંચ ટ્રસ્ટીઓને ચૂંટાયેલ જાહેર કર્યા

૧ વેદાંતભૂષણ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ ૨ શ્રી બ્ર. સત્પ્રકાશજી, ૩ શ્રી હીરાલાલ હરગોવિંદ પંડ્યા, ૪ શ્રી અજિતરાય હરિદાસ પારેખ, ૫ શ્રી. આણંદલાલ ગોવિંદજી. લાખાણી. એમ આઠ ટ્રસ્ટીઓ થયા, પણ ટ્રસ્ટીમંડળ આઠને બદલે દશ મંડળોનું બનાવવાનું ઠરતાં શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોરને નવમા ટ્રસ્ટી તરીકે સૌએ ચૂંટ્યા. દશમા ટ્રસ્ટીતરીકે શેઠ દામોદરદાસ માધવજીને ચૂંટવાની શ્રી. પોપટલાલભાઈ વકીલની દરખાસ્તને શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાએ હાર્દિક ટેકો આપ્યો બંને ભાઇઓએ શેઠને તેઓની વિનંતિ સ્વીકારવા અતિ આગ્રહ કર્યો, પરંતુ શ્રી. શેઠે પોતે કે પોતાના વારસો ટ્રસ્ટીમંડળમાં નહિ આવે એવા શપથ લીધેલા હોવાથી પોતાને માફ કરવા અતિ

આજીજી કરતાં તેઓશ્રીના સક્રિય સહકારનો લાભ નહિ મળે તે માટે દિલગીરી જાહેર કરી. શ્રી. દામોદરદાસભાઈની ઇચ્છાનુસાર શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્તને દશમા ટ્રસ્ટી-તરીકે લેવાની શ્રી. પોપટલાલભાઈની દરખાસ્તને સર્વાનુમતે વધાવી લેવામાં આવી.

૩ કોર્ટમાં ચાલતી સામસામી દાવા અરજીઓ, દરખાસ્તો વગેરેને દરેક પક્ષે પાછી ખેંચી લેવી, ને તે મતલબે કોર્ટોમાં તુરત ખબર આપવા.

૪ કોર્ટમાં જવાના પરિણામે જે ખર્ચ શરૂથી આજસુધી થયુ હોય તે દરેક પક્ષે ભોગવવું, એટલે કે શેઠતરફથી થયેલુ હોય તે શેઠે ભોગવવું, અને આશ્રમતરફથી થયેલું હોય તે ખર્ચ આશ્રમે ભોગવવું, આશ્રમતરફથી થયેલું તમામ ખર્ચ આશ્રમખાતે માંડવુ, અને ચૂકવવુ બાકી હોય તે ખર્ચ ચૂકાવી [1]આપી, તમામ ખર્ચની વિગત બોર્ડની પહેલી મીટીંગમાં રજુ કરવી.

૫ થયેલી ગેરસમજુતમાટે ત્રણે ભાઈઓએ શ્રીનાથપ્રભુની ક્ષમા યાચી, તેમજ આશ્રમોની વ્યવસ્થાનું કાર્ય તથા નિર્દિષ્ટ કર્તવ્યો ટ્રસ્ટડીડને અનુસરીનેજ કરવામાં આવે એની નવા મંડળે ખૂબ સાવધાનતા સેવવી એમ સ્વીકાર્યું.

૬ ઉપર્યુક્ત ઠરાવોની નકલો ચૂંટાયેલ ટ્રસ્ટીઓને તુરત મોકલવી, અને ટ્રસ્ટીતરીકે સેવા કરવાની-તેઓશ્રીની સમતિ તુરત જાહેર કરવા તેઓને પત્રદ્વારા વિનતિ કરવી, તેમ થયા બાદ તેની જાહેરાત શ્રીઆનંદાશ્રમ માસિકમાં આપવી.

૭ નવા ટ્રસ્ટબોર્ડની પહેલી મીટીંગ શ્રીનાથજયંતી મહોત્સવ પ્રસંગે રાખવી, અને આ વખતે આ અતિ મહત્ત્વના પ્રસંગે સૌ ગુરુબધુઓ ખૂબ સારી સંખ્યામાં હાજરી આપે તેવી જાહેરાત માસિકદ્વારા તથા જરૂર લાગે તે અન્ય રીતે કરવી.

તે વખતે મીટીંગમાં બીજાં કામો ઉપરાંત મેનેજિંગ ટ્રસ્ટીઓ તથા મત્રીની નવી ચૂંટણી કરવી, આચાર્યસ્થાનમાટેની પસદગીનો પ્રશ્ન વિચારવો, અને નાણાંકીય બધા બકાત પ્રશ્નોનો નિકાલ લાવવો.

૮ મુંબઈમાં મુમુક્ષુમંડળ તથા સત્સગમડળ એવાં બે નામથી જુદાં જુદા મંડળો ચાલે છે તે સયુક્ત કરવા.

૯ ત્રણ વર્ષ થયાં જે ગેરસમજુત-મનદુઃખ કે વૈમનસ્ય થયાં તેમાં આપણી શુદ્ધિ અને સૌ ગુરુબધુઓના મંગલનનો શુભ ઉદ્દેશ હશે તેમ સમજી કૃપાર્ણવને પ્રાર્થના કરવી કે તેઓશ્રી સૌને સદ્બુદ્ધિ આપે, અને સનાતન વૈદિક માર્ગની પ્રણાલિકા આનંદાશ્રમમાં અવિરત ચાલુ રહે, ગુરુબંધુ સાધકો સારાપ્રમાણમાં આશ્રમનો લાભ લઈ કૃતકૃત્ય થાય, તથા ઊગતી પ્રજામા શુભસસ્કારનું સિંચન પુસ્તકપ્રચારદ્વારા, ઉપદેશકોદ્વારા, તથા પાઠશાળા તેમજ

---

૧ પૂરા કોરમવાળા ટ્રસ્ટીમંડળનો ઠરાવ થયાવિના કેવળ આ સમાધાન ઉપરથી માંડવાળ કે ચુકાદો કરવાનું કાંઈ કામ કરવામા આવે તે ટ્રસ્ટડીડની આજ્ઞા પ્રમાણે થયેલું ગણાશે નહિ એવું મેં શ્રી. માણેકલાલભાઈને લખી જણાવ્યુ છે તેની અહીં નોંધ મૂકું છું

લિ મહારાણીદાસ

ટ્રસ્ટીમંડળની રીતસરની મિટિંગના ઠરાવ પ્રમાણે એ સઘળુ કામ થશે એમ શ્રીમાન્ મહારાણીદાસભાઈને જણાવ્યું છે.

લિ. માણેકલાલ

શિષ્યવૃત્તિઓદ્વારા વધારી બીયખા–આનંદાશ્રમ, હિંદનાં ચાર ધામોજેવું પાંચમું ધામ અને તેની કૃપાનાથ શ્રી દક્ષિણામૂર્તિમહેશ્વરને પ્રાર્થના કરવી.

આવું ઉત્તમ સમાધાન થયું એ શ્રીમનાથપ્રભુની અમીદૃષ્ટિનુંજ ફળ છે, એમ સમજી આશ્રમમાં હાજર હતા તે સૌ ગુરુબધુઓએ શ્રીનાથપ્રભુનો હાર્દિક જયજયકાર કર્યો. આ સમાધાનમાટે અંતરની સાચી લાગણીથી પૂર્ણપ્રયત્ન કરનાર શ્રી. જયતીલાલભાઈ જોબનપુત્રાનો ઘણો આભાર માનવામાં આવ્યો.

અસ્વસ્થ તબિયત હોવા છતાં શ્રો શેઠ દામોદરદાસભાઇએ મુંબઈથી અહીં આવવા શ્રમ લીધો તથા શ્રી. દયાળસિંહજીભાઇએ શરીરની નબળાઇને ન ગણી મહેનત કરી તે માટે તેમનો ઉપકાર જાહેર કરવામાં આવ્યો.

ભાદરવા સુદિ ૩ સોમવારે સવારે પૂજ્યપાદ કૃપાસિંધુ સદ્ગુરુ પરમાત્માનું મહાપૂજન થયું, અને શેઠ દામોદરદાસભાઇ શ્રી. પોપટલાલભાઇ તથા શ્રી માણેકલાલભાઇએ સમાધાન થવામાટે પ્રભુશ્રીની કૃપા ઊતરી તે સબંધે બહુ દીનભાવે તેઓશ્રીની સ્તુતિ કરી પુનઃ પુનઃ ઘણો ઘણો ઉપકાર માન્યો, ને પરસ્પર વારંવાર ક્ષમા માગી, પોતાનાં હૃદય શાંત કર્યાં. હાજર રહેલા અન્ય બધુઓએ પણ કૃપાપૂર્ણ નાથનો બહુ બહુ અંતઃકરણથી આભાર માન્યો. સમાધાનનું કાર્ય કરાવવા માટે શ્રી જયંતીલાલ જોબનપુત્રાની આવડત ને પ્રયત્ન માટે તેમજ તેમની કૃપાનાથપ્રતિની શ્રદ્ધાભક્તિમાટે તેમનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. ખરેખર ! શ્રીપ્રભુના પાર્ષદ જેવું તેમણે કામ કર્યું છે. મુંબઇથી શ્રી મગળદાસ કેશવલાલ ભક્તની શુભેચ્છા પ્રમાણે તેમણે મોકલેલી ગરમ શાલ શ્રીપ્રભુને ધરાવી શ્રી. જયતીલાલભાઇને પ્રસાદરૂપે આપવામાં આવી, અને એકત્ર થયેલા સૌ બધુઓ શ્રીપ્રભુનો જયજયકાર કરી વિસર્જન થયા.

ભાદરવા સુ ૨ રવિવારે શ્રી. જયતીલાલભાઇ તરફથી અને ભા સુ. ૩ સોમવારે શ્રી. શેઠ દામોદરદાસભાઇતરફથી કૃપાસાગર પ્રભુશ્રીની પાવન સેવામાં ભોજન અર્પણ કરવામાં આવ્યાં હતાં, અને આશ્રમવાસીબધુઓને પ્રસાદ લેવરાવવામાં આવ્યો હતો.

શ્રીપ્રભુ'ચાથી ધારેલું કાર્ય સુંદરરીતે પાર પડતાં ભાદરવા સુદિ ૩ ને સોમવારે શ્રી. દામોદરદાસભાઈ મુંબઈ જવા અને શ્રી જયંતીલાલભાઇ રાજકોટ જવા આનંદપૂર્વક રવાના થયા હતા; બંને ગૃહસ્થોએ શ્રી. જયતીમહોત્સવમાં ભાગ લેવા આવવાસારુ બહુ ભાવપૂર્વક પોતાનો વિચાર નિશ્ચિતપણે પ્રદર્શિત કર્યો છે.

શ્રી. જમશેદજીભાઈ પણ શ્રીજયતીમહોત્સવનો લાભ લેવા તથા તે સમયે થનારી ટ્રસ્ટીમંડળની મીટીંગમા હાજરી આપવા આવશે.

સમાધાનકાર્યમાં સાહાય્ય આપવામાટે જે ગુરુબધુઓનાં નામો ઉપર દર્શાવવામાં આવ્યાં છે તે ઉ રાત બીજા ઘણા ગુરુબધુઓએ સમાધાનમાટે શુભ લાગણી દર્શાવી છે તથા ઓછાવધતો પ્રયત્ન પણ કર્યો છે તે સર્વે ગુરુબધુઓનો પણ અંતઃકરણ પ્રેમપૂર્વક આભાર માને છે.

કૃપાસિંધુ નાથ સર્વેનું કલ્યાણ કરવા કૃપા કરો.

માણેકલાલ નાનજી ચંદારાણા
મેનેજિંગ મંત્રી

—[ * ]—

|| ૐ ||

## શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખામાં

# ટ્રસ્ટીમંડળની મિટિંગ (સભા)

આશ્વિન સુદિ ૪ બુધવારે ઊજવવાના શ્રીનાથજયંતીમહોત્સવને લગતા દિવસોમાં થશે. તેમાં હાજરી આપવાને નીચે જણાવેલા મહાશય [1]ટ્રસ્ટીબંધુઓને વિનતિ કરવામાં આવે છેઃ—

પ. શ્રીબ્રહ્મપ્રકાશજી–આનંદાશ્રમ, નવાગામ–બીલખા
શ્રીમાન્ મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ–માંગરોળ
,, પોપટલાલ તારાચંદ વકીલ–જૂનાગઢ
,, હીરાલાલ હરગોવિંદ પંડ્યા–ભાવનગર
,, આણંદલાલ ગોવિંદજી લાખાણી–પોરબંદર
,, અજિતરાય હરિદાસ પારેખ–મુંબઈ
,, જમશેદજી પેસ્તનજી ગોળવાળા–મુંબઈ
,, મંગળદાસ કેશવલાલ ભક્ત–મુંબઈ
,, કરણસિંહ લાલસિંહ ઠાકોર–જૂનાગઢ

લાંબે સમયે આ મિટિંગ થાય છે એટલે તેમાં સર્વે બંધુઓની હાજરીની પૂરી આવશ્યકતા છે. મિટિંગ તુરતમાં ભરવાની આવશ્યકતા હોવાથી તેમજ શ્રીજયંતીમહોત્સવનો લાભ ટ્રસ્ટીબંધુઓને મળી શકે તે માટે આ મિટિંગ ખાસ કરીને મહોત્સવસમયે રાખવાનું સમાધાન કરનાર બંધુઓએ ઠરાવ્યું છે.

આ મિટિંગમાં ઘણાં ને બહુ અગત્યનાં કાર્યો કરવાનાં હોવાથી, અને વિશેષમાં શ્રીઆચાર્યસ્થાન દીર્ઘસમયથી ખાલી છે તે પૂરવાવિષે પૂરો વિચાર કરવાનો હોવાથી સર્વે ટ્રસ્ટીબંધુઓને આ મિટિંગમાં હાજરી આપવાને, સમયસર હાજરી આપવાને, તથા જરૂરનાં સઘળાં કાર્યોની ચર્ચા પૂર્ણ થાય ત્યાંસુધી રોકાવાની સગવડ કરીને આવવાને વિનતિ કરવામાં આવે છે

મિટિંગમાં કરવાના કાર્યોની નોંધ (એજન્ડા) હવે પછી મોકલવામાં આવશે.

માણેકલાલ નાનજી ચંદારાણા
મેનેજિંગ મંત્રી

---

૧ ટ્રસ્ટીઓ નવા નીમવાના કામમા ઉપસ્થિત સર્વે ટ્રસ્ટીબંધુઓ સર્વાનુમતિથી ઠરાવ કરે એ અગત્યનું છે આ કામમાં શ્રી જમશેદજીભાઈવતી શ્રી. દામોદરદાસભાઈએ હાજરી આપી છે તે સમાધાન કરવા પૂરતી યોગ્ય ગણાય પણ નવા ટ્રસ્ટીઓ મુકરર કરવાના કામ માટે યોગ્ય ન ગણાય; કેમકે એ રીતે વતીના રૂપની હાજરીથી ચાલી શકે એવું ટ્રસ્ટડીડમાં ફરમાવેલું નથી આ વસ્તુસ્થિતિ મેં શ્રી. માણેકલાલભાઈને લખી જણાવી છે, પણ શ્રી. જમશેદજીભાઈ પોતે જયંતી ઉત્સવઉપર આવવાના છે ત્યારે એ પ્રમાણેનો વિધિ કરી લેવાશે, તથી કાર્યવાહીમાં અડચણ રહેશે નહિ એટલી નોંધ મૂકુ છુ લિ મહારાણીદાસ

ઉપરનું કથન બરાબર છે, એ બાબત મારા પણ જાણવામાં હોવાથી ને શ્રીમાન્ શેઠ દામોદરદાસભાઈએ પણ તે પ્રમાણે જણાવવાથી ત્રણ ચાલુ ટ્રસ્ટીઓ શ્રી જમશેદજીભાઈ, શ્રી. પોપટલાલભાઈ ને શ્રી. માણેકલાલની સહીવાળો રીતસર ઠરાવ થવાની ગોઠવણ કરવામાં આવી છે.

લિ. માણેકલાલ

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### [ શ્રાવણમાસ ]

**શ્રીસદ્‌ગુરુમહાપૂજન**—શ્રીમજેર્વાનિમિત્તે તથા શ્રીકૃષ્ણજન્માષ્ટમી નિમિત્તે સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને પૂ ગુરુદેવનું મહાપૂજન કર્યું હતું.

**મુખ્યસેટ**—રૂ ૫૧-૦-૦ શ્રીમતી બેન સરસ્વતી રણછોડદાસ-મુંબઈ તેમના પતિના પુણ્યાર્થે રૂ. ૧૫-૦-૦ શ્રી. પ્રાણજીવન શિવશંકર-અમદાવાદ.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક**—શ્રીમાન્ માણેકલાલ નાનજી ચદારાણા. (લઘુરુદ્ર) શ્રી નથુરામ લક્ષ્મીરામ પંડ્યાતરફથી તેમના સ્વ કાકા અમરરામ આણંદજીના આત્મકલ્યાણાર્થે લઘુરુદ્ર. શ્રી. ગોરધનદાસ હીરજી ચદારાણા-ટરોરા (રુદ્રાભિષેક)

**ભોજન:**—રૂ. ૯૯-૫-૦ શ્રી જયંતીલાલ લાલજીભાઇ જોમનપુત્રા-રાજકોટ. રૂ. ૪૮-૫-૦ શ્રીમતી બેન મયાકુંવર અંબારામ-વળા. રૂ ૩૨-૧૪-૦ શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી-જોરાવરનગર. રૂ ૪૦-૯-૯ શ્રી. ગોકુલદાસ પોપટલાલ રંગરેજ તરફથી તેમનાં માતુશ્રી સ્વ મોતીબાઇના આત્મકલ્યાણાર્થે ભોજન-જામનગર.

**થાળ**—રૂ. ૧-૪-૦ ચિ. મહેશ વૃજલાલ-દહાણુ રૂ ૧-૪-૦ શ્રી પ્રભાશંકર પુરુષોત્તમ-મજેવડી. રૂ. ૧-૪-૦ શ્રી. અંબાલાલ તુલજારામ-જબુસર. રૂ. ૧-૪-૦ લાભુબેન રામજી-મુંબઈ રૂ. ૧-૪-૦ શ્રીમતી મયાકુંવર અંબારામ-વળા. રૂ. ૧-૪-૦ શ્રી દલપતરામ પ્રભુરામ રાવળ-મીતડી રૂ ૧-૪-૦ ભાનુશંકર પ્રભુરામ રાવળ-મીતડી રૂ ૫-૦-૦ શ્રી. શિવસિંહજી પ્રતાપસિંહજી તેમના પિતાશ્રીના પુણ્યાર્થે થાળ તથા દીપકના. રૂ ૧-૪-૦ મણિબેન-ભીલખા રૂ. ૧-૪-૦ સ્વ. પથુભાઈ દોલતસિંહજી-ભીલખા. રૂ ૫-૦-૦ સૌ. અન્નપૂર્ણા જયંતીલાલ ત્રિવેદી રૂ ૧-૪-૦ ગ સ્વ જડાવબહેન-જોરાવરનગર. રૂ ૧-૪-૦ ટોકરશી ગોવિંદજી ચદારાણા-જૂનાગઢ. રૂ ૫-૪-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાચી ૪ થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. અમૃતલાલ નગીનદાસ-સુરત રૂ. ૫-૦-૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર-મેંદરડા ( ૪ થાળ ) રૂ ૧-૪-૦ શ્રી ઓધવજી ભીમજી-પોરબંદર. રૂ. ૫-૦-૦ શ્રી. કનકરાય ગૌરીશંકર-વીસાવદર (૪ થાળ) રૂ. ૧-૦-૦ શ્રી મોરારજી ઓધવજી અઢીયા-ભીલખા. રૂ. ૧-૪-૦ ધના ભગવાન-સેરીયા. રૂ ૧-૪-૦ શ્રીમતી જડીબેન-જોરાવરનગર. રૂ. ૨-૪-૦ શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી-જોરાવરનગર. રૂ. ૫-૪-૦ શ્રી ટોકરશી ગોવિંદજી ચંદારાણા -જૂનાગઢ (૪ થાળ). રૂ. ૧-૪-૦ મણિબેન-ભીલખા રૂ ૨-૮-૦ શ્રી. નથુરામ લક્ષ્મીરામ તરફથી શ્રી. અમરરામ આણંદજીના આત્મકલ્યાણાર્થે (થાળ બે). રૂ. ૫-૦-૦ શ્રી ગોકુલદાસ પોપટલાલ રંગરેજ-જામનગર રૂ. ૧-૪-૦ શ્રીમતી કસ્તુરબેન-ભીલખા રૂ. ૧-૪-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી-જૂનાગઢ. રૂ. ૬-૪-૦ શ્રી. ગોરધનદાસ હીરજી ચદારાણા-ટરોરા આફ્રિકા (૫ થાળ) રૂ ૬-૪-૦ તેમના તરફથી નૈવેદ્ય ધરાવવા માટે. રૂ. ૧-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ-ભીલખા

**અખંડદીપક:**—રૂ ૦-૬-૦ શ્રી કરુણાશંકર ગૌરીશંકર-જામખંભાળીયા. રૂ. ૧-૮-૦ મણિબેન-ભીલખા દીપમાળા. રૂ. ૦-૪-૦ શ્રી ઓધવજી ભીમજી-પોરબંદર. રૂ. ૧-૬-૦ શ્રીમતી મણિબેન-ભીલખા રૂ. ૦-૬-૩ શ્રી. ગોકુલદાસ પોપટલાલ-જામનગર. રૂ. ૧-૬-૦ શ્રી અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી-જોરાવરનગર દીપમાળા રૂ. ૧-૪-૦ એક ભક્તજન નૈવેદ્ય ધરવામાટે હા. શ્રી અં. ભા. ત્રિ રૂ. ૫-૬-૦ શ્રી ગોરધનદાસ હીરજી-ટરોરા આફ્રિકા.

——[ * ]——

# परचुरण भेट

[સંવત્ ૨૦૦૪ના શ્રાવણ સુદિ ૧થી શરૂ]

૧-૦-૦ શ્રી. વ્રજલાલ વનમાળી—દહાણું
૦-૪-૦ ,, હર્ષદ વ્રજલાલ-દહાણું
૦-૧૧-૦ ,, જયંતીલાલભાઈ-રાજકોટ

નૈવેદ્ય ધરવા

શ્રીઅમદાવાદ-આનંદાશ્રમમાં શ્રીગુરુપૂર્ણિમાના મહાપૂજનની ભેટ:—

૧-૦-૦ શ્રી રવિશંકર મહાશંકર રાવળ
૨-૦-૦ ,, નિરંજનકુમાર જેઠારામ ભટ્ટ
૦-૪-૦ શાસ્ત્રી જયશંકર મયારામ ભટ્ટ
૧-૦-૦ ભાઈ અશ્વિનીકુમાર ભટ્ટ
૧-૦-૦ શ્રી. ચતુરભાઇ આશાભાઇ પટેલ
૧-૦-૦ બેન ડાહીબેન ચત્રભુજ પટેલ
૦-૮-૦ શ્રી. શાસ્ત્રી ચુનીલાલ પાઠક
૧-૦-૦ બેન વિજયાબેન જયેષ્ઠારામ ભટ્ટ
૦-૪-૦ ,, દયાગૌરી જયશંકર ભટ્ટ
૦-૪-૦ ,, નીલમબેન બેચરલાલ ભટ્ટ
૦-૪-૦ શ્રી અશ્વિનકુમાર જયશંકર ભટ્ટ
૦-૪-૦ ,, બેચરલાલ તથા ગિરીશ
૦-૪-૦ ,, પ્રવીણકુમાર છગનલાલ
૦-૪-૦ બેન ચંદ્રિકા તથા બચ્ચીબેન
૦-૪-૦ ,, વિમળાબેન આણંદલાલ
૧-૦-૦ ગ. સ્વ. ચંપાબેન ભાઇલાલ યાજ્ઞિક
૦-૮-૦ ,, રેવાબેન ભાઈલાલ ,,
૧-૪-૦ શ્રી પ્રાગજીભાઇ ધોરાજીવાળા
૦-૪-૦ ,, આણંદલાલ મણિલાલ
૦-૮-૦ બેન બેમીબેન વાસુદેવ ભટ્ટ
૧-૦-૦ ,, સરસ્વતીબેન પુરુષોત્તમ ભટ્ટ
૦-૮-૦ શ્રી. નટવરલાલ તથા પ્રબોધચંદ્ર
૦-૮-૦ ભેટ ખરાકિ કરમશી અજાણી
૦-૪-૦ શ્રી. દેવજીભાઇ ગોરધન

---

૧૫-૪-૦ હા શ્રી. જયશંકર શાસ્ત્રી
૦-૫-૦ શ્રી. દેવશંકર મોરારજી-દેવરાણા
૫-૦-૦ ,, બચુભાઇ-સર્કલ ઇન્સ્પેક્ટર-ખીલખા
૧-૦-૦ સૌ. ઉજમબેન દુર્ગાશંકર
૧-૦-૦ ,, અનુબેન સુરેશ ભટ્ટ
૧-૦-૦ ,, જસુમતિ પ્રાણજીવન
૧-૦-૦ શ્રી. વિશ્વનાથ નાગરદાસ ભટ્ટ
૧-૦-૦ શ્રી. કાંતિલાલ કેશવલાલ ભટ્ટ
૧-૦-૦ ગં. સ્વ. સવિતાબેન દુર્ગાશંકર ભટ્ટ
૦-૫-૦ બેન મયાકુવર અંબારામ-વળા
૦-૧૦-૦ શ્રી. હરિલાલ અંબારામ ઠાકર
૫-૦-૦ ,, દેવશંકર મોરારજી

શ્રીખીલખા-આનંદાશ્રમમાં બળેવના મહાપૂજનની ભેટ.—

૧-૦-૦ શ્રી. અજિતરાયભાઇ પારેખ
૦-૮-૦ ,, વ્રજલાલ વનમાળી-દહાણુ
૧-૦-૦ ,, અમાશંકર ભાઇશંકર ત્રિવેદી
૦-૫-૦ ,, દેવશંકર મોરારજી
૦-૮-૦ ,, નથુરામભાઇ પંડ્યા
૧-૦-૦ ,, ઠાકરશીભાઇ
૦-૮-૦ ,, નર્મદાશંકર પચોળી
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૪-૦ ,, શાસ્ત્રી મગનલાલ રામજી
૦-૨-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૧-૦-૦ ,, મોરારજી છગનલાલ
૦-૪-૦ ધ્ર ધ્રહ્મપ્રકાશજી
૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી
૧-૦-૦ બેન મણિબેન-જોરાવરનગર
૦-૪-૦ ,, કસ્તુરબેન-ખીલખા
૦-૮-૦ શ્રી ઠાકરશી ગોવિંદજી
૦-૫-૦ ,, દેવશંકર મોરારજી
૧-૦-૦ દરબારશ્રી હાથિઆવાળા
૦-૨-૦ ,, તેમના મહેમાન
૦-૧૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી લઘુરુદ્રના પૂજાપો તથા ભેટના

મેંદરડા શ્રી. ચંપકલાલ મૂળશંકરને ત્યાં શ્રી. ગુરુપૂર્ણિમાની ભેટના·—

૦-૧૨-૬ શ્રી. ચંપકલાલ મૂળશંકર
૦-૮-૦ ,, કરશનદાસ જૂઠાભાઈ
૦-૮-૦ ,, ગૌરીશંકર પ્રાણજીવન
૦-૪-૦ શુક્લજી મોહનલાલ પ્રાણજીવન
૦-૨-૦ શ્રી માસ્તર કેશવલાલ
૦-૪-૦ બેન મણિબેન-ખીલખા




૧-૧૧-૦ મંદિરેથી ભેટ
૦-૪-૦ બેન મણિબેન-ખીલખા
૦-૨-૦ ,, અમુલાબેન-ખીલખા
૧-૪-૦ શ્રી. વ્રજલાલ વનમાળી-દહાણુ
૧-૪-૦ ,, લાલજી ગીગાભાઈ
૦-૧૦-૬ ,, વ્રજલાલ વનમાળી-દહાણુ
૦-૮-૬ પરચૂરણ મંદિરેથી
૨-૦-૦ શ્રી. જેશંકર કેશવજી-ભાણવડ
૩-૪-૦ ,, રવિશંકર મહાશંકર-ભાણવડ
૩-૦-૦ શ્રીમતી વિજયાલક્ષ્મી દયાળજી-જૂનાગઢ
૦-૩-૩ પરચૂરણ મંદિરેથી

શ્રી અમદાવાદ-આનંદાશ્રમમાં આવેલી ભેટ —

૮-૮-૦ સ્વ ભાઈલાલ નાનાલાલ માણેક માસિક થાળ
૦-૪-૦ સૌ. નિલમગૌરી ખેચરલાલ
૦-૪-૦ શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ
૧-૦-૦ ,, શંકરસિંહ નારણસિંહ
૦-૧૧-૦ પરચૂરણ

---

૧૦-૧૧-૦ હા શ્રી. જયશંકર શાસ્ત્રી

શ્રીસીણુડા-આનંદાશ્રમતરફથી અષાઢી પૂર્ણિમાના ભેટના —

૧-૪-૦ શ્રી હરજી કરશન
૦-૪-૦ માણાવદરના એક નાગર બ્રાહ્મણ
૦-૪-૦ શ્રી. રાઘવ કરશન
૦-૪-૦ ,, પરસોતમ રાઘવ
૨-૧૪-૦ અષાઢી પૂનમની ભેટ
૧-૩-૩ પરચૂરણ

---

૬-૨-૩ હા શ્રી કુરજી કરશન

× × ×

૦-૪-૦ એક ભક્તજન-બંધાળા
૨-૦-૦ શ્રી ગોકુળદાસ પોપટલાલ-જામનગર
૪૨-૦-૦ ,, ગોકળદાસ પોપટલાલના માતુશ્રીના કલ્યાણાર્થે એક બ્રાહ્મણ વિધવાને ૩ માસ સુધીના ભોજનના
૦-૪-૦ શ્રી. ટોકરશીભાઈ-જૂનાગઢ
૧-૦-૦ ,, પરસોતમદાસ નારણદાસ-સનાવડ
૦-૧૨-૦ ,, ગોરધનદાસ હીરજી-ટંકારા બે રુદ્રાભિષેકના પૂજાપો તથા ભેટના

× × ×

૪-૦-૦ શ્રી જમનાદાસ હરખજી-મુંબાઈ તરફથી જનોઈ ધારણ નિમિત્તે બળેવની ભેટ

૩-૩-૯ દરબારથી છડીવાળા તથા દરબારશ્રી દેવાવાળા તથા હાથિયાવાળાને સાથી દર્શનાર્થે આવતાં ભેટ

શ્રીજન્માષ્ટમીના મહાપૂજન ભેટના:—

૦-૮-૦ સુખજીમા-ખીલખા
૧-૦-૦ શ્રી. અજિતરાયભાઈ
૦-૪-૦ ,, પ્રતાપરાય જયશંકર
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચદારાણા
૧-૦-૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૪-૦ ,, પ્રભાશંકરજી
૦-૪-૦ શાસ્ત્રી અંબાશંકર નાનજી જોશી
૦-૮-૦ શ્રી. નથુરામ લક્ષ્મીરામ પંડ્યા
૦-૪-૦ પૂજારી દલપતરામજી
૦-૨-૦ શ્રી જેઠાલાલ મગનલાલ
૦-૨-૦ ,, જગદીશ મગનલાલ
૦-૮-૦ ,, વ્રજલાલ વનમાળી
૦-૫-૦ ,, દેવશંકર મોરારજી
૦-૨-૦ પરચૂરણ
૦-૨-૦ શ્રી. કરશનદાસ હરજી
૦-૨-૦ ,, હર્ષદ વ્રજલાલ
૧-૦-૦ બેન મણિબેન-જોરાવરનગર
૦-૨-૬ શ્રી. કરશનદાસ હરજીનું કુટુંબ
૦-૫-૦ ,, અં. ના. જોશીનું કુટુંબ
૦-૨-૦ ,, ઉમિયાશંકર

---

૮-૪-૬

× × ×

૧-૦-૦ શ્રી રવિશંકર મોહનલાલ રાજસીતાપુર
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજી
૦-૪-૦ બેન મણિબેન-ખીલખા
૧-૯-૦ પરચૂરણ મંદિરેથી
૧-૦-૦ માતુશ્રી જતનબાઈમા-ખડખડ
૦-૪-૦ બેન મણિબેન-ખીલખા

(વધુ આવતા અંકમાં છપાશે)

Reg. No. B. 3087.

સને ૧૯૪૮ તા. ૨૫ સપ્ટેમ્બર

## શ્રીબીલખાઆનંદાશ્રમ સમાચાર

### ( શ્રીનાથઘાટ )

ભાદ્રપદ બીજને દિવસે, શ્રીમાન્ શેઠ દામોદરદાસભાઈ, શ્રી. પોપટલાલભાઈ તથા શ્રીકરણસિંહભાઈ ( ટ્રસ્ટીઓ ); શ્રી. જયંતીલાલભાઈ (સચીનના માજી દીવાન) શ્રી મગનલાલભાઈ દહાણુંવાળા વગેરે અન્ય ગુરુબંધુઓ સાથે શ્રી. અંબાશંકર ત્રિવેદી, તથા શ્રી અંબાશંકર જોશી શ્રીનાથ ઘાટ બાંધવાનો છે તે સ્થળ જોવામાટે ગયા હતા. વળતા એવી સૂચના થઈ હતી કે બીડબંજને પાસેનો આરો ઘણો નજીક છે, ત્યાં આપણું પોતાનું એક ઘાટ બંધાવવો કે જેથી નહાવા ધોવાની સગવડતા થાય.

શ્રીનાથઘાટનું બાંધકામ ત્યારથી શરૂ થઈ ગયું છે.

——[ * ]——

## પુસ્તક અર્પણ

### " મહાત્મા શ્રીમથુરામશર્મા-જોગાશ્રીનું જીવન ને જીવનકાર્ય "

એ નામના પુસ્તકની ૮૦૦ પ્રતિ શ્રીઆનંદાશ્રમ–બીલખામાં પૂજ્યપાદ કૃપાળુશ્રીની સેવામાં એ પુસ્તકના લેખક શ્રી. કરણસિંહભાઈ તથા પ્રકાશકો શ્રી. ચંદ્રસિંહભાઈ ને શ્રી. ઉપેંદ્રસિંહભાઈ તરફથી સમર્પણ થયેલ છે જેની કિંમત ૦–૧–૦ છે.

## " નવું પ્રકાશન "

| | | |
|---|---|---|
| ૧ | શ્રીનૈમિત્તિકકર્મપ્રકાશ નવી આવૃત્તિ પડતમૂલ્ય | રૂ. ૩–૩–૦ |
| ૨ | શ્રીરાસપંચાધ્યાયી " " " | રૂ. ૧–૦–૦ |

પોસ્ટેજ ખર્ચ અલગ સમજવું

મળવાનું સ્થળ વ્યવસ્થાપક, આનંદાશ્રમ–બીલખા ( સૌરાષ્ટ્ર )

——[ * ]——

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા–( સૌરાષ્ટ્ર )
તરફથી
પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર.
P. O Bilkha (Saurashtra India.
આનંદાશ્રમ

પ૨૮ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા
ન ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કામીસલેન
મુંબઈ ૪

વર્ષ ૧૭ મું
ભાદ્રપદ
અંક ૪
સંવત્ ૨૦૦૪

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશ માટે
શિલિંગ ૨

## ॥ श्रीनाथजयंती अंक ॥



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો. બીલખાં

प्रशान्तेः परिवाहोऽयम् श्रीमन्नाथसुखाश्रमे ।
प्रशान्तवाहितावृत्तेर्यस्मिन् मज्जन्ति योगिनः ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના આનંદાશ્રમમાં સર્વત્ર વહી રહેલો પ્રશાંતિનો આ પ્રવાહ, જેમાં યોગીઓ આશીખ સ્નાન કરે છે તે પ્રશાંતવાહિતાવૃત્તિની પ્રશાંતિનો છે

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીમન્નાથભગવાનની એકાણુંમી જયંતી પ્રસંગે પ્રાર્થના | ૪૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત | ૫૦ |
| ૩ | સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનની એકાણુંમી જન્મજયંતી પ્રસંગનું સ્તવન તથા પ્રાર્થના | ૫૧ |
| ૪ | પૂજ્યપાદ આચાર્યપ્રવર-શ્રીમન્નાથ સદ્ગુરુપ્રશસ્તિ | ૫૨ |
| ૫ | વાચવા જેવું | ૫૪ |
| ૬ | શ્રીકાર્તિકીપૂર્ણિમા-ત્રિપુરીપૂર્ણિમા મહાપૂજન | ૫૫ |
| ૭ | જરૂરી વિનંતિ. | ૫૫ |
| ૮ | શ્રીનાથઘાટ | ૫૫ |
| ૯ | શ્રીબીલખા આનંદાશ્રમમા ચાલતા શ્રીદક્ષિણામૂર્તિ સંસ્કૃત વિદ્યાલયમાં અધ્યયન કરી ગયેલા વિદ્યાર્થીઓનું પત્રક | ૫૬ |
| ૧૦ | શ્રીનાથઘાટ સ્મારક ફંડમા નીચે પ્રમાણે રકમો આવી છે | ૬૪ |
| ૧૧ | શ્રીનાથજયંતીમહોત્સવ મહાપૂજન | ૬૪ |
| ૧૨ | પરચુરણ ભેટ | |


——[ * ]——

## खेदजनक अवसान

**ધોરાજીનિવાસી** ડૉક્ટર લક્ષ્મીશંકર લાલજી વ્યાસ જેઓ પૂજ્યપાદ કૃપાનાથના વયોવૃદ્ધ શિષ્ય હતા, અને કૃપાનાથપ્રતિ અનુજ ભક્તિભાવવાળા હતા, ઉપરાંત ભાગવત અને વેદાંતાદિ પુસ્તકોના પણ ખાસ અભ્યાસી હતા તેમના અવસાનથી આનંદાશ્રમવાસીઓને ખેદ થાય એ સ્વાભાવિક છે તેમના આત્માને પરમશાંતિ મળો એજ શ્રીપ્રભુચરણમાં પ્રાર્થના છે!

કુતિયાણાવાળા શ્રી જેઠાભાઈ રૂગનાથ ભટ્ટ—મુંબઈ—પણ કૃપાનાથના પરમ ભક્ત હતા, તેઓ પણ વૃદ્ધવયે અવસાન પામ્યા છે તેથી સૌ ગુરુબંધુઓને શોક થાય એ સ્વાભાવિક છે તેમના આત્માને પરમશાંતિ મળો એવી પ્રભુચરણમા પ્રાર્થના છે!

——[*]——

जरूरी

**સૂચના**—લેખસંબધી અને માસિક સંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (સૌરાષ્ટ્ર) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક શ્રી મહારાજ્ઞીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લીથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ
માલિક પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ



श्रीदक्षिणामूर्ति नाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।
અર્થાત્–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

॥ श्रीनाथजयंती अंक ॥

વર્ષ ૧૭ મું ] શ્રીનાથજયંતી અંક ભાદ્રપદ સંવત્ ૨૦૦૪ [ અંક ૪ થો

## श्रीमन्नाथभगवान्नी एकाणुंमी जयंती प्रसंगे प्रार्थना

નાથ અમારા પ્રણામ આજ સ્વીકારજો રે,
ચિતિ પ્રકટાવજો રે ... ... ... ચિતિ પ્રકટાવજો રે૦ ટેક

નાથજયંતી એકાણુંમી, યોગજ્ઞાનની એકજ ભૂમિ,
પૂજન વેદવિધિનું આ સ્વીકારજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૧

સામગ્રી સામું ના જોજો, યથાશક્તિ એ છે એ જોજો,
યથામિલિત પણ એ છે, એ મન લાવજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૨

ભાવ અમારો પણ ના જોજો, ભાવશૂન્ય અમ અંતર છે જો:
શરણાગતનું પરિત્રાણ, પરખાવજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૩

નરતનુ ધારી સંકટ સાંખ્યું, બોધવૃત્તિનું વહન વહાવ્યું:
અમ માટે, તો નાથ ન હવે વિચારજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૪

સિદ્ધલોકમાં હે સિદ્ધેશ્વર! અમે નકાર્યો માયાનો ડર,
માયાને વશ મૂક્યા, એ સંભારજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૫

અમ માટે પોતે પણ આવ્યા, અમને માયાથી મૂકાવ્યા;
(પણ) પાછા છોડી ચાલ્યા, તો સંભાળજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૬
બ્રહ્મલોકમાં જે રેળાયાં; બ્રહ્મામૃત તે અમને પાયાં;
પણ પછવાડે રાખ્યાં, તો સંભાળજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૭
યોગચંદ્ર ચમકે તપલોકે, ચમકે અમ ચિત્તે આ લોકે;
ચમત્કાર એવો કરી, આ વિસારજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૮
જનલોકે નૈષ્કર્મ્ય નિહાળ્યું, આ લોકે અમ પાસ પળાવ્યું;
પણ પછવાડે ડગમગતું, સ્થિર સ્થાપજો રે' ... ચિતિ પ્રકટાવજો રે૦ ૯
ધર્મતણી રક્ષા કરવાને, તત્ત્વજ્ઞાન વહેતું કરવાને;
દસ્દ્ર બનાવ્યું પ્રીતે, પણ બળ આપજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૧૦
રાષ્ટ્રવિષે સત્તાધારીઓ, પશ્ચિમની ધારે સરણી;
તે સામે ટકવાને પણ, બળ આપજો રે. ... ચિતિ પ્રકટાવજો રે૦ ૧૧
અમ ચિત્તે ચિતિચંદ્ર ચમકતો, રહે નિરંતર એ ઝગમગતો;
અવશ્ય એવું કરીને, દર્શન આપજો રે ... ચિતિ પ્રકટાવજો રે૦ ૧૨

——[ * ]——

## श्रीनाथवचनामृत

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

अनन्याश्चिन्तयंतो मां ઈ૦ શ્લોકમાં દર્શાપ્રમાણે ઈશ્વરની સાથે નિત્ય અભિયુક્ત થયેલા જનોના યોગક્ષેમનું વહન તેમની ભાવનાનુસાર શ્રીઈશ્વર કરે છે, એમ થવામાં સર્વશક્તિમાન્ ઈશ્વરની સાથે તેમના હૃદયના અભિયુક્તપણારૂપ (દઢ જોડાણરૂપ) પુણ્યજ કારણરૂપ છે.

પ્રારબ્ધ ને વર્તમાનજન્મની શુભભાવનારૂપ તથા શુભકર્મરૂપ પુરુષાર્થ એ બંનેમાં જે બલવાન્ હોય તેનો વિજય થાય છે

જો પ્રતિબંધક પ્રારબ્ધકર્મ વધારે બલવાન્ હોય તો વર્તમાનજન્મમાં શુભભાવનારૂપ ને શુભકર્મરૂપ પુરુષાર્થનું ઇચ્છિત પરિણામ આવતું નથી.

વ્યવહારમાં કષ્ટના પ્રસંગો આવે તેથી જો મનુષ્યને સંસારમાં વૈરાગ્યની પ્રાપ્તિ થાય તો તેને કષ્ટના પ્રસંગો બહુ ઉપકારક થાય છે.

શાસ્ત્રનાં ને મહાપુરુષોનાં વચનોને શ્રદ્ધાપૂર્વક વિચારવાથી ને તેને અનુસરવાથી પરિણામે જીવને સાચી શાંતિ ને સાચું સુખ પ્રાપ્ત થાય છે.

આપત્કાળે ધૈર્ય રાખવું એ સમજુનું કર્તવ્ય છે અધૈર્યથી લાભ નથી પણ હાનિજ છે. (ચાલુ)

# સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનની એકાણુંમી જન્મજયંતી પ્રસંગનું સ્તવન તથા પ્રાર્થના

[ લેખકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

જય શ્રીમન્નાથ મહેશ્વર !

સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનના સ્વરૂપાભિધાનમાં આપ ભગવાનની અભિવ્યક્તિની આજ એકાણુંમી જયંતી છે. તે મંગલપ્રસંગે હે ભગવન્ ! અમે આપ ભગવાનનાં શિશુઓ આપ ભગવાનનું વેદવિધિથી પૂજન નમન આદિ કરીએ છીએ, તેનો અપ્રત્યક્ષ રહ્યા છતાં સાક્ષાત્વત્ સ્વીકાર કરી હે કરુણાનિધાન ! અમારાપ્રતિ અમૃતમયી દૃષ્ટિનો પ્રપાત કરી અમને ભાગ્યશાળી કરવા કૃપા કરશો.

હે અલૌકિક સ્વરૂપવાળા ભગવન્ ! આપ ભગવાનનાં જન્મ તથા કર્મ દિવ્ય હોય છે, તેની ઘટના મનુષ્યની અલ્પબુદ્ધિનો વિષય થઈ શકતી નથી, છતાં તે ઘટનાને પોતાની બુદ્ધિમાં ઊતારી શકનાર મનુષ્યનાં જન્મ તથા કર્મનો નિશ્ચે માટે અંત આવે છે અને હે કરુણાનિધાન ! એ માટે તો આપ ભગવાનના કોઈ સ્વાર્થવિના જન્મ ધારણ કરવાના અને કર્મ કરવાના સંકટ જેવા પ્રસંગને આપ ભગવાન્ પોતાથી અંગીકાર કરવાની કૃપા કરો છો.

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપાભિધાનમાં આપ ભગવાનનું પ્રાકટ્ય પણ અલૌકિક પ્રકારનું હોવાથી ઘણાં અબુદ્ધ જનોની બુદ્ધિમાં કૌતુહલ પેદા કરનારું થયું છે અને પ્રાક્તન સંસ્કારવડે પ્રબુદ્ધ મતિવાળા સજ્જનોને પરમવિશ્રામના ધામભૂત થયું છે એ પ્રત્યક્ષ છે.

આપ ભગવાને, હે સર્વેશ્વર ! આપ ભગવાનનું જીવન સર્વ જનતામાટે લોકભોગ્ય રાખેલું છતાં આપ ભગવાનના પ્રત્યક્ષ દર્શનનો લાભ મેળવવામાં પણ મોટો ભાગ અસમર્થ રહેલો જણાય છે તો પછી આપ ભગવાનના સત્સમાગમનો લાભ મેળવવામાં તો અતિ અલ્પ સંખ્યા ભાગ્યશાળી થઈ છે એમા આશ્ચર્યસરખું નથી અને આપના સ્વરૂપલાભ-પર્યંતનો લાભ મેળવવાથી તો અત્યંત અલ્પસંખ્ય મનુષ્યો ભાગ્યવાન્ થયાં હોય એમાં કોઈ આશ્ચર્ય નથી

આપ ભગવાને કોઈ પણ સ્વાર્થવિના જનતાને તત્ત્વજ્ઞાન અને સ્વધર્મનો બોધ આપી કૃતકૃત્યતાના માર્ગપર ચડાવેલ છે એ જનતાપર આપનો મોટો અનુગ્રહ છે.

જે મહાશય સજ્જનોના પ્રાક્તન સંસ્કારો પણ ભવ્ય હતા, તેઓ તો આપ ભગવાનના એ બોધનો આશ્રય કરી કૃતાર્થતાના અવધિને પામવા પર્યંતના ભાગ્યને વરી ચૂક્યા છે અને અન્ય સજ્જનો એ પંથપર પ્રયાણ કરતાં થઈ ચૂક્યાં છે, જે મદપ્રારબ્ધવાન્ સજ્જનોને આપ ભગવાનનો સાક્ષાત સમાગમ થયા છતાં કૃતાર્થતા દૃષ્ટિગોચર થયેલી નથી તેઓ પણ ક્રમેક્રમે કૃતાર્થ થઈ રહેશે એમાં જરાયે સંશય નથી.

પણ જે મદભાગ્યવાળા સજ્જનોને આપ ભગવાનનો સાક્ષાત્ સમાગમ થવાનો લાભ મળ્યો નથી તેમને વર્તમાન સમયમાં ધર્મમાર્ગપર સ્થિર રહેવું અત્યંત કષ્ટમય બન્યું છે.

રાષ્ટ્રમાં સત્તાધારીઓ પશ્ચિમની સરણીને અનુસરીને રાષ્ટ્રમાં પણ સમાજ વ્યવહારનું નવું ઘડતર કરે છે. તે તેમનું નવું ઘડતર પ્રાચીન પરંપરાવડે ઊતરી આવેલા અને અત્યંત કલ્યાણકર નીવડેલા દાસોપદિષ્ટ ઘણી પ્રણાલિકાઓને પ્રાય છિન્નભિન્ન કરનારું છે.

એમ હોવાથી મમતા વિનાના સજ્જનોનાં મન ઊંચા થવા પામ્યાં છે

પણ હે સર્વજ્ઞ અને સર્વશક્ત સર્વેશ્વર ! એમના મદભાગ્યસામુ નહિ જોતા ધર્મના સંરક્ષણના એકજ હેતુથી આપ ભગવાન્ ઘટતે સમયે ઘટતું કરશો એવી આશામાં દિનનિર્ગમન કરે છે, તેમના પર દયા કરી આપ દયામય ઘટતે સમયે અવશ્ય ઘટતું કરશો એમ અમે માનીએ છીએ

વર્તમાનના આવા વિકટ સમયમા હે નાથ ! આપ ભગવાનને અમારા વ્યવહાર-પ્રકરણનીજ ચિંતા વ્યક્ત કરતા રહેવાનું બને છે એ અમારા મદભાગ્યનું અવલોકન કરતાં અમને ઘણી શરમ લાગે છે, પણ હે દયામય ! હે પરમાત્મન્ ! આપ ભગવાન્ અમારા આત્મા હોઈને અને આત્મારૂપે આપ ભગવાન્ અમારાથી કેવળ અભિન્ન હોવથી અમે અમારી શરમના ભારથી મુક્ત રહીએ છીએ.

જય નાથ !

જય જય

——[ * ]——

॥ ॐ ॥

## ॥ पूज्यपाद आचार्यप्रवर–श्रीमन्नाथसद्गुरुप्रशस्ति ॥

॥ श्रीमानंदाश्रम-चीलखा ( हाल नवागाम ) ॥

——[*]——

ॐ श्रीनैष्ठिकब्रह्मचर्याश्रमस्य । पदवाक्यप्रमाणपारावारपारीण । यमाद्यष्टांग-योगसिद्धयोगीश्वरः । निखिलनिगमागमसारहृदय । तपश्चर्याचरण । सांख्यत्रयमति पादक । सर्वधर्मोत्कृष्टसनातनवैदिकमार्गप्रवर्तक । त्रिविधतापहरयोगमार्गोद्धारकः । वेदांताजविकासक । श्रौतस्मार्तकर्मजीर्णोद्धारक । नवधाभक्तिपोषक । भक्तजन-भवभीतिभंजक । ज्ञानमोक्षसिद्धिदायक । ब्रह्मविद्वरिष्ठ । श्रीअंतर्यामिप्रभुरूप । आचार्यशिरोमणि । पूज्यपादकृपासिंधुसद्गुरुपरमात्मा । श्रीदक्षिणामूर्तिमहेश्वर-स्वरूपः । श्रीमन्नाथभगवान । विजयते विजयते विजयते ॥ जय कृपासिंधो । दीनबंधो । जय ॥ भक्तवत्सल । जय ॥

નોંધ—વિક્રમસંવત્ ૧૯૫૬નું ચાતુર્માસ્ય પૂજ્યપાદ સદ્ગુરુદેવે શ્રીમાન્ લક્ષ્મીદાસ (કાળિદાસ)[1] કરમચંદ ગાંધીના આગ્રહથી રાજકોટમા તેમને ઘેર કર્યું હતું સંવત્ ૧૯૫૬ની ગુરુપૂર્ણિમાનો (આષાઢી પૂર્ણિમાનો) મહોત્સવ ત્યા રાજકોટમા ઉજવાયેલો ચાતુર્માસમાં નિયપ્રતિ ચાલતા વ્યાખ્યાન શ્રવણનો લાભ રાજકોટના સજ્જનોએ લીધેલો ચાતુર્માસ્ય પૂરું થતા સં ૧૯૫૭ની ત્રિપુરી પૂર્ણિમાનો (કાર્તિકી પૂર્ણિમાનો) મહોત્સવ પણ રાજકોટમા શ્રી લક્ષ્મીદાસભાઈને ઘેર પૂજ્યપાદશ્રીના નિવાસસ્થાનમા ઉજવાયો હતો શ્રીમાન્ લાલસિંહભાઈ વકીલે ખાંટવેથી આવીને ને મેં કુતિયાણેથી આવીને એ મહોત્સવમા બીજા જિજ્ઞાસુઓ સાથે પૂજ્યપાદશ્રીના મહાપૂજન

---

૧ વર્તમાન વિશ્વપ્રસિદ્ધ રાજકીય મહાપુરુષ ગાંધીજી મોહનદાસ કરમચંદના મોટા ભાઈ, અને પોરબંદરના માજી દિવાન શ્રીમાન્ કરમચંદભાઈના પુત્ર

આદિનો લાભ લીધેલો તથા કાર્તિકીપૂર્ણિમાપર પોરબંદરથી બ્રહ્મચારી શંભુજીભાઈ[1] પ્રભુશ્રીની સેવામાં ધરવામાટે રૂપાની છડી, ને ચમર લઈ આવેલા,[2] ને પ્રભુસેવામાં ધરવામાં આવ્યાં. મેં છડી લીધી, ને શ્રીમાન્ લાલસિંહભાઇએ ચામર ( ચમર ) લીધું શ્રીગુરુદયાથી થોડી વારમાં પ્રશસ્તિનાં થોડાં સસ્કૃત વાક્યો ગોઠવાઈ ગયાં. સાણંદવાળા પરમ ગુરુભક્ત સદ્ગત શ્રીમાન્ પીતાંબરભાઈ, શ્રીપ્રભુજી સાણંદમાં પધારેલા તે વેળા પ્રશસ્તિ-બોલેલા તેનાં કેટલાંક વચનો થરથાંપરથાં સ્મરણમાં આવતાં તેનો એ ગોઠવણીમા ઉપયોગ થયેલો એવું યાદ આવે છે. આ સેવકને છડી ધારણ કરી, પ્રશસ્તિ બોલીને શ્રીપ્રભુનો મહિમા ગાવાનો ભારે ઉત્સાહ એ વેળા પ્રકટેલો. તે પ્રમાણે થતા મહાપૂજનના મંડપમાંથી શ્રીગુરુપરમાત્માના આચાર્યતરીકેના વિજયની ગર્જના પુન: પુન: થવા લાગી જેના પ્રતિધ્વનિથી ( પડઘાથી ) બહારનું આકાશ પણ ગાજી ઊઠ્યુ, શ્રીગુરુભક્તોને એથી બહુ પ્રસન્નતા ઉપજી શ્રી. લાલસિંહભાઇ હસતે વદને ચમર ઢોળી રહ્યા હતા. આ દાસાનુદાસના હૃદયમાં પણ આનંદના ઓઘ ઊછળ્યા હતા. એ સમયે બોલાયેલી પ્રશસ્તિમાં પાછળથી સુધારોવધારો કરવામાં આવ્યો હતો.

આચાર્યપદના પ્રસિદ્ધ ચિહ્નતરીકે શ્રીગુરુપૂર્ણિમાએ ને શ્રીત્રિપુરીપૂર્ણિમાએ પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજનવેળા એ પ્રમાણે છડીચામર ધરાવવામા આવતા સંવત્ ૧૯૬૩માં " **मुमुक्षुमति श्रीअंतर्यामीना आदेशो** " પ્રસિદ્ધ કરવામાટે પૂજ્યપાદ પ્રભુશ્રીએ આપવા કૃપા કરી તેથી પ્રકટેલા અપૂર્વ આનંદના ઉછાળામાં લખાયેલા " **संबोधन** "માં પૂજ્યપાદ ગુરુદેવની પ્રશસ્તિ ઉપરની પ્રશસ્તિને મળતી હૃદયના આનંદોદ્ગારરૂપે મૂકવામાં આવી છે.

પ્રત્યેક આષાઢી ને કાર્તિકીપૂર્ણિમાના મહોત્સવસમયે નિશ્ચિતપણે તથા બહુધા શ્રીકૃષ્ણજન્માષ્ટમી, શ્રીમહાશિવરાત્રિ આદિ પર્વોને ( તહેવારોને ) દિવસે થતા પૂજ્યપાદ ગુરુદેવના મહાપૂજનસમયે આ સેવકને છડી ધારણ કરી, પ્રશસ્તિ બોલવાનો અખંડ લાભ અદ્યાપિપર્યંત મળ્યો છે. પૂજ્યપાદશ્રીના પ્રવાસમાં પણ કોઈકોઈવાર કપડવંજ આદિ સ્થળે તેવો લાભ પ્રાપ્ત થયો હતો.

મારા મુ મિત્ર સદ્ગત ગુરુભક્તવર્ય શ્રીમાન્ લાલસિંહભાઇએ પણ પોતાના જીવન-પર્યંત પ્રભુશ્રીને ચમર ધરાવવાનો લાભ લીધેલો તેઓ બહુ પ્રવૃત્તિવાળા છતાં પણ પ્રત્યેક મહોત્સવસમયે શ્રીસદ્ગુરુચરણમા આવતા, ને પ્રભુશ્રીને ચમર ઢોળતા. અમારા વંશવારસોને પણ આ પરમપવિત્ર-પરમપાવનકારી સેવાનો લાભ મળે એવી શુભાશા અમે બન્નેએ સેવેલી, અને તે પ્રમાણે શ્રીમાન્ લાલસિંહભાઈના પછી તેમના સુપુત્રો મહોત્સવસમયે પ્રભુશ્રીને ચમર ઢોળવાનો લાભ લે છે.

સંવત્ ૨૦૦૩ના આષાઢ
સુદિ ૭ બુધવાર
સ્થળ: પાવરહાઉસ, ભાવનગર

લિ૦
માણેકલાલ નાનજી ચંદારાણા
( माणिक्यवर्मा )

૧ બહુધા મારવાડભણીના સાચોરા બ્રાહ્મણ. તેઓ પોરબંદરમાં એક નાગર ગૃહસ્થને ત્યાં પ્રથમ રહેલા હતા. એમના નામની એક કોટડી શ્રીશીલપ્રભા-આનંદાશ્રમમાં છે

૨ આ બંને વસ્તુઓ શ્રીમાન્ લક્ષ્મીદાસભાઇએ તૈયાર કરાવેલી હોવી જોઇએ.

તા. ક:—પૂજ્યપાદ સદ્દગુરુદેવે પોતાશ્રીકૃત શ્રીપત્રકલ્પમંજરી નામક પુસ્તકમાં પૃ. ૩૭મે દર્શાવેલ લેખને અનુસરીને નવીન પ્રશસ્તિ ગોઠવી છે તે આ નીચે આપી છે, જે વિશેષ આદરણીય છે.—

## नवीन प्रशस्ति

ॐ श्रीनैष्ठिकब्रह्मचर्याश्रमस्थः। पद्वाक्यप्रमाणपारावारपारीणः। यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाध्यष्टांगयोगपारगः। तपश्चक्रवर्ती। षड्दर्शनस्थापनाचार्य'। सकलपदार्थप्रकाशक'। व्याख्यानसिंहासनाधीश्वरः। सकलनिगमागमसारहृदयः। सांख्यत्रयप्रतिपादक। वैदिकमार्गप्रवर्तकः। सर्वतंत्रस्वतंत्र। भूमंडलाचार्य'। चातुर्वर्ण्यशिक्षक। नास्तिकद्वैतध्वांतकदंबज्ञानमार्तण्डः। बोधाब्जप्रभाकरः। परमधामनिवासी। सच्चिदानंदस्वरूप'। महाराजाधिराजः। परमकारुणिक'। श्रीदक्षिणामूर्तिमहेश्वरस्वरूप। पूज्यपादकृपासिंधुसद्गुरुपरमात्मा। श्रीमन्नाथ भगवान्* विजयते, विजयते, विजयते। जय कृपासिंधो, दीनबंधो जय, भक्तवत्सल जय॥

ઉપરની નવીન શ્રીસદ્દગુરુવર્ય-આચાર્યપ્રશસ્તિ સંવત્ ૨૦૦૩ના કાર્તિકીપૂર્ણિમાના મહાપૂજનમહોત્સવસમયે વર્તમાનપ્રશસ્તિ સાથે બોલવામા આવી હતી, ને ગઈ આષાઢી પૂર્ણિમાના-શ્રીગુરુપૂર્ણિમાના-મહાપૂજનમહોત્સવસમયે શરીરની અશક્તિના કારણે હું શ્રીબ્રહ્મઆનંદાશ્રમમાં જઈ શક્યો નહિ, તેથી ચિ. કેશવલાલે છઠી ધારણ કરીને એ નવી પ્રશસ્તિપ્રમાણે શ્રીગુરુમહિમા ગાયો હતો-શ્રીમદ્દગુરુદેવનો વિજયધ્વનિ કર્યો હતો.

સંવત્ ૨૦૦૩ના આષાઢ વદિ ૧૦<br>રવિવાર સ્થળ-પાવરહાઉસ,<br>ભાવનગર

माणिक्यधर्मा

———[ * ]———

## વાંચવા જેવું

અમદાવાદ—ગુર્જરાતસાહિત્યસભાતરફથી પ્રકટ થયેલી ઈ. સ. ૧૯૪૫-૪૬ની કાર્યવહીમાં કૃપાનાથના જીવનસબંધની પુસ્તિકાઓની સમાલોચના કરવામાં આવી છે તે ખાસ વાંચવાજેવી છે.

અમદાવાદ—સંદેશ કાર્યાલયતરફથી "સત્સંદેશ" નામનું ધાર્મિક માસિક પ્રકટ થાય છે તેના પ્રથમ વિશેષાંકમાં કૃપાનાથના જીવનસબંધી લેખ પ્રકટ થયેલો છે તે પણ ખાસ વાંચવાજેવો છે.

———(∷)———

* श्रीमन्नाथभगवदाचार्यः

# श्रीकार्तिकीपूर्णिमा-त्रिपुरीपूर्णिमा महापूजन

(સ્થળ: શ્રીઆનંદાશ્રમ-નવાગામ પો. બીલખા.)

આવતી કાર્તિકી-શ્રીત્રિપુરીપૂર્ણિમાનો મહાપૂજન મહોત્સવ આ વેળા કાર્તિક સુદ ૧૫ મંગળવાર સં. ૨૦૦૫ તા ૧૬-૧૧-૪૮ના દિવસે થશે.

(આ વખતે આ એકજ દિવસનો મહોત્સવ રહેશે.)

**કાર્તિકસુદિ ૧૫ મંગળવારનું સમયપત્રક**

સવારના ૫ ઉત્થાન-ઉઠવું
૫ થી ૫॥ મુખશુદ્ધિ.
૫॥ થી ૬ પ્રાતઃસ્મરણસ્તોત્રો-સમૂહ પ્રાર્થના આદિ
૬ થી ૯ પ્રાતઃસંધ્યાદિ નિત્યકર્મ.
૯ થી ૯॥ મહાપૂજન તૈયારી.
૯॥ થી ૧૨॥ શ્રીસદ્ગુરુમહાપૂજન, શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૧૪મા અંકનું તથા શ્રીમન્નાથસુબોધમાળાનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમાં વંદન.
૧૨॥ થી ૫॥ માધ્યાહ્ન સ્નાન, સંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ.
સાંજના
૫ થી ૭ વ્યાખ્યાન ને શ્રીઉપદેશગ્રંથાવલિ તથા શ્રીનાથસુબોધમાળાનું વાચન.
૭ થી ૧૦ ગીતાપાઠ, આરતી, સાયંસંધ્યાદિ નિત્યકર્મ, ભજન ધૂન.

**નોંધઃ—આ મહોત્સવમાં આવનારાં બંધુબહેનોએ પોતાના આગમનના સમાચાર કાર્તિકસુદિ ૧૨ સુધીમાં શ્રી વ્યવસ્થાપકને લખી જણાવવા જોઇએ.**

——[ * ]——

## जरूरी विनति

આવતી સં ૨૦૦૫ની કાર્તિકી પૂનેમના મહાપૂજનનો લાભ લેવામાટે શ્રીઆનંદાશ્રમ-નવાગામ (પો. બીલખા)માં આવવાની ઇચ્છા રાખનારા ગુરુબંધુઓ તથા બહેનોને ખાસ કરીને વિનતિઃ—

નામદાર સૌરાષ્ટ્ર સરકાર તરફથી ૫૦થી ઉપરાંત મનુષ્યોને જમાડવા ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે તેથી મહાપૂજનમાં ભાગ લેવા આવનાર બંધુઓ તથા બહેનોમાટે બહુધા ફલાહાર (ફરાળ)ની વ્યવસ્થા રહેશે અન્નના ભોજનની વ્યવસ્થા નહિ બની શકે એમ લાચારીથી જણાવવું પડે છે.

કાર્તિકસુદિ ૧૫ મગળવાર તા. ૧૬-૧૧-૪૮ના બપોરપછી ઉત્સવ પૂર્ણ મનાશે.

---

## श्रीनाथघाट

આશ્વિન સુદિ ૬ ના દિવસે શ્રીમાન્ મગળદાસ કેશવલાલ ભક્ત તથા શ્રીમાન્ મીનોચહેરભાઈ (પારસી ગૃહસ્થ) સાથે શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી શ્રીનાથઘાટનું ચાલતું કામ જોવા માટે ગયા હતા. શ્રી. મીનોચહેરભાઈએ એવી સૂચના કરી કે ભલે વધારે ખર્ચ થાય, પણ પુષ્કળ જળ કુંડમાં આવે ત્યાં સુધી ઊંડુ ખોદાણ કરવું જોઇએ

શ્રીનાથઘાટનું કાર્ય થોડા દિવસમાં પૂર્ણ થશે. કુંડનું વિશેષ ખોદાણકામ દ્રવ્યના અભાવે હમણાં બંધ રહેશે.

——[ * ]——

॥ ॐ ॥

## श्रीथीलखा आनंदाश्रममां चालता श्रीदक्षिणामूर्ति संस्कृत

| અનુક્રમ | વિદ્યાર્થીનું નામ | કેવા બ્રાહ્મણ? | ક્યાંના રહીશ? | કઈ પરીક્ષા પાસ કરી? |
|---|---|---|---|---|
| ૧ | હિમતલાલ હરિપ્રસાદ | ઉદીચ્ય બ્રાહ્મણ | ત્રાપજ | પરીક્ષા આપી નથી |
| ૨ | લાધારામ લખ્માશંકર | ઉનેવાળ બ્રા. | કોડીનાર | ,, |
| ૩ | હરદત્ત રેવાશંકર | ઉદીચ્ય બ્રા. | મોરાણા | કલકત્તા ન્યા. પ્રથમા તથા મધ્યમા વેદાંત પ્રથમાનવ્ય-ન્યા. પ્રથમા |
| ૪ | જયશંકર મથારામ | શ્રીગૌડ બ્રા. | મેંદરડા | કલકત્તા વ્યા. પ્રથમા |
| ૫ | મંગળજી ઉદ્ધવજી | ,, | દાત્રાણા | પરીક્ષા આપી નથી |
| ૬ | પ્રેમજી જાદવજી | ઉદીચ્ય બ્રા. | બગસરા | કલકત્તા કાવ્ય તથા વ્યા. પ્રથમા |
| ૭ | પ્રભાશંકર નાનજી | ,, | વડિયા | કલકત્તા સાહિત્ય તથા વ્યા. પ્રથમા |
| ૮ | દયાશંકર પ્રાણજીવન | ,, | મેંદરડા | પરીક્ષા આપી નથી |
| ૯ | માધવજી પ્રાણશંકર | ,, | કચારિયા | ,, |
| ૧૦ | શંકરલાલ દેવશંકર | ,, | રાજપર | કલકત્તા વ્યા. પ્રથમા |
| ૧૧ | પ્રભાશંકર લાલજી | ,, | વાસાવડ | કલકત્તા વેદપ્રથમા |
| ૧૨ | ભગવાનજી રણછોડ | પ્રશ્નોરા બ્રા. | બીલખા | પરીક્ષા આપી નથી |
| ૧૩ | લક્ષ્મીશંકર રેવાશંકર | સારસ્વત બ્રા. | ,, | ,, |
| ૧૪ | કેશવલાલ કલ્યાણજી | ,, | કુતિયાણા | ,, |

## વિદ્યાલયમાં અધ્યયન કરી ગયેલા વિદ્યાર્થીઓનું પત્રક

| બીજો શો અભ્યાસ કર્યો? | વર્તમાનમાં ક્યાં રહી શો ધંધો કરે છે? | કેવી સ્થિતિ પ્રાપ્ત કરી? |
|---|---|---|
| ભાગવતાદિ પુરાણ-કર્મકાણ્ડના ગ્રંથો તથા પંચદશી, વિચારસાગર અને પૂજ્યપાદશ્રીના ગ્રંથો | સોજીત્રામાં આચાર્યપદે ઉપદેશક તરીકે કામ કરે છે | નૈષ્ઠિક બ્રહ્મચારી રહી સારી સ્થિતિ પ્રાપ્ત કરી છે. |
| ભાગવતાદિ પુરાણ જ્યોતિષ, કર્મકાણ્ડના તથા પૂજ્યપાદશ્રીના ગ્રંથો | અમરેલીમાં રહી વડોદરા સ્ટેટ તરફથી ઉપદેશક તથા અંગ્રેજી સ્કૂલમાં સંસ્કૃત વિભાગના શિક્ષક | ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી છે |
| સાહિત્યગ્રંથો તથા પૂજ્યપાદશ્રીનાં ગ્રંથો | મોજીદડમાં ઉપદેશક તરીકે કામ કરે છે. | ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી છે. |
| કર્મકાણ્ડ તથા પુરાણ અને જ્યોતિષ્ | અમદાવાદમા ઉપદેશક તરીકે કામ કરે છે. | ,, |
| શ્રીમદ્ભાગવત તથા કર્મકાણ્ડ આદિ | વિશ્વમંગલના તંત્રી તરીકે કામ કરે છે | ,, |
| ભાગવત, જ્યોતિષ્ તથા કર્મકાણ્ડના ગ્રંથો | બગસરામાં પુરાણવૃત્તિ તથા યજમાનવૃત્તિ કરે છે | ,, |
| ,, | વડીઆમાં પુરાણવૃત્તિ તથા વડીઆ સ્ટેટ સં. પાઠશાળાના અધ્યાપક, જ્યોતિષ્ વૃત્તિ | ,, |
| કર્મકાણ્ડ, જ્યોતિષાદિ | રાજકોટમાં રહી જ્યોતિષનું કામ તથા કર્મકાણ્ડવૃત્તિ | ,, |
| પંચદશીઆદિ વેદાન્ત ગ્રંથો તથા પૂજ્યપાદશ્રીના ગ્રંથો, ઇંગ્રેજી અભ્યાસ મેટ્રિક સુધીનો | ધ્રાંગધ્રામાં દિવાન સાહેબના શિરસ્તેદાર. | ,, |
| સંહિતા તથા કર્મકાણ્ડના ગ્રંથો | વઢવાણમાં કર્મકાણ્ડવૃત્તિ કરે છે. | ,, |
| કર્મકાણ્ડ તથા સામાન્ય જ્યોતિષ્ | વાંસાવડમાં વૈદકનું કામ કરે છે. | ,, |
| સંહિતા, સામાન્ય વ્યાકરણ તથા કર્મકાણ્ડ | ઉનામાં વૈદુ કરે છે | ,, |
| ભાગવત, કર્મકાણ્ડ વગેરે | બીલખામાં યજમાનવૃત્તિ તથા ગુજરાતી સ્કૂલમાં શિક્ષક | મધ્યમ સ્થિતિ પ્રાપ્ત કરી છે. |
| સામાન્ય વ્યાકરણ, જ્યોતિષ્ તથા કર્મકાણ્ડ | કુતિયાણામા યજમાનવૃત્તિ કરે છે. | ,, |



| અનુક્રમ | વિદ્યાર્થીનું નામ | કેવા બ્રાહ્મણ ? | ક્યાના રહીશ ? | કઈ પરીક્ષા પાસ કરી ? |
|---|---|---|---|---|
| ૧૫ | પુરુષોત્તમ લક્ષ્મીરામ | રાજ્યગુરુ બ્રા. | રાજકોટ | કલકત્તા વ્યા તથા કાવ્ય. પ્રથમા |
| ૧૬ | દિનકરરાય સોમેશ્વર | શ્રીગૌડ બ્રા. | વડિયા | પરીક્ષા આપી નથી |
| ૧૭ | ફૂલશંકર લક્ષ્મીશંકર | ઉદીચ્ય બ્રા. | મોટા આંકડિયા | " |
| ૧૮ | જ્યેષ્ઠાલાલ રામકૃષ્ણ | " | હળવદ | કલકત્તા વ્યા. પ્રથમા |
| ૧૯ | મોહનલાલ ગંગારામ | ત્રવાડી મેવાડા બ્રાહ્મણ | સાપર | કાશી વ્યા. પ્રથમા |
| ૨૦ | ઓધવજી મૂલશંકર | " | બગસરા | પરીક્ષા આપી નથી |
| ૨૧ | મણિશંકર ઇચ્છારામ | ઉદીચ્ય બ્રા. | મોજીદડ | " |
| ૨૨ | જીવનલાલ મોહનલાલ | " | માણાવદર | " |
| ૨૩ | પ્રાણશંકર ભીમશંકર | " | મોજીદડ | " |
| ૨૪ | વ્રજલાલ શામજી | શ્રીગૌડ બ્રા. | વડાળા | " |
| ૨૫ | પ્રાગજી રેવાશંકર | ઉદીચ્ય બ્રા | ત્રાપજ | " |
| ૨૬ | વામનરાય ગિરિજાશંકર | પ્રશ્નોરા બ્રા. | ભોળાદ | " |
| ૨૭ | જગજીવન વત્સરાજ | રાજ્યગુરુ બ્રા. | ભડલી | " |
| ૨૮ | હીરાલાલ રેવાશંકર | ઉદીચ્ય બ્રા. | મેરાણા | " |
| ૨૯ | ચુનીલાલ રામકૃષ્ણ | " | હળવદ | કાશી વ્યા. પ્રથમા તથા કલકત્તા સાહિત્ય પ્રથમા |
| ૩૦ | જયંતિલાલ મગનલાલ | " | લીંબડી | પરીક્ષા આપી નથી |
| ૩૧ | જયંતિલાલ ત્રિભુવન | " | સરધાર | " |
| ૩૨ | વાસુદેવ કામતાપ્રસાદ | કાન્યકુબ્જ | મુસાનગર | " |
| ૩૩ | લક્ષ્મીશંકર નરભેરામ | ઉદીચ્ય બ્રા | મોટા દેવડિયા | " |
| ૩૪ | ગોપાળજી ગૌરીશંકર | " | ઈંગોરાળા | " |
| ૩૫ | નાનાલાલ દામોદર | ખેડાવાળ બ્રા | મોટા લીલિયા | " |

| બીજો શો અભ્યાસ કર્યો | વર્તમાનમા ક્યા રહી શો ધંધો કરે છે | કેવી સ્થિતિ પ્રાપ્ત કરી |
|---|---|---|
| કર્મકાણ્ડ તથા સામાન્ય જ્યોતિષ્ | અમદાવાદમાં કથાકાર તથા યજમાનવૃત્તિ. | ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી છે. |
| સામાન્ય વ્યાકરણ | ગુજરાતી નિશાળમાં શિક્ષક | મધ્યમ સ્થિતિ પ્રાપ્ત કરી છે. |
| શ્રી ભાગવત | મુમબઈમાં કથાકાર તરીકે કામ કરે છે | ઉત્તમ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કરી છે |
| સામાન્ય જ્યોતિષ તથા કર્મકાણ્ડ | કરાચીમા જ્યોતિષ્ તથા કર્મ-કાણ્ડવૃત્તિ | મધ્યમ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કરી છે. |
| સામાન્ય કર્મકાણ્ડના ગ્રંથો | સાપરમાં યજમાનવૃત્તિ. | ,, |
| સામાન્ય વ્યાકરણ તથા નિત્યકર્મ | બગસરામાં યજમાનવૃત્તિ. | ,, |
| સામાન્ય વ્યાકરણ તથા કર્મકાણ્ડ | મોરબીકમા યજમાનવૃત્તિ | સાધારણ સ્થિતિ પ્રાપ્ત કરી છે. |
| સામાન્ય વ્યા. તથા કર્મકાંડ | માણાવદરમાં યજમાનવૃત્તિ. | ,, |
| ભાગવત તથા કર્મકાંડ | કરાચીમા બ્રાહ્મણવૃત્તિ | સ્થિતિ ઠીક છે |
| સામાન્ય વ્યા. તથા કર્મકાંડ | વઢાળામાં યજમાનવૃત્તિ સાથે વેપાર કરે છે | સ્થિતિ મધ્યમ પ્રાપ્તકરી છે. |
| ,, | મુમ્બઈમાં વેપાર કરે છે. | સ્થિતિ સારી પ્રાપ્ત કરી છે. |
| ,, | બોટાદમાં નોકરી કરે છે | ,, |
| ,, | ભડલીમાં બ્રહ્મચારી સ્થિતિમાં પ્રભુભજન. | ,, |
| ,, | બાલંભામાં યજમાનવૃત્તિ કરે છે. | ,, |
| કર્મકાંડના ગ્રંથો તથા સામાન્ય જ્યોતિષ્ | કરાંચીમાં કથાવાર્તા તથા કર્મકાંડવૃત્તિ. | ,, |
| કર્મકાંડના ગ્રંથો તથા મન્ત્રસંહિતા | લીંબડીમાં શુક્લવૃત્તિ. | ,, |
| ,, | જસદણમાં યજમાનવૃત્તિ. | ,, |
| ન્યાય તથા સાહિત્યના ગ્રંથો | અમદાવાદ આદિ સ્થળે ઉપદેશક. | ,, |
| સામાન્ય વ્યાકરણ તથા કર્મકાંડ | દેવડિયામા વૈદુ કરે છે. | ,, |
| ભાગવત, કર્મકાંડ તથા જ્યોતિષ્ | અમરેલીમાં કથાકારવૃત્તિ તથા યજમાનવૃત્તિ. | ,, |
| સામાન્ય વ્યા. તથા કર્મકાંડ | યજમાનવૃત્તિ તથા ગુજરાતી સ્કુલમાં શિક્ષકનું કામ કરે છે. | ,, |

| નંબર | વિદ્યાર્થીનું નામ | કેવા બ્રાહ્મણ ? | ક્યાંના રહીશ ? | કઇ પરીક્ષા પાસ કરી ? |
|---|---|---|---|---|
| ૩૬ | મણિશંકર ડાહ્યાભાઈ | સારસ્વત બ્રા. | રાજકોટ | પરીક્ષા આપી નથી |
| ૩૭ | લાભશંકર મોતીલાલ | ઉદીચ્ય બ્રા. | સનાડિયા | " |
| ૩૮ | મંજલાલ રવિશંકર | ત્રવાડી મેવાડા બ્રાહ્મણ | આલા | " |
| ૩૯ | શાંતિલાલ દેવશંકર | ઉદીચ્ય બ્રા. | ઢાંક | " |
| ૪૦ | ધનરવામ મૂલશંકર | સોમપરા બ્રા | પ્રભાસપાટણ | કલકત્તા બ્યા પ્રથમા |
| ૪૧ | જગદીશ મૂલશંકર | " | " | પરીક્ષા આપી નથી |
| ૪૨ | ચંપકલાલ કાશીરામ | સારસ્વત બ્રા. | જેતપુર | " |
| ૪૩ | બલવંતરાય કાનજી | ખેડાવાળ બ્રા | લીલિયા | કાશી બ્યા. પ્રથમા કલકત્તા કાવ્ય પ્રથમા |
| ૪૪ | કાંતિલાલ અમૃતલાલ | સારસ્વત બ્રા | રાજકોટ | " |
| ૪૫ | લાધાશંકર પ્રાણજીવન | " | માધવપુર | પરીક્ષા આપી નથી |
| ૪૬ | જયંતિલાલ ભાઈશંકર | ગિરનારા બ્રા | " | " |
| ૪૭ | પ્રાણશંકર પ્રભાશંકર | ઉદીચ્ય બ્રા | ચાંપરડા | " |
| ૪૮ | દલપતરામ મહાશંકર | " | બલગામ | " |
| ૪૯ | નારણજી ત્રિભોવન | ખેડાવાળ બ્રા | આબા | " |
| ૫૦ | હરિલાલ જીવન | શ્રીગોડ બ્રા. | ઇશરા | " |
| ૫૧ | મૂળશંકર ભોવાનીશંકર | ઉદીચ્ય બ્રા. | જસદણ | " |
| ૫૨ | હરગોવિંદ તુલસી | ઉનેવાળ બ્રા | આલીદર | " |
| ૫૩ | વાસુદેવ મણિશંકર | " | દેલવાડા | " |
| ૫૪ | લાભશંકર ટીડાભાઈ | ઉદીચ્ય બ્રા. | સારસિયા | " |
| ૫૫ | કરૂણાશંકર ચુનિલાલ | ઉનેવાળ બ્રા. | સીમર | " |

| બીજો શો અભ્યાસ કર્યો ? | વર્તમાનમાં ક્યા રહી શો ધધો કરે છે | કેવી સ્થિતિ પ્રાપ્ત કરી |
|---|---|---|
| સામાન્ય વ્યા. તથા કર્મકાંડ | નાશિકમાં યજમાનવૃત્તિ કરે છે. | સ્થિતિ સારી પ્રાપ્ત કરી છે. |
| " | લીલીયામાં સંસ્કૃત શિક્ષક તથા વૈદુ કરે છે. | " |
| " | ખાભામા યજમાનવૃત્તિ કરે છે. | " |
| " | ઢાંકમાં યજમાનવૃત્તિ કરે છે | " |
| સિદ્ધાંતકૌમુદી તથા શબ્દેન્દુશેખરાદિ | પ્રભાસપાટણમાં યજમાનવૃત્તિ કરે છે. | " |
| સામાન્ય વ્યા તથા કર્મકાંડ | " | " |
| સામાન્ય વ્યા. તથા કર્મકાંડ | જેતપુરમાં યજમાનવૃત્તિ કરે છે. | " |
| સામાન્ય કર્મકાંડના ગ્રથો | મુંબઇમાં વેપાર કરે છે | " સ્થિતિ સાધારણ પ્રાપ્ત કરી છે. |
| સામાન્ય કર્મકાંડના ગ્રથો | રાજકોટમાં જ્યોતિષ્ તથા યજમાનવૃત્તિ કરે છે | સ્થિતિ સારી પ્રાપ્ત કરી છે. |
| સામાન્ય વ્યાકરણ તથા કર્મકાંડ | માધવપુરમા યજમાનવૃતિ કરે છે | " |
| " | " | " |
| ભાગવત તથા કર્મકાંડ તથા સામાન્ય વ્યાકરણ | મુબઇમાં બ્રાહ્મણવૃત્તિ કરે છે | " |
| ભાગવત | મુબઇમાં કથાકાર તરીકે કામ કરે છે | " |
| ભાગવત, કર્મકાંડ | આંબામાં કથાકાર તરીકે કામ કરે છે | " |
| સામાન્ય વ્યા. તથા કર્મકાડ | ખડીયામાં યજમાનવૃત્તિ કરે છે | " |
| " | જસદણમા યજમાનવૃત્તિ કરે છે | " |
| વ્યાકરણ તથા મત્રસહિતાદિ કર્મકાંડ | આલીદરમાં યજમાનવૃત્તિ કરે છે | સ્થિતિ સાધારણ ઠીક પ્રાપ્ત કરી છે |
| સામાન્ય વ્યા તથા કર્મકાંડના ગ્રથો | અમદાવાદમાં નોકરી છે. | સ્થિતિ સારી પ્રાપ્ત કરી છે |
| ભાગવત તથા મત્રસહિતાદિ કર્મકાંડના ગ્રથો | સરસીયામાં રહી કથાકાર તરીકે કામ કરે છે. | " |
| સામાન્ય વ્યા રઘ્રીઆદિ | સીમરમા યજમાનવૃત્તિ કરે છે | " |

| અનુક્રમ | વિદ્યાર્થીનું નામ | કેવા બ્રાહ્મણ ? | ક્યાંના રહીશ ? | કઇ પરીક્ષા પાસ કરી ? |
|---|---|---|---|---|
| ૫૬ | નવલશંકર જટાશંકર | શ્રીગોડ બ્રા. | સાંખડાવદર | પરીક્ષા નથી આપી |
| ૫૭ | તુલજાશંકર પોપટલાલ | ,, | પાંચપીપળા | ,, |
| ૫૮ | મુકુટરાય જગજીવન | ઉદીચ્ય બ્રા. | જસદણ | ,, |
| ૫૯ | મણિશંકર લાલજી | ,, | ગોંડલ | ,, |
| ૬૦ | પ્રભાશંકર મગનલાલ | ,, | ગલસાણા | ,, |
| ૬૧ | શાંતિલાલ ઓધવજી | ખેડાવાળ બ્રા. | મોટાઆંકડીયા | ,, |
| ૬૨ | જગજીવન મોનજી | શ્રીગોડ બ્રા. | અમરાપુર (ગીર) | ,, |
| ૬૩ | પોપટલાલ પ્રેમજી | ઉદીચ્ય બ્રા. | નાગલખડા | ,, |
| ૬૪ | જીવનલાલ અમૃતલાલ | ખેડાવાળા બ્રા. | બરડીયા | ,, |
| ૬૫ | મગનલાલ લાલજી | ઉદીચ્ય બ્રા. | પ્રાચી | ,, |
| ૬૬ | છગનલાલ નરભેરામ | ,, | પ્રાંસા | ,, |
| ૬૭ | ગિરજાશંકર પ્રભાશંકર | ,, | જુનાગઢ | ,, |
| ૬૮ | પુંજાશંકર ઉમિયાશંકર | ,, | કેયારિયા | ,, |
| ૬૯ | હરિલાલ નરભેરામ | ,, | ગોંડલ | ,, |
| ૭૦ | વિશ્વનાથ હરિશંકર | ખેડાવાળ બ્રા. | બાબાપુર | ,, |
| ૭૧ | વસનજી ત્રિકમજી | ઉદીચ્ય બ્રા. | બાલાપર | ,, |
| ૭૨ | પ્રાણજીવન જટાશંકર | ,, | નવાગામ | ,, |

| બીજો શો અભ્યાસ કર્યો ? | વર્તમાનમાં ક્યાં રહી શો ધંધો કરે છે ? | કેવી સ્થિતિ પ્રાપ્ત કરી ? |
|---|---|---|
| ભાગવત તથા કર્મકાંડના ગ્રંથો | સાંખડાવદરમાં કથાકાર તરીકે ઉપદેશ કરે છે. | સ્થિતિ સારી પ્રાપ્ત કરી છે. |
| સામાન્ય વ્યા. તથા રુદ્રીઆદિ | પોતાના વતનમાં શિક્ષક તરીકે કામ કરે છે. | સ્થિતિ સાધારણ ઠીક પ્રાપ્ત કરી છે. |
| ,, | કાશીમાં અભ્યાસ કરે છે. | ,, |
| સામાન્ય વ્યાકરણ તથા કર્મકાંડના ગ્રંથો | ગોંડલમાં યજમાનવૃત્તિ કહે છે. | ,, |
| વ્યાકરણું ભાગવતાદિ | વઢવાણમાં યજમાનવૃત્તિ કરે છે | સ્થિતિ ઘણી સારી પ્રાપ્ત કરી છે. |
| સામાન્ય વ્યા. તથા રુદ્રીઆદિ | પોતાના વતનમાં ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. | ,, |
| સામાન્ય વ્યા. ભાગવત તથા કર્મકાંડ આદિ | અમરાપુરમાં યજમાનવૃત્તિ. | સ્થિતિ સાધારણ ઠીક પ્રાપ્ત કરી છે. |
| ,, | નાગલખડામાં યજમાનવૃત્તિ તથા જ્યોતિષવૃત્તિ. | ,, |
| ,, | ખરડીયામાં યજમાનવૃત્તિ કરે છે | ,, |
| ,, | પ્રાચીમાં યજમાનવૃત્તિ કરે છે. | સ્થિતિ સારી પ્રાપ્ત કરી છે. |
| ,, | કાકામાં યજમાનવૃત્તિ કરે છે. | ,, |
| સામાન્ય વ્યા. કર્મકાંડ | જામનગરમાં અભ્યાસ કરે છે. | સ્થિતિ ઠીક પ્રાપ્ત કરી છે. |
| ,, | જામનગરમાં અભ્યાસ કરે છે. | ,, |
| ,, | ,, | ,, |
| સામાન્ય વ્યા. કર્મકાંડ | અમરેલીમાં અભ્યાસ કરે છે તથા શિક્ષક તરીકે કામ કરે છે. | ,, |
| લઘુકૌમુદી ભાગવત કર્મકાંડ આદિ | બાલાપરમાં યજમાનવૃત્તિ કરે છે | સ્થિતિ સારી પ્રાપ્ત કરી છે |
| સામાન્ય વ્યાકરણ કર્મકાંડ ભાગવત | હિંમતનગરમાં શિક્ષક તથા સ્ટેટમાં પૂજાપાઠ | ,, |

Reg. No B. 3087.

સને ૧૯૪૮ તા. ૧૫ ઓકટોબર

૦-૮-૦ શ્રી. નટવરસિંહ રૂપસિંહ
૧-૦-૦ ,, તનુભાઇ પરમાર
૦-૫-૦ ,, દીક્ષિત હરજીવન છગનલાલ
૦-૮-૦ ,, મનુભાઇ રાણા
૧-૦-૦ સૌ. જયંતીબેન ચંદારાણા
૧-૦-૦ ગ. સ્વ. અવલબેન
૦-૮-૦ શ્રી. અરૂણસિંહ પ્રતાપસિંહ

---

૨૭-૧૩-૦ હા. શ્રી રૂપસિંહજી રાણા

× × × × ×

૦-૫-૦ શ્રી અંબાશંકર નાનજી જોશી શ્રાવણમાસપૂજનનિમિત્તે ભેટ
૦-૪-૦ શ્રી કરશનદાસ હરજી

( શ્રાવણ વદિ ૩૦ સુધીના )

જુનાગઢમાં શ્રીમાન્ પોપટલાલ તારાચંદ વકીલને શ્રીકૃષ્ણ જન્માષ્ટમીના દિવસે મહાપૂજન

૧-૪-૦ શ્રી પોપટલાલ તારાચંદ વકીલ
૦-૪-૦ ,, જટાશંકર હીરજી
૦-૨-૦ પરચુરણ
૧-૦-૦ શ્રી કરણસિંહજી લાલસિંહજી
૧-૦-૦ ,, ટોકરશી ગોવિંદજી
૦-૪-૦ ,, વીરસિંહ કલ્યાણસિંહ
૦-૪-૦ ,, લાલજી જીણાભાઇ
૦-૪-૦ ,, વાસુદેવ લાલજી
૦-૮-૦ ,, જગજીવનદાસ વિઠ્ઠલદાસ
૦-૮-૦ ,, મોરારજીભાઇ
૦-૮-૦ ,, ભાનુલાલ પોપટલાલ વકીલ
૦-૪-૦ બેન વિમળાબેન ભાનુલાલ
૦-૨-૦ શ્રી. નવીનપ્રસાદ જયાપ્રસાદ
૦-૮-૦ ,, ઇશ્વરલાલ પોપટલાલ
૦-૨-૦ બેન બેબી વીરસિંહ

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(સૌરાષ્ટ્ર) તરફથી પ્રગટ થતું માસિક ધાર્મિક પત્ર
આનંદાશ્રમ
P. O. Bilkha (Saurashtra-India)
શ્રી

૧-૦-૦ શ્રી. કેશવજી જીણાભાઇ
૦-૪-૦ ,, મોરારજી લાલજી
૦-૮-૦ ,, જમનાદાસ કેશવજી
૦-૪-૦ ,, ચંદુલાલ મોરારજી
૧-૦-૦ ,, જયચંદ બહેચર વકીલ
૧-૦-૦ ,, મગનલાલ માધવજી
૦-૨-૦ ,, નટવરલાલ વસંતરાય
૦-૨-૦ ,, મધુ વસંતરાય
૦-૨-૦ ,, મુકુંદરાય વસંતરાય
૦-૨-૦ બેન બેબી વસંતરાય

---

૧૧-૬-૦ હા. શ્રીમાન્ પોપટલાલ તારાચંદ વકીલ

[*]

વર્ષ ૧૭ મુ

આશ્વિન

અંક ૫

સંવત્ ૨૦૦૪

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો બીલખા

प्रशान्तेः परिवाहोऽयम् श्रीमन्नाथप्रभुलाश्रमे ।
प्रशान्तवाहितावृत्तेर्यस्मिन् मज्जन्ति योगिनः ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના આનંદાશ્રમમાં સર્વત્ર વહી રહેલો પ્રશાંતિનો આ પ્રવાહ, જેમાં યોગીઓ આશીખ સ્નાન કરે છે તે પ્રશાંતવાહિતાવૃત્તિની પ્રશાંતિનો છે

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | પ્રભુપ્રાર્થના. | ૬૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૬૬ |
| ૩ | યોગસૂત્રો. | ૬૭ |
| ૪ | સત્કાર્ય. | ૭૦ |
| ૫ | શ્રી શ્રી ૧૦૮ના સબંધમા પ્રત્યુત્તર | ૭૧ |
| ૬ | અવતરણ | ૭૨ |
| ૭ | શ્રીનાથસુબોધમાળા. | ૭૪ |
| ૮ | શ્રીમન્નાથજયંતીમહોત્સવ. | ૭૫ |
| ૯ | શ્રીમન્નાથપ્રભુશ્રીનો ૭૧ મો જયંતીમહોત્સવ-પોરબંદર. | ૭૮ |

——[ * ]——

## સુધારો

ગતાંકમાં નીચે પ્રમાણે સુધારો કરીને વાચવાનું છે.—

પૃષ્ઠ ૫૦ લીટી ૬ ઠ્ઠીમા 'આ વિસારજો રે' ને બદલે આ 'વિસરાવજો રે'.

પૃષ્ઠ ૫૦ મે લીટી ૧૧મી 'સરણી'ને બદલે 'સરણીઓ'.

પૃષ્ઠ ૫૧ મું છેલ્લી લીટીમા 'પ્રણાલિકાઓને' બદલે 'પ્રણાલિકાઓ'.

પૃષ્ઠ ૫૩ મુ લીટી ૧૦મી 'પડવાથી' ને બદલે 'પડધાથી'

——[*]——

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિક સંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (સૌરાષ્ટ્ર) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક: શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લીથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.




श्रीदक्षिणामूर्ति नाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૭ મું ] આશ્વિન સંવત્ ૨૦૦૪ [ અંક ૫ મો

## પ્રભુપ્રાર્થના

રાગ ધોળ

( શ્રીમતી મણિબેન જોરાવરનગરવાળાંએ જયંતી મહોત્સવપર ગાયેલું ભજન )

દિન દિન વધે ઉર પ્રિત, એવી દ્યો ભક્તિ;
તેમાંજ રહે મુજ ચિત્ત, એવી દ્યો ભક્તિ.
આપ સ્વરૂપ હું જીવન જાણું, સાચો આણું પ્રેમ રે;
રહે અહોનિશ આંખો આગળ, ક્ષણે ન વિસરે તેમ. એવી૦ ૧
આપનું પ્યારૂં નામજ લેતાં, ઉરે ઉમળકા આવે રે;
ખાનપાન કે ભોગ જગતના, તવ કીર્તન વિસરાવે રે. એવી૦ ૨
ધ્યાન વિષે દેખાય દિવ્ય તનુ, મનમાં હર્ષ ન માય રે,
રોમ રોમ આનંદ રહો, પણ સ્વપ્ને એ સુખ થાય એવી૦ ૩
જગતનાં સુખ દુ:ખદાયક લાગે, ગુરુનાં સુખની પાસ રે;
દિન દિન ગુરુની ભક્તિ વધે, વિધવિધ અનુભવ વાધે. એવી૦ ૪
અહીં રહેવું રહેવું વૈકુંઠે, ફેર ન કશો જણાય રે;
મરવાથી બેપરવા થઈ, જીવ આપનો થઈ જાય. એવી૦ ૫

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

પરમાત્મા સર્વદા તમારા મનોરૂપ માનસસરોવરમાં હંસરૂપે વિરાજમાન છે. લેશ પણ દૂર નથી, એમ સમજી મનને તેમના સ્વરૂપમાં જોડી પરમાનંદ યુક્ત રહેવું.

" જન અપરાધ પ્રભુ ગિને ન કાઉ, દીનબંધુ અતિ મૃદુલ સુભાઉ. " આ વચનમાં કહ્યા પ્રમાણે પ્રણતપાળ પ્રભુનો સ્વભાવ હોય છે એમ જાણી ભક્ત પ્રસન્ન રહે છે.

ધંધામાં કંટાળવું નહિ, ઉત્સાહ રાખી સાવધાનતાપૂર્વક તે કરવો. સર્વમાં સમભાવ રાખવાનો સ્વભાવ પાડવો, ને સવારસાંજ ચિત્તનો નિરોધ પણ કરવો.

ભવિષ્યની ચિંતા ન કરતાં વિવેકપૂર્વક પ્રાપ્તવ્યવહાર કરવો.

જનસંગમાં નિર્લેપ રહેવાનો સ્વભાવ પાડવો, ને વિવેકવડે મનની નિર્બળતા દૂર કરવી.

ભક્તિને વિશેષ દૃઢ કરવાથી ધ્યાનમાં ઈષ્ટ દેવનાં દર્શન થયા કરશે. સતત ધ્યાનજેવી મનોવૃત્તિ રાખવાથી અભ્યાસનો વેળાસર પરિપાક થઇ તે સિદ્ધ થશે.

પવિત્ર વિચાર અને આચાર રાખી સાવધાનતા તથા ભક્તિથી પ્રણતપાળ પ્રભુમાં મન જોડતા રહેશો તો દુ:ખ વેળાસર દૂર થઈ જશે.

હિરણ્યગર્ભનો અર્થ કાર્યબ્રહ્મ થાય છે. પુરાણમાં તેમને બ્રહ્મા કહે છે. તે સર્વ સૂક્ષ્મપ્રપંચના અભિમાની છતાં સત્યલોકમાં તેમની સ્થિતિ છે. જેમ જીવ સર્વ શરીરમાં વ્યાપક છતાં પણ તેની ઉપલબ્ધિ હૃદયમાં થાય છે તેમ હિરણ્યગર્ભ સર્વ સૂક્ષ્મશરીરમાં વ્યાપક છતાં પણ ઉપાસકોને તેમની ઉપલબ્ધિ સત્યલોકમાં થાય છે. અપંચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ સર્વ સૂક્ષ્મશરીરો છે તે સર્વ સૂક્ષ્મશરીરોના અભિમાની સૂત્રાત્મા કહેવાય છે. અવિદ્યા તો જીવનું કારણશરીર છે. વિશ્વોના વિરાટ્‌થી અભેદ છે પંચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ સર્વ સ્થૂળ પ્રપંચના તે અભિમાની છે.

જેમ સ્થૂલશરીરવાળાં પ્રાણીઓ રહી શકે એવા સર્વ ગોળો ને તેની વચ્ચેનો જે સર્વ પ્રદેશ છે તેનાથી દશગણું મોટું પૃથિવીમંડળ છે. પુરાણમાં તેનો વિસ્તાર પચાસ કરોડ યોજનનો ગણાય છે સૂક્ષ્મભૂતો, મનુષ્યોની દૃષ્ટિનો વિષય નથી પૃથિવીમંડળના દશમા ભાગની મધ્યમાં આપણી પૃથિવી જેવાં ચૌદ ભુવનો કલ્પ્યાં છે, પૃથિવીની ચઢીઆતી સ્થિતિનાં છ, ને સાત પૃથિવીથી ઊતરતી સ્થિતિનાં. એ સર્વની પ્રતીતિ સામાન્ય મનુષ્યોને થઈ શકે નહિ તે તો માત્ર એટલુંજ જાણી શકે કે અવકાશમાં કોઇ સ્થળે તે ભુવનો છે. (ચાલુ)

# योगसूत्रो

[ અનુવાદકઃ—શ્રી. મણિશંકરદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ ]

( અનુસંધાન પૃષ્ઠ ૪૧થી )

**तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥ ३ ॥**

ગુર્જરી —ત્યારે દ્રષ્ટાનું સ્વરૂપમાં અવસ્થાન થાય છે.

પદબોધિની.—**तदा तस्मिन् निरोधकाले** ત્યારે એટલે તે સમયે એટલે ચિત્તની વૃત્તિના નિરોધસમયે **द्रष्टुः चित्स्वभावस्य** દ્રષ્ટાની એટલે જેનો મૂળ સ્વભાવ ચિતિ (ચૈતન્ય) છે એવા પુરુષની **स्वरूपे चिन्मात्रतायां** પોતાના સ્વરૂપમા એટલે ચિતિમાત્ર એવા સ્વરૂપમાં **अवस्थानं स्थितिर्भवतीति शेष** અવસ્થાન થાય છે એટલું કહેવુ સૂત્રમાં અપૂર્ણ છે પણ એમજ કહેવુ સૂત્રકાર ભગવાને ધારેલુ છે એ વાક્યનું અનુસંધાન જોતાં સ્પષ્ટ છે.

**पुरुषस्य चैतन्यमात्रं स्वभावो न तु वृत्तय इति** પુરુષનો સ્વભાવ ચૈતન્યમાત્ર છે પણ વૃત્તિઓ એ પુરુષનો સ્વભાવ નથી તેથી **कुसुमापगमे स्फटिकस्येव वृत्त्यपगमे स्वरूपप्राप्तिरिति दिक् ॥ ३ ॥** પુષ્પની સમીપતાથી પુષ્પના રંગવાળો જણાતો સ્ફટિક પુષ્પને દૂર કરવાથી જેમ પુષ્પના રંગવિનાનો થઈ તેની મૂળ સ્વચ્છતાને પામે છે તેમ વૃત્તિના સંગથી વૃત્તિને અનુરૂપ જણાતા પુરુષને વૃત્તિવિનાનો કરતા તે તેના મૂળ ચૈતન્યમાત્ર સ્વરૂપને પામે છે એમ કહેવાનો ભાવ છે.

ભાષ્ય—**तदवस्थे चेतसि विषयाभावाद् बुद्धिबोधात्मा पुरुषः किं स्वभाव इति ।** ચિત્તની વૃત્તિના નિરોધની અવસ્થાવાળુ જ્યારે ચિત્ત થાય ત્યારે તે અવસ્થામાં-વિષયનો અભાવ હોવાથી, તથા પુરુષ ચિત્તની વૃત્તિએ ઉપજાવેલા જ્ઞાનનો જ્ઞાતા વા ચિત્તની વૃત્તિએ દેખાડેલા વિષયોનો દ્રષ્ટા હોવાથી, ચિત્ત જ્યારે ચિત્તની વૃત્તિના નિરોધની અવસ્થામા સ્થિત થાય ત્યારે એટલે ચિત્તની વૃત્તિવિનાનો થયેલો પુરુષ, કેવા સ્વરૂપવાળો વા કેવા-સ્વભાવવાળો હોય છે તે કહેતાં કહે છે કે, **तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ।** ચિત્તની વૃત્તિના નિરોધની અવસ્થામાં ચિત્ત જ્યારે સ્થિત થાય ત્યારે પુરુષનું તેના સ્વાભાવિક સ્વરૂપમાં અવસ્થાન થાય છે.

**स्वरूपप्रतिष्ठा तदानीम्** ત્યારે એટલે જ્યારે ચિત્ત વૃત્તિના નિરોધની અવસ્થાવાળુ થાય ત્યારે પુરુષ તેના મૂળ સ્વાભાવિક સ્વરૂપમા પ્રતિષ્ઠા પામે છે.

**चितिशक्तिर्यथा कैवल्ये** કૈવલ્યની અવસ્થામાં જેમ પુરુષ ચૈતન્યનાં સ્વરૂપરૂપ થઈ રહે છે તેમજ ચિત્ત જ્યારે વૃત્તિના નિરોધની અવસ્થામાં સ્થિત થાય ત્યારે પણ પુરુષ ચૈતન્યના સ્વરૂપરૂપ થાય છે

**व्युत्थानचित्ते तु सति तथापि भवन्ती न तथा ॥ ३ ॥** ચિત્ત જ્યારે વૃત્તિના વ્યુત્થાનની અવસ્થામા સ્થિત હોય ત્યારે, એટલે ચિત્ત જ્યારે વિષયોને આકારે પરિણામ પામતી વૃત્તિઓવાળું હોય ત્યારે પણ, પુરુષ વસ્તુતાએ તો ચૈતન્યના સ્વરૂપરૂપજ હોય છે, કારણ કે એ એનું સ્વાભાવિક સ્વરૂપ છે, પણ અવિવેકને વશ વર્તતો પુરુષ પોતે પોતાને એ સ્વરૂપે જાણતો નથી, તે પોતાને ચિત્તની સાથેની એકરૂપતાવાળા લોકપ્રસિદ્ધ સ્વરૂપે

જોયું છે. તથી ત સમયનાં પુરુષના પોતાના જ્ઞાનને અનુસરીને કહેતાં તે સમયે પુરુષ ચૈતન્યબળના સ્વરૂપરૂપ નથી હોતો, પણ ચિત્ત સાથેની એકતાવાળું ટેવું જે સ્વરૂપ લોકમાં પ્રસિદ્ધ છે તે રૂપવાળો હોય છે, એમ ઉપચારવડે કહેવાય છે.

અનુવાદ—ઉપરના બીજા સૂત્રમાં કહેલો ચિત્તની વૃત્તિના નિરોધરૂપ યોગ સિદ્ધ કરવાથી પુરુષને લાભ શો થાય તે કહેતાં આ ત્રીજા સૂત્રમાં કહ્યું છે કે ચિત્તની વૃત્તિના નિરોધરૂપ યોગ પુરુષને સિદ્ધ થાય ત્યારે તે તેના સ્વરૂપમાં એટલે પોતાના મૂળ રૂપમાં અવસ્થાન પામે છે.

પુરુષને આ સૂત્રમાં દ્રષ્ટા કહ્યો છે. સાધારણપણે તો દર્શનની ક્રિયાના કરનારને દ્રષ્ટા કહેવામાં આવે છે પણ દર્શનની ક્રિયા કરવાના કરણભૂત ચક્ષુઇંદ્રિયથી ભિન્ન શ્રોત્રઆદિ જ્ઞાનની તથા વાણીઆદિ કર્મની અન્ય સર્વ ઇંદ્રિયોવડે કરાતી સર્વે ક્રિયાઓના કરનારને અહિં દ્રષ્ટા કહેલો છે. જ્ઞાનની તથા કર્મની સર્વે ઇંદ્રિયોમાં ચક્ષુઇંદ્રિયને મુખ્ય ગણીને અહિં ચક્ષુઇંદ્રિયવડે કરવાની દર્શનક્રિયામાં અન્ય સર્વે ઇંદ્રિયોવડે કરવાની સર્વે ક્રિયાઓનો અંતર્ભાવ ગણીને સર્વે ક્રિયાઓના કરનાર પુરુષને આ સૂત્રમાં દ્રષ્ટા કહેલો છે.

ચિત્તની વૃત્તિના નિરોધરૂપ યોગ પુરુષને સિદ્ધ ન થાય ત્યાંસુધી પુરુષ મુખ્યપણે ચિત્તને અને ગૌણપણે અન્ય ઇંદ્રિયોને તથા ચિત્ત અને ઇંદ્રિયોના અધિષ્ઠાનભૂત દેહને પોતાનું સ્વરૂપ જાણી પ્રસગ પ્રમાણે તેમાં તેમ સ્થિતિ કરી રહેનારો હોય છે.

ચિત્તની વૃત્તિના નિરોધરૂપ યોગ પુરુષને સિદ્ધ થાય ત્યાર પછી તે ચિત્ત અને અન્ય ઇંદ્રિયોથી તથા તેમના અધિષ્ઠાનભૂત દેહથી અલગ પડી પોતાના મૂળ સ્વરૂપમાં અવસ્થાન કરી રહેનારો થાય છે.

નિત્યને માટે સ્થિતિ કરી રહેવાને અવસ્થાન કહેવામાં આવે છે.

પુરુષનું મૂળ સ્વરૂપ ચૈતન્ય છે તેથી યોગ સિદ્ધ થતાં પુરુષ તેના ચૈતન્ય સ્વરૂપમાં નિત્યને માટે અવસ્થાન કરી રહે છે એમ આ સૂત્રવડે કહેલું છે.

પુરુષ જ્યારે ચિત્તમાં વા અન્ય ઇંદ્રિયોમાં વા અધિષ્ઠાનભૂત સ્થૂળ દેહમાં સ્થિતિ કરી રહેલો હોય છે ત્યારે પણ તેનું મૂળ સ્વરૂપ તો ચૈતન્યજ હોય છે, પણ પોતાના તે મૂળ સ્વરૂપને અલક્ષમાં મૂકીને તે તે ઇંદ્રિયને વા અધિષ્ઠાનભૂત સ્થૂળ દેહને અવિવેકવડે પોતાનું સ્વરૂપ જાણી તેમાં તેમાં એકતા કરી રહે છે તેનો અનુવાદ કરીને તેને ચૈતન્યસ્વરૂપથી ભિન્ન દેહઆદિના સ્વરૂપવાળો કહેવામા આવે છે, તેને યોગ સિદ્ધ થતા દેહઆદિના સ્વરૂપથી ભિન્ન પોતાના ચૈતન્યસ્વરૂપનો પુરુષને જ્યારે સ્પષ્ટ વિવેક સાંપડે છે ત્યારે તે પોતાના મૂળ સ્વરૂપમાં અવસ્થાન પામે છે એમ આ સૂત્રવડે કહ્યું છે.

યોગ સિદ્ધ થતાં તુરતજ એટલે ચિત્તની વૃત્તિનો નિરોધ થતા તુરતજ પુરુષ ચિત્તઆદિથી કેવળ છૂટો પડીને ચૈતન્યસ્વરૂપમાં અવસ્થાન પામી રહે છે (નિત્યને માટે સ્થિતિ કરી રહે છે) એમ નથી.

યોગની એટલે ચિત્તની વૃત્તિના નિરોધની પણ ચડતી ઉતરતી કલાઓ હોય છે.

અમુક કલાના નિરોધપર્યંત પુરુષનું નિદ્રામાંથી જેમ ઉત્થાન થાય છે તેમ નિરોધમાંથી પણ ઉત્થાન થાય છે.

નિરોધની કક્ષા વધતાં ઉત્થાન થવાનું બંધ પડે ત્યારે પછી દેહઆદિથી કેવળ છૂટો પડીને પુરુષ નિત્યને માટે ચૈતન્યસ્વરૂપમાં સ્થિતિ કરી રહે છે (અવસ્થાન પામે છે.)

નિરોધમાથી ઉત્થાન થતું રહે તે સમયપર્યંત પુરુષ જીવન્મુક્ત કહેવાય છે. તે સમયે પુરુષ દેહઆદિના રૂપથી જીવતો જણાતો છતા વસ્તુતાએ પોતાના ચૈતન્યસ્વરૂપને જાણીને તે તેમાંજ પોતાપણું કરી રહેલો હોવાથી તે દેહઆદિના રૂપે જીવતો જણાતા છતાં તેને મુક્તજ માનેલો છે તેથી તેને જીવન્મુક્ત કહેવામાં આવે છે.

जीवन्मुक्तश्च ॥ सां० सू० ३, ७८ ॥ સાંખ્ય દર્શનના આ સૂત્રવડે પુરુષની આ જીવન્મુક્ત અવસ્થાનો નિર્દેશ કરેલો છે.

અને बाधितानुवृत्त्या मध्यविवेकतोऽप्युपभोग ॥ सां० सू० ३, ७७॥ આ સૂત્રવડે એવા મધ્યકોટિના વિવેકવાળા પુરુષને દેહઆદિમાં પોતાપણું કેવળ નિવૃત્ત થયેલું હોતું નથી પણ માત્ર વિવેકવડે બાધ પામેલુ હોય છે, તેથી તે બાધ પામેલા પોતાપણાવડે ઉપભોગ સંભવે છે એવું કહેલું છે.

उपदेश्योपदेष्टृत्वात्तत्सिद्धिः ॥ सां० सू० ३, ७९ ॥ આ સૂત્રવડે એમ પણ કહેલું છે કે જો એવા જીવન્મુક્ત પુરુષનો સદ્‌ભાવ માનવામાં ન આવે તો યોગનો ઉપદેશ કરનાર કોઇ ન હોય ને તો પુરુષને તેનો ખરો પુરુષાર્થ સિદ્ધ કરવાનો અવસરજ ન થાય પણ ઉપદેશના અધિકારી (યોગ્યતાસંપન્ન) પુરુષોને ઉપદેશ આપનારાનો ક્રમ ચાલુ જોવામાં આવે છે તે પરથી પુરુષની આ જીવન્મુક્ત અવસ્થા હોય છે એમ સિદ્ધ થાય છે.

श्रुतिश्च ॥ सां० सू० ३, ८० ॥ આ સૂત્રવડે કહેલુ છે કે શ્રુતિમાં પણ જીવન્મુક્ત અવસ્થાનું શ્રવણ થાય છે.

दीक्षयैव नरो मुच्येत् तिष्ठेन्मुक्तोऽपि विग्रहे ।
कुलालचक्रमध्यस्थो विच्छिन्नोऽपि भ्रमेद् घट. ॥

જેમ કુંભારના ચાકડાની મધ્યે રહેલો ઘડો દોરીથી કપાઇ જુદો પડેલો છતાં ચાકડો ફરે તે સાથે ફર્યા કરે છે તેમ દીક્ષા લેવામાત્રથી મુક્ત થયેલો પુરુષ દેહમા રહી વ્યવહાર કરતો છતાં મુક્તજ હોય છે.

અને जीवन्नेव हि विद्वान् हर्षायासाभ्यां विमुच्यते ॥ પોતાના મૂળ સ્વરૂપને જાણનાર પુરુષ દેહરૂપે જીવતો છતાં દેહગત હર્ષ અને આયાસ (વિષાદ)થી વિશેષે કરીને મોકળો થયેલો હોય છે આ આદિ શ્રુતિવચનો પ્રસિદ્ધ છે.

चक्रभ्रमणवद्धृतशरीर ॥ सां सू ३, ८२ ॥ પ્રથમ દંડવડે સારી પેઠે ફેરવેલો ચાકડો પછી દંડવડે ફેરવ્યા વિના પોતાની મેળે પણ કેટલોક સમય ફર્યા કરે છે. તેમ દેહના પ્રારબ્ધનો ભોગ કરવા દેહને ધારણ કર્યા પછી પોતાના મૂળ સ્વરૂપના જ્ઞાનવડે દેહમાંથી પોતાપણું ઉઠાવી લીધા છતાં પુરુષ દેહનુ પ્રારબ્ધ પૂરૂં થતાં સુધી દેહમાં રહે છે, એમ આ સૂત્ર પણ કહે છે

એ રીતે દેહનું પ્રારબ્ધ પૂરૂ ભોગવાઈ રહેતાં પર્યંત દેહમાં સ્થિતિ કરીને અને વા

નિરોધની કક્ષાના ઉત્તરોત્તર અધિક ઉત્કર્ષવડે ચિત્તના અવસાનદ્વારા દેહનું અવસાન કરીને પુરુષ નિત્યને માટે પોતાના મૂળસ્વરૂપભૂત ચૈતન્યમાં સ્થિતિ કરી રહે છે.

પોતાના મૂળસ્વરૂપભૂત ચૈતન્યમાં અવસ્થાન કરી રહેવું એ પુરુષની કૃતકૃત્યતા વા કૃતાર્થતાની પરમ સિદ્ધિ છે.

પુરુષની કૃતકૃત્યતા વા કૃતાર્થતાની એ પરમસિદ્ધિ યોગવડે થતી હોવાથી પુરુષે ચિત્તની વૃત્તિના નિરોધરૂપ યોગ સિદ્ધ કરવો જોઇએ એમ આ સૂત્રવડે પુરુષની કૃતકૃત્યતા વા કૃતાર્થતાના સ્વરૂપનું પ્રતિપાદન કરી કહેલુ છે.

હવે ચૈતન્યની સમીપતામાત્રથી પ્રકૃતિમાં વા પ્રકૃતિના કાર્યભૂત ચિત્તમાં ચેતના જણાયેલી હોય એટલે કે ચૈતન્ય અંશથી પણ જો પ્રકૃતિમાં વા પ્રકૃતિના કાર્યભૂત ચિત્તમાં સંક્રમણ પામેલુ ન હોય તો પુરુષને તેના મૂળભૂત એવા કોઈ સ્વરૂપમાં પાછુ અવસ્થાન કરવાનું થાય નહિ, ચિત્તના અવસાનથી તેમા જણાયેલી ચેતના પણ નિર્વાણ પામે એજ તેની પરમ અવસ્થા હોય.

પણ ચૈતન્યની સમીતામાત્રથી યોગ્યતાને યોગે પ્રકૃતિમા વા પ્રકૃતિના કાર્યભૂત ચિત્તમાં ચેતના જણાતાં પુરુષની ઉપસ્થિતિનો સાંખ્યશાસ્ત્રનો તથા તેને અનુસરીને યોગશાસ્ત્રનો થયેલો આ સિદ્ધાંત વેદના ઉપદેશને અનુકૂળ નથી એવું વેદાંતસૂત્રોમા યુક્તિપૂર્વક નકી કર્યું છે.

અને મૂળ ચૈતન્યસ્વરૂપ પુરુષ માયાના અધિષ્ઠાનવડે સંપૂર્ણ વિશ્વનું વિધાન કરીને પ્રત્યેક દેહમાં પોતે દેહીરૂપે થઈ રહે છે તે પાછો યોગવડે પોતાના મૂળ સ્વરૂપભૂત ચૈતન્યને પામે છે, એટલે કે દેહીરૂપના નિર્વાણપૂર્વક પોતાના મૂળભૂત ચૈતન્યસ્વરૂપને પામી રહે છે એ અચળ સિદ્ધાંતનું વેદાંતસૂત્રોમાં પ્રતિપાદન કરવામા આવ્યું છે

યોગવડે પોતાના મૂળભૂત ચૈતન્યસ્વરૂપમાં પુરુષ અવસ્થાન કરી રહે છે તથા તેમ કરવાથી તે કૃતાર્થ તથા કૃતકૃત્ય થાય છે એવુ આ સૂત્ર જે કહે છે તે વેદાંતસૂત્રોના આ સિદ્ધાંતને સંપૂર્ણપણે અનુકૂળ છે, એ કારણે બ્રહ્મસૂત્રોમા યોગવિદ્યાનું ખડન કરેલું નથી, પણ સામુ મંડન કરેલું છે.

——[ * ]——

## સત્કાર્ય

[ સંગ્રાહક.–શ્રી રતનજી રામજી લાખાણી ]

શરીરને રોગ થાય છે, એ પ્રમાણે મનને પણ રોગ થાય છે, એ તો બધાજ જાણે છે. તેવા રોગમાંનો એક તે સત્કાર્ય સેવવામા ઢીલ કરવી અથવા પ્રમાદ ધરવો તે છે. મનને નીરોગ રાખવામા કાંઇ પણ સત્કાર્ય કરવાનું આવતાં તે તત્કાલ કરી દેવુ ખાસ અગત્યનું છે. એ મનના બળને વધારનાર છે અને જ્યાં બળ વધે છે, ત્યાં નીરોગીપણું પ્રકટે છે.

સત્કાર્ય મનના બળને વધારનાર છે, સત્કાર્યનો વેગ ન થવો એ મનની રોગવાળી દુર્બલ દશા છે એવા પ્રસગે મન વિરોધી ચિંતન કરે, પોતાની અશક્તિના બહાનાં કહાડે, કાર્યની નિરુપયોગિતા વિચારે, આનાથી બીજુ વધારે સારૂં કાર્ય આપણે કરીશુ એવું ખોટું આશ્વાસન

સ્ફુરાવે, એ બધી મનની શિથિલતા છે. નીરોગી મન તેજ છે, જે સત્કાર્ય કરવામાં હમેશાં વેગથી આગળ વધતું હોય છે, સત્કાર્યની આવી મળેલી તક વધાવી 'લેતું' અને સાધી લેતું હોય છે.

સત્કાર્ય મનનેજ સુધારે છે એમ નથી; શરીર ઉપર પણ તે બલવાન્ અસર કરે છે, ઉત્સાહથી સત્કાર્ય સાધતાં શરીરના લોહીની વિલક્ષણ શુદ્ધિ કરે છે, મગજની સ્વચ્છતા અને શરીરની શક્તિનો અદ્દભુત વિકાસ કરે છે, શરીરના રોગી પરમાણુઓને નિવૃત્ત કરે છે, શરીરના આખાએ ચક્રમાં વિશુદ્ધીકરણની ક્રિયા કરે છે, શરીરના પ્રત્યેક ભાગમાં તે નવીન જીવનબળ ઉપજાવે છે. ઉત્સાહથી થતું સત્કાર્ય મગજના ક્ચરાને દૂર કરી શરીરના સમગ્ર અંશમાં નવીન જીવનબળ આપે છે. ઉત્સાહભર્યું સત્કાર્યસેવન મનુષ્યને નીરોગી કરે છે.

સત્કાર્યના ઉત્સાહને કદી મદ પાડતા ના-કદાચ તરત તેનું ફલ ન જણાય તોપણ સત્કાર્યને છોડતા ના. સત્કાર્ય ગમે ત્યારે પણ સત્ફલજ પ્રકટાવશે. એ સત્ય વિશ્વાસને કદી તજતા ના. સત્કાર્યની નિષ્ફળતા જણાતાં સત્કાર્યને વધારે આગ્રહથી, વધારે વેગથી, વધારે વિશુદ્ધિપૂર્વક સાધવામા કદી મદતા ધરતા ના. સત્કાર્ય સબધી કદી અવિશ્વાસ ભાવના ઉપજાવતા ના.

સત્કાર્ય શોધ્યા કરો અને સાધ્યા કરો. એકાંતિક કે સામુદાયિક સત્કાર્યના પ્રસગમાં ભળતાંજ રહેજો. આપણું તન, મન, ધન, સત્કાર્ય માટેજ છે એ વાગવાર વિચારતાજ રહેજો આપણો કોઇ પણ અંશ નિત્ય સત્કાર્યમાં વપરાવોજ જોઇએ' એ માટે ખાસ કાળજી રાખજો.

જીવનની જેને જરૂર છે તેણે સત્કાર્ય સાધવાની જરૂર છે. વિકાસની જરૂર છે, તેણે સત્કાર્ય સાધવાની જરૂર છે. આરોગ્યની જેને જરૂર છે, તેણે સત્કાર્ય સાધવાની જરૂર છે. વિશુદ્ધિની જેને જરૂર છે, તેણે સત્કાર્ય સાધવાની જરૂર છે ઉત્તમ આનંદની જેને જરૂર છે, તેણે સત્કાર્ય સાધવાની જરૂર છે. મોક્ષસાધકને આવુ સત્કાર્ય આવી મળ્યુ છે—શ્રીસદ્‌ગુરુ—પૂજન, તેને સાધો.

---

## श्री श्री १०८ना संवंधमां प्रत्युत्तर

**શ્રીઆનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા**

જયેષ્ઠસુદિ ૩/૨૦૦૪

**શ્રીયુત,**

જય પરમાત્મા આપનું પત્તું મળતાં સમાચાર જાણ્યા. શ્રી શ્રી ૧૦૮ ના સંબંધમાં પ્રત્યુત્તર નીચે પ્રમાણે:—

શ્રીનો અર્થ લક્ષ્મી, શોભા, સંપત્તિ ને શુભગુણ ઇત્યાદિ થાય છે.

શ્રી ઇશ્વરમાં અનંત શુભગુણો છે શ્રી ઇશ્વરરૂપ શ્રી વિષ્ણુના શુભગુણોપરથી તેઓશ્રીનાં સહસ્ર નામ "શ્રીવિષ્ણુસહસ્ર નામ" નામના પુસ્તકમાં દર્શાવ્યા છે; તેની જ રીતે શ્રી શિવનાં (શંકરના) સહસ્ર નામ "શ્રી શિવસહસ્ર નામ"મા બતાવ્યાં છે.

ब्रह्मविद् ब्रह्मैव भवति એ શ્રુતિ પ્રમાણે બ્રહ્મવેત્તા પુરુષ બ્રહ્મસ્વરૂપ થાય છે. એટલે શ્રી ઇશ્વરની સાથે બ્રહ્મવેત્તા પુરુષને અભેદભાવ થાય છે, અને એમ થવાથી શ્રીઈશ્વરની શ્રીઓ (શુભગુણો વગેરે) બ્રહ્મવેત્તા એવા મહાત્માને પ્રાપ્ત થાય છે

શ્રીઇશ્વરની મુખ્ય ૧૦૮ શ્રીઓપરથી તેઓશ્રીનાં મુખ્ય ૧૦૮ નામ ગણાય છે;

અને તેને લઇને મહાત્મા પુરુષોપ્રતિ પૂજ્યભાવ દર્શાવવાને (માનાર્થે) શ્રી શ્રી ૧૦૮ લખવામાં આવે છે.

શ્રીઈશ્વરથી અભેદભાવને પામેલા મહાત્મા પુરુષોપ્રતિ વિશેષ પૂજ્યભાવ દર્શાવવાને શ્રી શ્રી ૧૦૦૮ પણ લખ્યાં છે. વળી શ્રી શ્રી ૧૦૦૦૮ લખવાનું પણ જણાવવામાં આવ્યું છે.

એ પ્રમાણે શ્રી ઇશ્વરના અનંત શુભગુણોનું મહાત્માઓમાં આરોપણ માનીને અથવા પૂજ્યપાદ દર્શાવવાને લખવામાં આવે છે.

શ્રી શ્રી ૧૦૮ના સંબધમાં આપે લખેલ જૈનગ્રથનો આશય પણ સનાતનવિચારને મળતો છે.

પત્રમાં માનાર્થે ગૃહસ્થોને શ્રી ૫, ને રાજાઓને શ્રી ૭ લખવાનો આપણો જૂનો રિવાજ છે. જો કે હમણાં તેનો પ્રચાર ઓછો થઇ ગયો છે.

લિ.

માણેકલાલ નાનજી ચંદારાણા (માણિક્યવર્મા)ના

પરમાત્મસ્મરણ

---

## अवतरण

[ અનુલેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

[ કૃપાનાથે ગીતા, ઉપનિષદો, વેદાંતદર્શન, યોગદર્શન, સાંખ્યદર્શન આદિ મહાગ્રંથોપર ગુજરાતી ભાષામાં રહસ્યદીપિકા, તાત્પર્યદીપિકા, ભાવાર્થદીપિકા આદિ નામની ટીકાઓ ને વિવેચન રચેલાં છે અને આ ઉપરાત બીજા ઘણા સ્વતંત્રગ્રંથો પણ રચેલા છે–તેમાંથી અહિ "અવતરણ"રૂપે અલ્પ અપાય છે ... ]

"અધિકારી મનુષ્યની ચિત્તવૃત્તિને પરમતત્ત્વની સમીપ લઈ જઈ–પરમતત્ત્વની સાથે અભેદભાવે સ્થાપન કરી–અવિદ્યા ને તેના કાર્ય શોકમોહાદિની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ કરનારી બ્રહ્મવિદ્યા ઉપનિષદ્ કહેવાય છે"

"સર્વ ઉપનિષદોનું મુખ્ય તાત્પર્ય જીવબ્રહ્મનો અભેદ જણાવવામાં છે."

"ત્રિવિધતાપનો અજ્ઞાનરૂપ મૂલસહિત અત્યંત ઉચ્છેદ અને સ્વાભાવિક પરમાનંદનો નિત્ય આવિર્ભાવ એ વિવેકી મનુષ્યને મુખ્ય પ્રાપ્ત કરવાયોગ્ય પ્રતીત થાય છે. એ પ્રાપ્તવ્યની પ્રાપ્તિ આત્મસ્વરૂપના જ્ઞાનથી થાય છે, ને આત્મસ્વરૂપનું જ્ઞાન ઉપનિષદ્‌ના શ્રવણાદિથી થાય છે; તેથી મુમુક્ષુએ ઉપનિષદોનું શ્રવણ વા વાચન કરવું આવશ્યક છે"

"ઉપનિષદે પ્રતિપાદન કરેલો સિદ્ધાંત જીવને પરમશાંતિ આપી કૃતાર્થ કરનાર, કર્તવ્યપરાયણતા રાખવાનું ઉત્તમ મનોબલ આપનાર, નીતિબલને સુદૃઢ કરનાર, ને સર્વ પ્રકારના દુઃખમાં ઉત્કૃષ્ટ રીતે આશ્વાસન આપનાર છે એમ ઉપનિષદોનું સ્વસ્થચિત્તે વાચન કરનારને સ્પષ્ટ જણાઈ આવશે"

"અનુકૂલ બુદ્ધિ રાખી જો ઔપનિષત્ સિદ્ધાંત યથાર્થ સમજવામાં આવે તો તે મનુષ્યના હૃદયમાં પ્રતીત થતા સર્વ તાપોનું અજ્ઞાનરૂપ કારણસહિત શમન કરી તેને બહુ પ્રિય લાગતા પરમાનંદનું ઉદાર હૃદયથી દાન કરે છે."

"ઔપનિષત્ સિદ્ધાંતજ મનુષ્યને કૃતાર્થ કરનારો છે માટે પક્ષપાતનો ત્યાગ કરી તે સિદ્ધાંત સમજવા પોતાનું શ્રેય ઇચ્છનાર પ્રત્યેક વિવેકી મનુષ્યે ઘણામાં ઘણા આદરપૂર્વક પ્રયત્ન કરવો ઉચિત છે.

"શ્રીસદ્‌ગુરુના ચરણારવિંદની સમીપ બેસવાથી પ્રાપ્ત થયેલું જ્ઞાન, અથવા પ્રત્યગભિન્ન બ્રહ્મની સમીપ લઈ જઈને અવિદ્યાદિ સંસારકારણની અત્યંત નિવૃત્તિ કરનારી બ્રહ્મવિદ્યા ઉપનિષત્ કહેવાય છે."

"બ્રહ્મવિદ્યા એ ઉપનિષદ્‌નો મુખ્ય અર્થ છે, અને તે બ્રહ્મવિદ્યાની અધિકારીને પ્રાપ્તિ કરાવનાર વેદના અંત ( રહસ્ય ) ભાગનું નામ પણ ઉપનિષત્ કહેવાય છે, પરંતુ તે તેનો ગૌણ અર્થ છે."

"પ્રવાહરૂપે અનાદિ અને જ્ઞાનવિના જેનો આત્યંતિક નાશ થતો નથી, એવો મિથ્યાજ્ઞાનરૂપ અધ્યાસ જે કર્તાપણા તથા ભોક્તાપણારૂપ અનર્થનો પ્રવર્તક સર્વ લોકોને પ્રસિદ્ધ છે, તે અધ્યાસની ઉપાદાનસહિત નિવૃત્તિમાટે તથા ત્વં પદ અને તત્ પદના એકપણાના જ્ઞાનના સાક્ષાત્કારમાટે સર્વે ઉપનિષદોનો આરંભ છે."

ભગવાન્ બાદરાયણાચાર્યે સમગ્ર વેદરાશિના ઋક્, યજુષ્, સામ અને અથર્વ એ ચાર વિભાગ કરી પોતાના જૈમિનિ આદિ શિષ્યોને તેનું અધ્યયન કરાવ્યું હતું,"

"શ્રીવ્યાસ ભગવાને (ભગવાન બાદરાયણાચાર્યે) મુમુક્ષુઓમાટે ઉપાસના તથા જ્ઞાનરૂપ વેદભાગની વ્યવસ્થા દર્શાવનારો મીમાંસારૂપ ઉત્કૃષ્ટ નિબંધ રચી આસ્તિક આર્યોપર પરમ ઉપકાર કર્યો છે."

"વ્યાસ ભગવાન્‌પ્રણીત તત્ત્વજ્ઞાનરહસ્યનો ગ્રંથ બ્રહ્મસૂત્ર અથવા બ્રહ્મમીમાંસા કિંવા ઉત્તરમીમાંસા વા વેદાંતદર્શન કહેવાય છે."

"અધ્યાસ અથવા ભ્રાંતિજ્ઞાનને પંડિતો અવિદ્યા કહે છે, અને તેનો યથાર્થ વિવેક કરીને વસ્તુના સ્વરૂપનો સમ્યક્ નિશ્ચય કરવો તેને વિદ્યા કહે છે. આ અવિદ્યા અનંત અનર્થનું મૂલ છે, અને તેનાજ ઉચ્છેદમાટે વેદાંતશાસ્ત્રની પ્રવૃત્તિ છે."

પવિત્ર દેશકાલને પ્રાપ્ત પરિપૂર્ણ નિર્મલ બુદ્ધિવાળા મુમુક્ષુઓમાટે જે સપ્રમાણ ઉપાય ( પરમસુખી થવા માટે ) પરમવિવેકી પુરુષોએ દર્શાવ્યો છે, તેમા અન્ય સર્વે ઉપાયો સાક્ષાત્ વા પરંપરાવડે અંતર્ગત થાય છે, એમ પ્રાજ્ઞ પુરુષો માને છે, એ ઉપાય શુદ્ધબુદ્ધિના નિરતિશય વિકાસરૂપ-બ્રહ્માનુભવરૂપ છે."

——[ * ]——

## શ્રીનાથસુબોધમાલા

( પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ )

[ સં. ૨૦૦૫ની કાર્તિકી પૂર્ણિમા પ્રસંગે ]

કામશત્રુને મારવો, દૃઢ કરી વસ્તુવિચાર;
એ શત્રુ માર્યે મળે, આતમનિધિ અપાર. ૬૮

અવિદ્યા કામ ને કર્મનો, કરવો પૂરો નાશ;
એ ત્રણના નાશથી, પમાય પદ અવિનાશ. ૬૯

પરમ તપ તણા પાલને, મન રે' શાંત સદાય;
વિઘ્ન થાય સૌ દૂર ને, શત્રુ સર્વે પળાય. ૭૦

મિથ્યામાં સદ્બુદ્ધિ જે, તુચ્છમાં જે રમ્યભાન;
દુઃખરૂપમાં સુખભ્રાંતિ જે, તે જાણો અજ્ઞાન. ૭૧

દેહજગતની પાર જે, સચ્ચિત્સુખસ્વરૂપ;
મન ! નિરખ તેને સદા, થઈ વિવેકિભૂપ. ૭૨

પ્રત્યગ્રૂપને જાણવું, ત્રણ વપુ કરી દૂર;
નામરૂપને દૂર કરી, જોવું બ્રહ્મ ભરપૂર. ૭૩

નિજ દોષોને જોઇને, કરવા તેને દૂર;
પરના દોષ ન દેખવા, જોવું ચિત્ ભરપૂર. ૭૪

ચિત્સ્મરણ ચિદ્ધ્યાનવિણ, જડનો રાગ ન જાય;
જડનો રાગ ગયા વિના, શાંતિસુખ ન પમાય. ૭૫

ચિદાકાશને દેખવું, દૂર કરી જડરૂપ;
ચિદાકાશરૂપે રહી, થવું વિવેકિભૂપ. ૭૬

અંતર્મુખવૃત્તિવડે, સહજાનંદ પમાય;
તૃષ્ણા દૃશ્ય વિષય તણી, પછી ન રહે જરાય. ૭૭

બ્રહ્મસ્મરણ બ્રહ્મધ્યાન જો, પ્રીતે સદા કેરાય;
તો દૃઢ બ્રહ્મદર્શન થઈ, મન રે' શાંત સદાય. ૭૮

જગતતણા પ્રતિભાસને, ઝાંખો કરો સદાય.
ભાળો સઘળે બ્રહ્મને, જેથી સુશાંતિ થાય. ૭૯

જગનો બ્રહ્મમાં લય કરો, મનનો આતમમાંય;
લય કરો વિવેકથી, જુઓ તેજ જ્યાં ત્યાંય. ૮૦

અનંતકાલનો જીવને, વિષયોમાં અનુરાગ;
તેને સમૂલ કાઢવો, રાખી સુદૃઢ વિરાગ. ૮૧

વિવેકવિરતિના બલવડે, તૃષ્ણા દૂર કરાય;
તો તૃષ્ણાના નાશથી, જીવને શાંતિ જણાય. ૮૨

મનને બ્રહ્મમાં સ્થિર કરી, જો પરિતૃપ્ત કરાય;
તો અવિદ્યા કર્મનો, પૂર્ણ નાશ થઈ જાય ૮૩
સ્થાવરજંગમ સર્વનું, અધિષ્ઠાન ચિદ્રૂપ;
જોવું તે ચિદ્રૂપને, જોવું નહિ જડરૂપ. ૮૪
પરમપ્રેમ બ્રહ્મમાં કરે, ભવનો પાર પમાય;
માટે મનમાં બ્રહ્મપર, રાખો પ્રેમ સદાય. ૮૫

---

॥ ॐ ॥

શ્રી મુંબઈ માધવબાગમાં 'શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુ મંડળ તરફથી ઉજવાયેલો

## શ્રીમન્નાથજયંતીમહોત્સવ

[ સંપાદક—શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા ]

પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રીનાથભગવાનનો ૯૧મો જયંતીમહોત્સવ 'શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ' તરફથી પરમપ્રેમપૂર્વક ભક્તિભાવે ધામધૂમથી ઉજવાયો હતો.

આશ્વિનસુદિ ૪ના મંગલમયદિને પ્રભાત પહેલાંજ શ્રીમાધવબાગના વિશાળ ને સુશોભિત સભાખંડમાં પૂ સદ્‌ગુરુદેવના મહાપૂજનનો અલૌકિક લાભ લેવા માટે મુંબઈના તેમજ પરાંનાં બંધુઓબહેનો તથા અનેક જિજ્ઞાસુઓ સમયસર આવી પહોંચ્યાં હતાં

સમારંભનો પ્રારંભ આઠ વાગ્યે થયો હતો ભૂદેવોના એક કલાકની વેદમંત્રોની ઘોષથી સભાખંડમાં પરમશાંતિ ને સાત્વિક વાતાવરણ પ્રસરી ગયું હતું

પૂ. સદ્‌ગુરુદેવના મહાયોગેશ્વર સ્વરૂપ પ્રતિમાજી દક્ષિણાભિમુખે એક અત્યંત સુંદર સિંહાસનમાં પધરાવ્યાં હતાં. ફરતો આસોપાલવનાં પત્રો તથા નાનાં સુગંધી પુષ્પોનાં કુંડાંઓની લાઇન ગોઠવી એક નાના મનોહર ઉપવન જેવો મંડપ કર્યો હતો તેમાં સાક્ષાત્ પરમાત્મસ્વરૂપ નાથ બિરાજ્યા હતા, તે દર્શન કરી સૌ પરમ આનંદ અનુભવતા હતા

વેદઘોષની સમાપ્તિ થઈ કે તુરત પૂ સદ્‌ગુરુદેવના મહાપૂજનનો પ્રારંભ થયો હતો. સર્વે સમુદાયના પ્રતિનિધિ તરીકે શ્રી. હરજીવન કેશવજી શાહ, શ્રી. ગૌરીશંકર ઓધવજી જાની તથા શ્રી. રૂઘનાથભાઈ ઘડીયાળીએ પૂ સદ્‌ગુરુદેવનાં પુનિત પાદુકાજી તથા પૂ. પ્રતિકૃતિનું વેદવિધિપૂર્વક ષોડષોપચારથી મહાપૂજન કર્યું હતું, અને પ્રેમપૂર્વક આરતી ઉતારી હતી. મંત્રપુષ્પાંજલિ આદિ સર્વ વિધિ થઈ ગયા બાદ સર્વ સભાજનો પૂ. સદ્‌ગુરુદેવની પૂ. પાદુકાજીનું તથા પૂ પ્રતિકૃતિનું પૂજન કરી કૃતાર્થ થયાં હતાં, બાદ પૂ. સદ્‌ગુરુ દેવની પ્રાર્થના સૌ વતી શ્રી. રૂપસિંહ રાણાએ કરી હતી, પછી પ્રભુપ્રસાદી સૌએ લીધી હતી. આ રીતે સવારનો કાર્યક્રમ પરમઆનંદપૂર્વક સમાપ્ત થયો હતો.

સાંજના કાર્યક્રમની પૂર્વતૈયારીમાટે સૌ આનંદાશ્રમ મુમુક્ષુમંડળના બંધુઓ સમયસર હાજર થઈ ગયા હતા મુરબ્બી શ્રી. દામોદર રોડ તથા શ્રી હરજીવન કેશવજી શાહ સર્વે બંધુ પ્રેમપૂર્વક સૌ બંધુઓને પરમ ઉત્સાહ અર્પી રહ્યા હતા. શ્રી. મુકુંદભાઈ તથા શ્રી. સીતારામભાઈ તથા શ્રી. રૂપસિંહ રાણા તથા શ્રી ચંદ્રસિંહજી, શ્રી ઉપેન્દ્રસિંહજી, શ્રી.

મૂળશંકરભાઈ પડીઆ, શ્રી. નરેન્દ્રસિંહ, શ્રી. હરજીવન છગનલાલ દીક્ષિત, શ્રી. ભાનુશંકર ત્રિવેદી, શ્રી. ભદ્રસિંહ, શ્રી. મનહરસિંહ, શ્રી. અરજણભાઈ, શ્રી. મૂળજીભાઈ, શ્રી. પ્રાણજીવન ધ્રુવ, શ્રી. ગૌરીશંકરભાઈ, શ્રી. મણિશંકરભાઈ રાવળ, શ્રી. છગનલાલ રાવજી, શ્રી. બાબુભાઈ શેઠ આદિ પૂ સદ્‌ગુરુદેવની સેવામાં તન્મય બની ગયા હતા. પૂ સદ્‌ગુરુદેવના પરમ ભક્ત શ્રી અરજણભાઈ છેટ કલકત્તાથી ઉત્સવમાં ભાગ લેવા આવ્યા હતા જેથી સૌ બંધુઓ બહુ રાજી થયા હતા.

 ૪॥ વાગ્યે નરનારાયણ મંદિરવાળા સદ્‌ગત ભક્તરાજ જાદવજી મહારાજનાં મંડળોનાં પરમઆનંદપ્રદ ભજનો શરૂ થયાં હતાં. તેમાં ભાઈઓ તથા બહેનોના મંડળે તો અત્યંત જ્ઞાન-ભક્તિ ને સદ્‌ગુરુદેવના અપાર મહિમાનાં પરમઆનંદજનક ભજનો ગાઇને જનમેદનીને આનંદોધિમાં લીન કરી દીધી હતી. આ વખતે માનવમેદની એટલી વધી ગઈ હતી કે, ઘણા ભાઈઓને તથા બહેનોને થોડા સમય માટે ઉભું રહેવુ પડયું હતું. અને જબ્બર સભાખંડ પણ નાનો પડે તેમ પ્રતીત થયું હતું અતિ આનંદ વચ્ચે ભજનો પૂર્ણ થયાં હતાં.

 પછીથી શ્રીયુત ભાઈ મણિશંકર સોમનાથ રાવળે બોલતાં જણાવ્યું હતું કે, શ્રીનાથભગવાનના પરમમનનીય ઉપનિષદો આદિ ગ્રંથો ઉપરાંત બીજાં પુસ્તકો પણ અનેક છે; અને તેમાં પણ પરમજ્ઞાન ભરેલું છે. સદુપદેશ દિવાકર પ્રથમ કિરણથી સ. દિ. છઠ્ઠા કિરણ સુધીનાં પુસ્તકો છે તે વાંચતા પણ ગમે તેવી શંકાની નિવૃત્તિ થાય છે. તે સર્વ પુસ્તકોના વાચનની ભલામણ કરૂં છુ

 બાદ મુંબઇના સુપ્રસિદ્ધ શ્રી રેવાશંકર શાસ્ત્રીજી મહોપાધ્યાયે કૃપાનાથના દિવ્ય જીવન ઉપર પ્રકાશ પાડ્યો હતો કૃપાનાથ પ્રણીત ગ્રંથોની તેઓએ ભારે પ્રશંસા કરી હતી, અને સમર્પી હતી. પૂ સદ્‌ગુરુદેવને સનાતન ધર્મોદ્ધારક મહાસમર્થ આચાર્ય તરીકે વર્ણવી ભાવભરી અંજલી આપી. તદનંતર શ્રીયુત જમનાદાસ હરખજી સધવી કૃપાનાથના પરમકારુણિક જીવન ઉપર બોલ્યા હતા કે, પૂ. સદ્‌ગુરુદેવ કૃપાના સાગર હતા તેઓશ્રીનો આ જયંતીમહોત્સવ ઉજવી આપણા સૌ ધન્ય બન્યા છીએ.

 બાદ શ્રીયુત ભાઇ ગૌરીશંકર ઓધવજી જાનીએ બોલતાં જણાવ્યુ હતું કે પૂ નાથભગવાને પરમશાંતિનો સંદેશ જગતને આપેલ છે. તેઓશ્રી સાક્ષાત્ મહેશ્વરરૂપજ હતા.

शिव एव गुरु साक्षात् गुरुरेव शिव स्वयम् ।
उभयोरंतरं किंचिन्न द्रष्टव्यं मुमुक्षुभि ॥

તેઓશ્રીની આજ્ઞાનું પાલન કરી તેઓશ્રીના દિવ્ય સંદેશને સમજી આચારમાં મૂકીએ તો પરમ આનંદની સહેજે પ્રાપ્ત થઈ શકે. પછીથી શ્રી રૂપસિંહ હરિસિંહ-રાણાએ બોલતાં જણાવ્યું હતું કે, પુજ્યપાદ નાથભગવાને સનાતનધર્મની રક્ષાનું તથા સંવર્ધનનું અડધી સદી પર્યંત અખંડ કાર્ય કર્યું હતું બ્રાહ્મણો વૈદિક કર્મકાંડથી વંચિત થઇ ગયા હતા, તેઓને કૃપાનાથે તેઓનું ઉચ્ચ કર્તવ્ય સમજાવી બ્રહ્મત્વનું ભાન કરાવ્યુ હતું

 જે ક્ષત્રિય વૈશ્યો દ્વિજત્વ ભૂલી ગયા હતા, તેઓને નાથપ્રભુએ દ્વિજ બનાવી સંધ્યા આદિ વૈદિક કર્મોમાં પ્રવૃત્ત કરાવી કલ્યાણને માર્ગે વાળ્યા છે.

 અમારી રાજપૂત ક્ષત્રિય જ્ઞાતિ દુર્વ્યસનોમાં જકડાયેલી ને આચાર-વિચાર ને ધર્મહીન હતી, પરંતુ આજથી પાંચ દાયકા પહેલાં અમારી જ્ઞાતિએ નાથપ્રભુના પરમપાવન ચરણારવિંદનું શરણ ગ્રહણ કર્યું અને કૃપાર્ણવ નાથની અમારા ઉપર અમીદષ્ટિ થઇ. અમો એવા પ્રભુ અવતાર સદ્‌ગુરુ સાંપડવા બદલ મહદ્‌ભાગી બન્યા, અન્ય જ્ઞાતિઓ પણ મહદ્‌ભાગી બની.

કૃપાનાથે ઉપનિષદો, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અને બ્રહ્મસૂત્ર ઉપર સુંદર મનનીય ભાષ્યો કર્યાં છે પરમ જ્ઞાનમય એવા એકસો ઉપરાંત પુસ્તકો લખીને ગુર્જરી ગિરાને સમૃદ્ધ કરી છે. મુંબઇના માધવબાગ ગીતાપાઠશાળાના વે. શા. સ શાસ્ત્રી વૈજનાથજી કૃપાનાથના ગ્રંથો માટે કહે છે કે એ કૃતિઓ કોઇ વિદ્વાન્ કે પંડિતની નથી, પણ ઇશ્વરી વિભૂતિની એ કૃતિઓ છે.

મંડળેશ્વર પૂ મહેશ્વરાનંદ મહારાજ કહે છે કે, નાથપ્રભુ શ્રોત્રિય-બ્રહ્મનિષ્ઠ ઔર મહાયોગી થે. ઉસીકા ' યોગકૌસ્તુભ ' ગ્રંથ દેખકર મુઝે બ્હોત સંતોષ હુવા. ઐસે સદ્‌ગુરુ પરમાત્મસ્વરૂપ હૈ, એ ધ્યાનમેં રખીયે.

નાથપ્રભુએ સાક્ષાત્ જનતાને કલ્યાણકર ઉપદેશ આપેલો છે, અને તેઓશ્રીએ પુસ્તકોરૂપી પાત્રમાં પણ જ્ઞાનામૃત ભરી જનતાને આપેલ છે. તેઓશ્રીપ્રણીત ગ્રંથો મુંબઇની સમગ્ર જનતાને સુલભતાથી મળે, અને પૂ સદ્‌ગુરુદેવનો દિવ્ય સંદેશ પ્રાપ્ત કરી જિજ્ઞાસુઓ પરમ આનંદ મેળવે એ સારૂ ' શ્રી આનંદાશ્રમ મુમુક્ષુમંડળ ' માધવભુવન, કાંદાવાડી તથા શ્રી રૂપસિંહ હરિસિંહ રાણા નં. ૭૪ ડીસોઝા સ્ટ્રીટ વડગાદી મધ્યે શ્રીનાથપ્રભુપ્રણીત ગ્રંથો શ્રી બીલખા આનંદાશ્રમને ભાવે આપવાની પ્રથા ઘણાં વરસોથી ચાલુ છે, તેમજ ઘેરે વાંચવા માટે પણ કાંઈ પણ ફી લીધા વિના લાયબ્રેરીની પ્રથા પ્રમાણે આપવામાં આવે છે. સ્વધર્મનિષ્ઠ ગૃહસ્થો, બન્ધુઓ ને બ્હેનોએ આ દૈવી ગ્રંથોનો અવશ્ય લાભ લેવો, આજે આ સભાખંડમાં પણ પુસ્તકો મળવાની વ્યવસ્થા રાખવામાં આવી હતી. સૌ જિજ્ઞાસુઓએ અનુકૂળતા પ્રમાણે લાભ લીધો હતો

બાદ કાશીનિવાસી પંડિત શ્રી. રામજી વ્યાસનું રામાયણ ઉપર "શ્રી વિભીષણની શરણાગતિ" એ વિષય ઉપર સુંદર મનનીય વ્યાખ્યાન થયું હતું.

તદનંતર શ્રી ભક્તિભેટ ભજન મંડળના હૃદયઆહ્‌લાદક ભજનો શરૂ થયાં હતાં. શ્રી સદ્‌ગુરુમહિમા ઉપરનાં તેઓના ભજનોનું શ્રવણ કરતાં જનમેદનીને આનંદનો પરમ અનુભવ પ્રાપ્ત થયો હતો. પછી શ્રી નરેન્દ્રસિંહે "જગે જાણ્યું હવે આજે હતો અવતાર શંકરનો" એ ભજન ભારે પ્રેમપુર્વક ગાયુ હતું

પછીથી ભકતરાજ દુલ્લભભાઇના સુપુત્ર શ્રી. નવનીતભાઇનાં શ્રીસદ્‌ગુરુમહિમા ઉપરનાં અત્યંત ભક્તિભાવભર્યાં ભજનો શરૂ થયાં હતાં, જે ખરેખર અવર્ણનીય હતાં. ગુરુ-મહિમાનાં અપૂર્વ ગુણગાન સાંભળી જનમેદનીના હૃદયના તાર ઝણઝણી ઉઠયા હતા અને સદ્‌ગુરુદેવપ્રતિના પ્રેમભાવનાથી મસ્તકો સૌના ડોલવા લાગ્યાં હતાં. સાથે સાથે વિવેચન કરતાં શ્રી. નવનીતભાઈ બોલતા હતા કે, "પ્યારા ! આકાશના અસંખ્ય તારાઓ ગણાય ! સમુદ્રની રેતીના કણો ગણાય ! વરસાદની ધારના બિંદુઓ ગણાય ! પણ પ્યારા ! સદ્‌ગુરુદેવના ઉપકારો કદી ગણાય તેમ નથી ! આવી આવી ગુરુમહિમા ઉપરની પ્રશસ્તિઓ તથા (હૃદયઆહ્‌લાદક ભજનોથી જનમેદની પૂ સદ્‌ગુરુદેવના અપાર મહિમાના આનંદજનક સ્મરણમાં લીન બની ગઈ હતી.

પછીથી શ્રી. નવનીતભાઈ સાથે પધારેલા એક સંત શ્રી અભીષરજી સદ્‌ગુરુદેવના કલ્યાણકારી ગ્રંથો ઉપર તથા તેઓશ્રીના દિવ્ય જીવન ઉપર સુંદર વિવેચન કરી એક ભજન ગાઇ સંભળાવ્યું હતું. શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ તરફથી શ્રી. રૂપસિંહ રાણાએ પૂ સદ્‌ગુરુ

પરમાત્માના જયંતીમહોત્સવમાં સહભાગી થવા બદલ સર્વ મંડળોનો તથા મહાનુભાવોનો આભાર માન્યો હતો.

ઉંવટે પૂજ્યપાદ શ્રીનાથભગવાનની જબ્બર માનવમેદની વતિ શ્રી. નવનીતભાઇએ બહુ પ્રેમપૂર્વક આરતી ઉતારી હતી. આ રીતે પૂજ્યપાદ સદ્‌ગુરુદેવનો જન્મોત્સવ પરમ પ્રેમ ને અવર્ણનીય ઉત્સાહથી તેઓશ્રીનીજ કૃપાથી પરિપૂર્ણ થયો હતો. શ્રી સદ્‌ગુરુદેવની જય બોલાવી રાત્રિના ૧૧॥ વાગ્યે પ્રસાદી લઇ જનમેદનીએ અતિ આનંદભર્યા વાતાવરણ વચ્ચે વિદાય લીધી હતી. ઇતિશિવમ્

---

॥ ૐ ॥

શ્રી સદ્‌ગુરુપરમાત્માને નમઃ

## શ્રીમન્નાથપ્રભુશ્રીનો ૯૧મો જયંતિમહોત્સવ-પોરબંદર

અત્રેના પોરબંદરના આનંદાશ્રમ મુમુક્ષુમંડળવતી શ્રીયુત્ આણંદલાલ ગોવીંદજીભાઈ લાખાણી તરફથી શ્રીમન્નાથપ્રભુશ્રીનો ૯૧મો જયંતિમહોત્સવ અત્રે ભાવભક્તિપૂર્વક ઉજવવામા આવ્યો હતો.

અ સવારના ૮॥થી ૧૦॥ સુધીના સમયમાં શ્રીઆનંદાશ્રમમાં શ્રીસદ્‌ગુરુપ્રતિમાપૂજન વિધિપૂર્વક કરવામા આવ્યું હતું અને આ માંગલિક દિવસના રોજ 'ગુરુ ભજ થકી.' એ કાવ્ય બાળાઓ બોલી હતી. સવારના ૭ બજ્યાથી રાત્રીના ૭ બજ્યા સુધી અખંડ દીપ તથા જપ કરવામાં આવેલ હતા. સવારે પૂજનનો લાભ ૫૦થી ૫૫ની સંખ્યાએ લીધો હતો.

બ શ્રી સંન્યાસી આશ્રમમાં શ્રી હરિદ્વાર નિવાસી પરમહંસ પરિવ્રાજકાચાર્ય પૂ. સ્વામીજી ૧૦૮ વિશ્વેશ્વરાનંદજી મહારાજ વાગીશ વેદાન્તાચાર્ય જેઓશ્રી અત્રે ચાતુર્માસ કથા ઉપદેશ તરીકે સુંદર કાર્ય બજાવી રહ્યા છે તેઓશ્રીના નેતૃત્વ નીચે પૂન્ય શ્રીમન્નાથપ્રભુની છબી તથા પાદુકા સમક્ષ બપોરના ૪॥થી સાંજના ૭ બજ્યા સુધીમાં પૂ શ્રીમન્નાથપ્રભુનો જયન્તિમહોત્સવ બહુજ ઉત્સાહભર્યો ઉજવવામાં આવેલ હતો. તે વખતનો કાર્યક્રમઃ—

૧ શ્રીઃ વેદોચ્ચાર શાસ્ત્રીઓ અને દ્વિજવર્યો તથા વિદ્યાર્થીઓ

૨ એક વંદન કાવ્ય શ્રી મોહનલાલ લાખાણી

૩ ભાવવાહી ભજનો હારમોનિયમ સાથે એક બાળક ( અનુપચંદ પુરુષોત્તમ )

૪ પરમપૂજ્ય ભગવાનશ્રીના જીવનનો પ્રસથી પરિચય તથા એક કાવ્ય શ્રી માસ્તર જેઠાલાલ કાનજી જોશી

૫ શ્રી શંકરનું પ્રાકટ્ય ( કાવ્ય ). શ્રી મોહનલાલ લાખાણી

૬ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો ૧૨મો અધ્યાયઃ શ્રીઆનંદાશ્રમની વિદ્યાર્થીનીઓ તથા વનિતા વિશ્રામની બાળાઓ

૭ ભજન. શ્રી મોહનલાલ લાખાણી

૮ આનંદ લૂંટાય આનંદાશ્રમે ( કાવ્ય ): શ્રી બાલિકાઓ

૯ પૂ. પા. ભગવાનશ્રીના જીવન વિષે અને પૂ સ્વામીજીના મળતા લાભ ઉપર વક્તવ્ય શ્રી મેઘજી ઘેલાભાઈ શાસ્ત્રી ( પ્રજ્ઞાચક્ષુ )

૧૦ પૂ પા. ભગવાનશ્રીના જીવન વિષે અને મહિમા વિષેઃ શ્રી વિશ્વનાથ શાસ્ત્રી

છેવટે પૂજ્યપાદ સ્વામીજી મહારાજે પોતાની વિદ્વતાપૂર્ણ ભાષામાં અને અનુભવપૂર્ણ શૈલીમાં પૂ પા. નાથભગવાનના જીવનચરિત ઉપર આપેલા વ્યાખ્યાનની સંક્ષિપ્ત-નોંધ.

પ્રિય આત્માઓ! આજે આપણા પરમ સૌભાગ્ય છે કે આ સૌરાષ્ટ્રની ભૂમિને પોતાના જ્ઞાનામૃતનું પાન કરાવનાર એક શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મહાપુરુષનો જયન્તિ મહોત્સવ ઉજવવાનો પ્રસગ પ્રાપ્ત થયો છે મનુષ્ય જ્યારે પોતાની કઠિનાઇઓને ચૂર કરીને આગળ વધે છે ત્યારે જરૂર પોતાનું જીવન ધન્ય બનાવી શકે છે. પોતાના જીવનમાં વિજયી આત્માઓ સદા અમરત્વને પામેલાજ હોય છે તેઓ અત્યારે આપણા વચ્ચે પ્રત્યક્ષ ન દેખાતા હોય તોપણ એમના ઉપદેશનું અગાધ સાહિત્ય આપણે માટે આદર્શરૂપ મુકતા ગયા છે એટલે આવા મહાન પુરુષની સ્મૃતિ માટે દર વર્ષે એમનો જયન્તી ઉત્સવ પ્રેમપૂર્વક ઉજવવાની ખાસ જરૂરીઆત છે. માનવ જીવન એજ કે જે પોતાના ગુરુના અને શાસ્ત્રોના મહિમાને સમજે. સમજ નથી પડતી કે જીવન એ શું છે? પ્રભુના એક અનન્ય ભક્તને પ્રભુ પ્રસન્ન થઇને માગવાનું કહે છે. ત્યારે ભક્ત કશુંજ માગતો નથી. પ્રભુ આપવા આગ્રહ કરે છે ત્યારે ભક્ત કહે છે નાથ મારા હૃદયમાં એકજ લાગણી છે એકજ લાલસા છે

મારૂં કલુષિત મન સંસારથી વિરામ પામીને આપનેજ દેખે અને આપના ચરણમાં અટલ અનન્ય ભક્તિ અને અટલ વિશ્વાસ ધારણ કરે એજ માગણી છે. આનું નામ ભક્તની નિસ્પૃહતા ઇષ્ટપ્રેમ. જયંતીમાં મૃત્યુ શબ્દ પ્રયોજન થાય, એ તો અમરતાજ ગણાય, દુનિયામાં ઘણા માણસો પોતાના બાળકોના જન્મદિવસો ઉજવતા હશે. પણ તે માત્ર ખાનપાનમાં અને બાહ્ય આડંબરમાં મનાવે છે. આથી એના દિવસોનો સાચો આનંદ મેળવી શકાતો નથી.

આ તિથિ બતાવે છે કે હું દર વરસે ફરી ફરીને આવું છુ એ એક વર્ષ દરમિયાન મનુષ્યે પોતાનો આત્મવિકાસ શું સાધ્યો? અને મનુષ્યજીવન ઊંચું લઇ જવા માટે શો પ્રયત્ન કર્યો? આ પ્રશ્નોના સાચા ઉત્તરો મેળવવા માટેજ આવી જયંતીઓ ઉજવવી જોઇએ મનાવી જોઇએ અને સૌએ પોતપોતાની શક્તિ અનુસાર પોતાનું જીવન સુંદરરીતે વિકસીત બનાવવું જોઇએ કે જેથી માનવ ધન્યભાગી બને છે. જ્યારે પરમકૃપાળુ પરમાત્માની અને ગુરૂદેવની પૂર્ણ કૃપા થાય તો જરૂર સફળતા પ્રાપ્ત થાય છે. ગોસ્વામિ તુલસીદાસજીની પાસે એક સગર્ભાબાઈ પોતાને પુત્ર પ્રાપ્તિ માટે આશીર્વાદની માગણી કરે છે ત્યારે મહાત્મા તુલસીદાસજી, સ્ત્રી માત્ર પોતાને માતાસ્વરૂપ માનનાર એ તેમને કહે છે કે?

દોહા

જનની જને તો ભક્ત જન, યા દાતા યા શૂર;
નતર વાંઝ રહતો ભલો, મતિ ગવાવે નૂર

આર્યાવર્તની પવિત્ર માતાઓએ ઉપરોક્ત ગોસ્વામિજીની માગણી અનુસાર પુત્રને જન્મ આપવો જોઇએ.

વળી कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च तेन।
अपार संवित्-सुख[illegible] लीनं परे [illegible] यस्य चेतः॥

મહાન પુરુષોના પ્રાદુર્ભાવ જગતના જીવોના કલ્યાણ માટેજ થાય છે. આવી જયંતીઓ મનાવો ઉજવો પણ આવા ઉત્સવો આપણી પાસે માગે છે. જીવનમાં ઉતારવાનું અને જીવનનો સાચો રાહ રચવાનું, એ સમજો-મહાત્માજીના સમકાલિન આ કાઠિયાવાડમાં લાખોની સંખ્યામાં બ્રાહ્મણો હતા તેઓમાં આ મહાત્માજીજ માત્ર કેમ પ્રકાશ્યા? પૂર્વના સુસંસ્કારી આત્માઓ વિરલાજ હોય છે. આવા સત્પુરુષોના જીવનની શરૂથી આખર સુધીની ઝીણવટથી ઝાંખી કરીએ તો વિલક્ષણતા અને ગહનતા જ દેખાય. તેઓ પોતાના જીવનનો પરિચય જનતાને સુંદર રીતેજ આપતા જતા હોય છે. દુનિયા ગમે તે બોલે તેની દરકાર તેઓ કરતાજ નથી. તેઓ તો સદા પોતાના નિશ્ચિત માર્ગમાં ગતિ કર્યે જાય છે. છતાં આવા પુરુષોને નિંદનારા પણ હોય છે. અને સ્વાભાવિક રીતે નિંદક કે વિરોધીઓ હોવાની જરૂર છે. એથી મનુષ્યની કસોટી થાય છે અને વિશેષ મૂલ્યાંકન થાય છે. શ્રી માલવિયાજી શ્રીમાન્ દરભંગા નરેશની સાથે બનારસમાં વિશ્વવિદ્યાલયની યોજના માટે ફંડ મેળવવા ફરતા હતા અમારી જન્મભૂમિમા પણ આવેલા. પંડિતજીને પ્રશ્ન થયો કે આપની પાછળ કુપ્રશંસા થાય છે ત્યારે તેઓશ્રી બોલ્યા કે જેમ હાથીની પાછળ કુતરૂ ભસે એની હાથી ઉપેક્ષા કરતોજ ચાલ્યો જાય છે તેવી રીતે મનુષ્યે પોતાના કર્તવ્ય પથ ઉપર ગતિમાન રહેવું. નિંદા સ્તુતિની દરકાર ન કરવી.

> કોઉક નિંદત કોઉક બંદત, કોઉક આયકે દેત હે ભક્ષન,
> કોઉક આયકે ચંદનસે પન, કોઉક ડારત ધૂલ તતક્ષન;
> કોઉ કહે યહ મૂરખ દીખત, કોઉ કહે યહ હય વિચક્ષન,
> સુંદર કાહુસે રાગ ન દ્વેષ, એ સબ બનહુ સંત કે લક્ષન.

સંતનાં લક્ષણો શાસ્ત્રોએ વર્ણવ્યાં છે એવા મહાન ગુણવાળા ઉદારચિત મહાત્માઓ દુર્લભ છે.

સ્વામી રામતીર્થ જેવી સમર્થ વ્યક્તિએ પણ પોતાના જીવનમાં સ્વાશ્રયનો અને માનાપમાન સમાનતાનો પરિચય કરાવ્યો છે આવા વિદ્વાન પગે ચાલીને ઘૂમે? યુરોપ, અમેરિકા જવા માટે પાસપોર્ટની માગણી કરતાં વિદેશી સત્તા પ્રશ્ન કરે છે કે સાધુને વળી યુરોપ જવાનું શું-પ્રયોજન? જવાબમાં કહે છે કે મારી આંખે તો ભારત ને યુરોપ એકજ છે. ખર્ચની સગવડ માટે પણ કોઇ અપમાનજનક શબ્દો સમજાવે તો તે પણ સહન કરી લીએ એટલુંજ બોલે કે અપમાન કરનારા પોતાનો કુસ્વભાવ ન છોડે તો હું મારો સન્માન ભાવ કેમ છોડી શકું? આનું નામ મહાપુરુષો. સંતના જીવનને ખરી રીતે ઢુંઢનારા કોઇક હોય છે. સંતને સંતજ જોઇ શકે છે. જાણી શકે છે બાકી તો અજ્ઞાની જનો પોતાના દુરાગ્રહ ન છોડે તો જ્ઞાનીઓ પોતાની મહત્તા કેમ છોડે?

> क्षमा शस्त्रं करे यस्य, दुर्जनः किं करिष्यति ।
> अतृणे पतितो वह्निः स्वयमेव प्रशाम्यति ॥

સંત પુરુષો સદા ગંભીરતાપૂર્વક વિચરતા જગતના મનુષ્યોનું જીવન સુધારે છે.

કબીરજીનો દાખલો આપું-એમનું બહુમાન કાશીનાં બ્રાહ્મણોથી સહન ન થયું તેથી જ્યારે કાશી નરેશ કબીરના દર્શન પૂજન માટે આવવા ટાણે જ એક કુલટાને કબીરજીની પાસે મોકલી અને રાજાજીને એવું ઉલટું સમજાવ્યું કે આ કુલટા તો રોજ કબીરને ત્યાં

આવે છે રાજાજીને ગુરુમા દૃઢ વિશ્વાસ હતો એટલે એમણે ગુરુપૂજનનો કાર્યક્રમ પ્રેમથી પતાવ્યો પણ જરા શક્તિ બન્યા ખરા છતાં સંતના સતનો તાપ આ સ્ત્રીથી સહન ન થયો તે પશ્ચાતાપ સાથે સંતના ચરણમાં ઢળી પડી અને પોતાની બનાવટી સર્વે વાત કબીરજીને નિવેદન કરી. કબીરજી બોલ્યા–મારી પાસે પતિત આવેજ નહિ. માતા તારૂં ધન્ય ભાગ્ય છે બ્રાહ્મણોનો દોષ નથી પ્રભુએ તારા ઉપર અનુગ્રહ કરી બ્રાહ્મણો મારફત મારી પાસે તને મોકલી છે–તારૂં કલ્યાણ થાઓ! તે પછી આગળ જતાં આ બાઈ કબીરજીની શિષ્યા ભગવતી દેવી બની ગઈ. મેં શ્રીમન્નાથજીને માટે કરાચીમાં બહુજ પ્રશંસા સાંભળેલી અને બીલખાના આશ્રમમાં પાંચ સાત વર્ષ પહેલાં એકાદ રાત્રિ (બ્રહ્મચર્યાવસ્થામાં) રહ્યો. આશ્રમ જોતા પણ પૂજ્ય બુદ્ધિ ઉપજેલી. મહાત્માજીના જીવન વિષે, વિશેષ તો અહીંથીજ જાણી શકયો છુ એમના જીવનચરિત્રમાંથી મને બહુજ સુન્દરતા મળી છે. જેઓ શિક્ષક તરીકે હતા ત્યારે એમણે પોતાના વિદ્યાર્થીઓ પ્રતિ કદી કિંચિત ક્રોધ નથી કર્યો એ વસ્તુ સુચક છે કે આગળ જતા તેણે ક્રોધ ઉપર વિજય કર્યો છે. વળી હિમાલય અને ગિરનાર જેવા પહાડોમાંથી કુદરતી આદેશ મેળવી જેઓ બહાર આવ્યા અને ખાસ કરીને સૌરાષ્ટ્રની ભૂમિને પાવન કરી પોરબંદરની જનતા અને ગોવિંદજીભાઈ વકીલ ભાગ્યશાળીજ લેખાય. વળી શ્રીમતિ મોંઘીબેન જેવાં આદર્શ ભક્તો પણ અહી થયાં આ શ્રીસુદામાની ભુમિ સદા પવિત્ર અને સૌભાગ્યવતી છે. સ્વાભાવિક નિયમ મુજબ કોઇ કોઇ ઉચ્ચકોટિની વ્યક્તિ જનતા જનાર્દનનું કલ્યાણ કરવા માટે જ આવિર્ભૂત થાય છે.

મહાત્માશ્રીનું જીવન જોતા જણાય છે કે ભાષાનીરૂપે સ્વતંત્ર ગદ્યરૂપે અને પદ્યરૂપે પાંચેક લાખ જેટલી સંખ્યામાં પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે. ગુજરાતી ભાષા જાણનાર જનતા ભાગ્યશાળીજ લેખાય કે આટલું સમૃદ્ધ ધાર્મિક સાહિત્ય અને પોતાનો આદર્શ એમને માટે આ ઋષિમહારાજ મૂકતા ગયા છે

લાખો આદમીઓએ ઉપરોક્ત સત જીવનનું મહાત્મ્ય સમજીને તેના સાહિત્યને વિચારી તેને અનુસાર પોતાના જીવતનું ઘડતર કરવુ જોઇએ અને તેનો ખરો લાભ ઉઠાવવો જોઈએ આવા એક ધુરંધર મહાપુરુષની જયંતી આવા ટૂંકા સ્કેલમા ન ઉજવાવી જોઇએ. મોટા પાયા ઉપર પ્રોગ્રામ રચાવા જોઈએ અને હજારો માણસોની વિરાટ-સભામાં દુનિયાને બતલાવો કે આ મહાન વિભૂતિ કેવી ઉચ્ચ કોટિની હતી આવા મહાન ઉપદેશકના જીવનની જયંતી એક નાના કમરામાં ઉજવાય એ આપણી કમજોરી છે, એ નમળાઇ દૂર થવી જોઇએ અને આવા જીવનમુક્ત પુરુષના જીવનના આદેશનો અને ઉપદેશનો બહોળો પ્રચાર કરો અને જનતાના જીવનનો વિકાસ સાધો એ અમારી ખાસ ભલામણ છે.

આ પ્રસંગે ૫૦૦–૭૦૦ માણસની હાજરી તો હતી છતાં પણ સ્વામીજી મહારાજનું વક્તવ્ય વધુમાં વધુ જન સંખ્યા આનો લાભ ઉઠાવે એવી પ્રેરણારૂપે ~~હતું~~ પ્રવચન પૂરૂં થયા પછી દરેક શ્રોતાઓને પ્રસાદી વહેંચવામાં આવી હતી સાથેજ જય શ્રીઅમરનાથ પ્રભુના ઘોષ સાથે સભા વિસર્જન થઈ હતી. ઇતિશિવમ્



———[ * ]———

Reg. No. B. 3087.
સને ૧૯૪૮ તા. ૨૫ નવેમ્બર

## पूजन समाचार

માંગશર સુદિ ૧૫ બુધવાર શ્રી દત્ત જયંતી નિમિત્તે સવારમાં સ્ટા ૮ાા થી ૧૦ાા તા. ૧૫ ડીસેમ્બર ૧૯૪૮ના દિને પૂજ્યપાદ શ્રી સદ્ગુરુદેવનું મહાપૂજન ષોડશોપચારવિધિથી માધવભુવન-કાંદાવાડીમાં થશે.

લી૦ આનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈ

——[ * ]——

P O Bilkha
(Saurashtra-India)

## श्रीकार्तिकीपूर्णिमा–त्रिपुरी–पूर्णिमानो

### આધ્યાત્મિક મહોત્સવ

ગતાંકમાં જણાવ્યા પ્રમાણે આ મહોત્સવ સવારના યથાસમયે શરૂ થયો હતો, અને રાત્રિએ યથાસમય તેની શાંતિપૂર્વક પરિસમાપ્તિ થઈ હતી. શ્રીસદ્ગુરુપરમાત્માનું મહાપૂજન આવેલા બંધુ-બહેનોએ ષોડશોપચારપૂર્વક શાસ્ત્રીયરીતે કર્યું હતું, અને સર્વત્ર આનંદ આનંદ વ્યાપી રહેલો હતો તે પછી શ્રી મહારાણીદાસભાઈએ પ્રવૃત્તિ અને નિવૃત્તિ નામક ઉપદેશગ્રંથાવલિનું વાચન કર્યું હતું અને શ્રીમજાયસુબોધમાલાના થોડા દોહરા પણ વાંચી સમજાવ્યા હતા તે પૂર્વે તેઓએ પ્રસ્તાવના રૂપે આગલી રાત્રે પણ સમારંભના કર્તવ્ય વિષે કહ્યું હતું, અને તે પછી શ્રી કરણસિંહજીભાઈએ લખેલા કૃપાનંદ સંબંધીના લેખનું વાચન શ્રી દયાળસિંહજીભાઈએ કર્યું હતુ. પૂર્ણિમાના દિવસે રાત્રિએ શ્રી જયંતીલાલભાઈ જોબનપુત્રાએ પણ આનંદાશ્રમની સુવ્યવસ્થા સંબંધી બે શબ્દો કહ્યા હતા, અને તે તે પછી કર્ણાટકી બ્ર દત્તાત્રેય શર્માએ પણ ત્યાગ અને વૈરાગ્ય સંબંધી (જીવન ઉત્સાહ) સબંધે ટુંકું છતાં સુંદર પ્રવચન હિંદી ભાષામાં કર્યું હતું, અને એ રીતે શ્રીમદ્ગુરુપરમાત્માનો આ મહાપૂજનમહોત્સવ આનંદ મંગલ રીતે ઉજવાયો હતો, અને સર્વત્ર આનંદ પ્રવર્તાયો હતો ૐ શાંતિઃ।। શ્રી. મધુવન ટી. પરીખ, અને શ્રી. નર્મદાશંકર પચોળીએ પણ મહોત્સવ અંગે વાચન કર્યું હતું

વર્ષ ૧૭ મું

કાર્તિક

અંક ૬

સંવત્ ૨૦૦૫

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો બીલખા

प्रशान्तेः परिवाहोऽयम् श्रीमन्नाथसुखाश्रमे ।
प्रशान्तवाहितावृत्तेर्यस्मिन् मज्जन्ति योगिनः ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના આનંદાશ્રમમાં સર્વત્ર વહી રહેલો પ્રશાંતિનો આ પ્રવાહ, જેમાં યોગીઓ આશીખ સ્નાન કરે છે તે પ્રશાંતવાહિતાવૃત્તિની પ્રશાંતિનો છે

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીમન્નાથપ્રભુને વંદન. | ૮૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૮૨ |
| ૩ | યોગસૂત્રો. | ૮૩ |
| ૪ | પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્નાથશર્મા–આનંદાશ્રમ–નવાગામ, પોસ્ટ બીલખાનો સં. ૨૦૦૨–૨૦૦૩ના દિવાળી સંબંધી વૃત્તાંત. | ૮૬ |
| ૫ | બ્રહ્મચિંતન | ૮૯ |
| ૬ | સાભરે ગોવા ગુરુ. | ૯૨ |
| ૭ | આનંદાશ્રમ-સમાચાર. | ૯૩ |
| ૮ | ગત કાર્તિકી પૂર્ણિમા ઉપર શ્રી. નર્મદ ટી. પચોળાએ શિષ્યમંડળ સમક્ષ કરેલુ પ્રવચન. | ૯૪ |
| ૯ | ખેદજનક અવસાન. | |


——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

શ્રી અમદાવાદ-આનંદાશ્રમમાં પૂજ્યપાદ કૃપાનાથના જયંતી મહોત્સવ, બેસતા વર્ષ તથા કાર્તિકી પૂનમના દિવસે ત્યાંના સૌ ગુરુબંધુઓએ મળી વિધિપૂર્વક પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કર્યું હતુ, તેવીજ રીતે પોરબંદર-આનંદાશ્રમ, મોજીદડ-આનંદાશ્રમ, કુતિયાણા આનંદાશ્રમ, કુંડલા, સાદરા, જામજોધપુર, જશુસર, આણંદ, સીગામ વગેરે સ્થળોએ પણ મહાપૂજન થયા હતા, અને ભેટ વગેરે આનંદાશ્રમમાં મોકલવામાં આવી હતી.

——[ * ]——


જરૂરી

સૂચના.—લેખસંબંધી અને માસિક સંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (સૌરાષ્ટ્ર) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક- શ્રી. મહાશણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લીથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्ति नाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૭ મું ] કાર્તિક સંવત્ ૨૦૦૫ [ અંક ૬ ઠો

## શ્રીમન્નાથપ્રભુને વંદન

( લેખક—શ્રી. અમરશી સુંદરજી-બખરલા-હાલ પોરબંદર )

હરિગીત છંદ બહિર્લાપિકા

સનાતન ધર્મ સ્થાપવા, બ્રહ્મકુળે અવતાર ધર્યો;
દર્શન મહેશ્વરનાં થવા, ઉગ્ર યોગ વન આદર્યો
ગુરુને દર્શન બે રૂપનાં, હિમાલયથી પાછા ફર્યા;
રુકો આપ્યો નારાયણે, નાથને બ્રહ્મરૂપ કર્યા
શ્રી ગુરુદેવ નિજ ભક્તને, સદા કામધેનુરૂપ છે,
મહામાયા તિમિરનો, ધ્વંસકર્તા સૂર્યરૂપ છે
નાથ યોગને પ્રસારવા, પૂનમના ચંદ્ર સમ જાણો,
થનાર હોય જે ભાવિમાં, તે ટાળવા સમર્થ ભણો
ભરતખંડ પુણ્યશાળી, પ્રાકટ ગુરુ શિવસ્વરૂપ ધરી;
ગહન વિષયયોગ જ્ઞાનનો, બતાવેલ કરામલ કરી.
વાણી તત્ત્વમસિ દલમથી, શિષ્ય અનેક મુક્ત કર્યા;
નયનથી નાથ નિરખતાં, શરણાંગતનાં અઘ બળ્યાં.
વિવેકાદિક ભંડારને, ભવસિંધુ તારક નાવ છે,
જગતનો ઉદ્ધાર કરવા, પૃથ્વિપર પ્રાદુર્ભાવ છે.
યમાદિ અષ્ટાંગ યોગથી, સદા ઇંદ્રિયો દમન છે,
તે સદ્ગુરુ દિવ્ય મૂર્તિને, નિત અમરશીના વંદન છે.

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

નવા વર્ષમાં શ્રદ્ધાપ્રીતિથી પરમાર્થનાં સાધનોનું સેવન કરશો.

વસ્ત્ર ઊતારતાં જો પ્રમાદથી યજ્ઞોપવીત નીકળી જાય તો જો સગવડ હોય તો યજ્ઞોપવીત બદલાવવું, નહિ તો-"यज्ञोपवीतं०" ઇત્યાદિ મંત્ર ભણી પુનઃ તે ધારણ કરવું.

સાયંસંધ્યાસમયે ગાયત્રીનું વિસર્જન બેસીને પણ કરી શકાય.

કર્તવ્યપરાયણતા વધારી પ્રસન્ન રહેશો.

શ્રદ્ધા અને ઉત્સાહથી પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન કરવાથી તે વહેલાં સિદ્ધ થાય છે. તત્ત્વોના રંગમાટે સ્વરોદયમાં જોઇને અભ્યાસ કરશો.

પાંચ કરોડ મંત્રનો જપ કરવો હોય તો જેટલી માલા તમારાથી નિત્ય થઈ શકે તેટલી માલાવડે પાંચ કરોડને ભાંગવાથી કેટલા દિવસમાં તે થઇ શકશે તે તમને સમજી શકાશે.

પ્રભુની બલવતી માયા જીવને પ્રભુનું દર્શન થવા દેતી નથી તેમાં ભક્ત જીવના હૃદયની કોઇક પ્રકારની ન્યૂનતા એ હેતુ હોય છે ભક્તનો દૃઢતાવાળો પ્રયત્ન પ્રભુ પોતાની આગળ કે પાછળ જ્યાં હોય ત્યાંથી પ્રભુને શોધી શકે છે.

પ્રભુની અનન્યભક્તિ ને તેમનું અનન્યશરણ માયાને તરી જવાનું બલ ભક્તના હૃદયમાં આપે છે.

શ્રીઈશ્વર પરમ દયાલુ છે. જીવોનાં કર્માનુસાર તેઓ જે કરે છે તેમાં જીવનું હિત હોય છે, ક્યારે પણ તેમાં જીવનું અહિત હોતું નથી. જીવની મરણોત્તર સ્થિતિને નહિ જાણનારા અજ્ઞાની જનો સ્નેહને ને સ્વાર્થને વશ થયેલા હોવાથી તેમને શ્રીઈશ્વરની કૃતિમાં અનુચિતતા કે નિર્દયતા લાગે છે, પણ તેવું કશું શ્રીઈશ્વરની નિયતિમાં નથી.

આવા પ્રસંગમાં ધૈર્ય રાખવું તે આવશ્યક છે. ઇચ્છિત ફલીભૂત ન થવાથી તીવ્ર લાગણીવાળા સકામ મનુષ્યોના હૃદયને આઘાત થાય એ સ્વાભાવિક છે, પણ સમજુએ પોતાના હૃદયને આઘાત નહિ લાગવા-દેતાં આવા પ્રસંગથી વૈરાગ્યની વૃદ્ધિ કરવાનું શીખવાનું છે

ભક્તે તો "રાજી હું મૈં ઈસ્મે તેરી રજા હૈ." એમ કહેવું જોઈએ પોતાના મનને એમ રાખવામાંજ ભક્તને લાભ છે

શોક એ ગયેલી વસ્તુને પાછી મેળવવાનો કે અંતઃકરણને સુખી કરવાનો ઉપાય નથી શોક તો તેને સેવનારના અંતઃકરણને વધારે ને વધારે સ્થૂલ બનાવી વિશેષ વિશેષ દુઃખી કરે છે, માટે તે સર્વથા ત્યાજ્ય છે.

( ચાલુ )

——[ * ]——

# योगसूत्रो

[ અનુવાદકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૭૦ થી )

वृत्तिसारूप्यमितरत्र ॥ ४ ॥

ગુર્જરી —બીજી અવસ્થાઓમાં જેવું રૂપ વૃત્તિનું તેવું રૂપ પુરુષનું હોય છે.

પદબોધિની.—**इतरत्र अन्यस्यामवस्थायाम्।** ઇતરત્ર એટલે બીજી અવસ્થામાં **वृत्तयः वक्ष्यमाणलक्षणा।** વૃત્તિઓ જેમનું લક્ષણ હવે કહેવામા આવશે, **ताभिः सारूप्यं समानाकारत्वं।** તેમની સાથે સરૂપપણું એટલે સમાન આકારપણું હોય છે **तत्तादात्म्य भ्रमो भवतीति वाक्यशेष ।** તે વૃત્તિઓને વિષે પુરુષને પોતાપણાનો ભ્રમ થાય છે એમ જો કે વાક્યમાં પ્રસિદ્ધ કર્યું નથી પણ તે કહેવાનું બાકી રહ્યું છે એમ અનુબંધ જોતાં જણાઈ આવે છે. **अत एव न तदापि तस्य स्वरूप क्षतिरस्ति लौहित्यभ्रमकाले स्फटिकस्येवेति द्रष्टव्यम् ॥ ४ ॥** આથીજ રાતા પુષ્પની સમીપતાથી સ્ફટિક રાતો હોવાનો ભ્રમ થવાને સમયે પણ સ્ફટિક ખરેખર રાતો થયેલો હોતો નથી તેમ વૃત્તિઓના સમાન આકારને પામેલો હોવાનો ભ્રમ થવાને સમયે પણ પુરુષ ખરેખર વૃત્તિના સમાન આકારને પામેલો હોતો નથી એમ જાણવું જોઇએ

ભાષ્ય —**कथं तर्हि।** નિરોધ અવસ્થાથી ભિન્ન બીજી અવસ્થાઓને વિષે પણ પુરુષ ખરેખર તો ચૈતન્યસ્વરૂપજ હોવા છતા તે એક રીતે ચૈતન્યસ્વરૂપ નથી પણ હોવો એવું ઉપરમાં કહ્યુ છે, તો પછી તે સમયે તે કેવો હોય છે તે કહેતાં કહે છે કે **वृत्तिसारूप्यमितरत्र।** નિરોધથી ભિન્ન બીજી અવસ્થાઓને વિષે પુરુષ વૃત્તિના સમાન રૂપવાળો હોય છે એટલે જેવી વૃત્તિ તેવો પુરુષ હોય છે તેનું કારણ કહેતાં કહે છે કે **दर्शितविषयत्वात्।** કારણ કે વૃત્તિ જે વિષયને દેખાડે તે વિષયને પુરુષ દેખનો હોતો છતાં વૃત્તિને વિષે પોતાપણું કરી રહેલો હોવાથી પુરુષ તે વિષયને તે પોતે દેખે છે એમ માનતો થયો હોય છે તેથી પછી **व्युत्थाने याश्चित्तवृत्तयस्तदविशिष्टवृत्तिः पुरुषः।** વ્યુત્થાન અવસ્થામાં એટલે નિરોધથી ભિન્ન બીજી અવસ્થાઓમાં ચિત્તની જે સમયે જે વૃત્તિઓ હોય છે તે સમયે તે વૃત્તિઓથી પુરુષ જુદો ન પાડી શકાય એવો એકમેક હોય છે. **तथा च सूत्रम्।** પંચ શિખાચાર્યનું એવું સૂત્ર પણ છે કે **एकमेव दर्शनं ख्यातिरेव दर्शनम्।** વ્યુત્થાનની અવસ્થામાં વૃત્તિનું અને પુરુષનું એકજ દર્શન (જ્ઞાન) હોય છે, એટલે જે જ્ઞાન વૃત્તિને થાય છે તેજ જ્ઞાન પુરુષને તે સમયે થાય છે, કારણકે વૃત્તિનાજ જ્ઞાનને પુરુષ પોતાનું જ્ઞાન માને છે, પણ તેથી તે સમયે પુરુષ ચિત્તની સાથે વા ચિત્તની વૃત્તિ સાથે ખરેખર એકતાવાળો થયેલો હોય છે એવું નથી **चित्तमयस्कान्तमणिकल्पं संनिधिमात्रोपकारि दृश्यत्वेन स्वं भवति पुरुषस्य स्वामिनः।** લોહચુંબક લોહની સમીપ હોવામાત્રથી જેમ તે લોહનું ખેંચાણ કરનારો થાય છે તેમ ચિત્ત પુરુષની સમીપ હોવા માત્રથી પુરુષ તેને પોતાનું માનતો થાય છે ને પોતાને તેનો સ્વામી માનતો થાય છે, કારણકે ચિત્ત પુરુષનું ભોગ્ય થવાની યોગ્યતાવાળું છે. **तस्माच्चित्तवृत्तिबोधे पुरुषस्यानादिसंबंधो हेतुः ॥ ४ ॥** એમ હોવાથી ચિત્તની વૃત્તિના જ્ઞાનને પુરુષ પોતાનું જ્ઞાન માનતો થાય છે તેમાં તેને ચિત્તથી પોતાના જુદા સ્વરૂપનો અવિવેક હેતુ હોય છે ચિત્ત અને પુરુષની સમીપતાનો

સંબંધ એ અવિવેકનો હેતુ હોય છે. લોહચુંબક અને લોહનો સમીપતાનો સંબંધ લોહનું લોહચુંબકભણી ખેંચવાનું કાર્ય પ્રકટાવવાની યોગ્યતાવાળો હોય છે. એવી રીતે ચિત્ત અને પુરુષનો સમીપતાનો સંબંધ તેના ચિત્તનેજ પોતાનું સ્વરૂપ માનવાના પુરુષના અવિવેકને ઉભો કરવાની યોગ્યતાવાળો હોય છે તેથી પુરુષને એવો અવિવેક થાય છે. ચિત્ત અને પુરુષનો આ સમીપતાનો સબંધ અનાદિ છે તેથી પુરુષનો આ અવિવેક પણ અનાદિ હોય છે.

અનુવાદઃ—ચિત્તની નિરોધઅવસ્થામાં પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે એવું ત્રીજા સૂત્રમાં કહ્યું તેથી નિરોધઅવસ્થાથી ભિન્ન બીજી અવસ્થાઓમાં એટલે મૂઢ ક્ષિપ્ત વિક્ષિપ્ત અને એકાગ્ર અવસ્થાઓમાં પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્થિત હોતો નથી એમ કહેલું થાય.

અને જે કાંઇ જે સમયે તેના પોતાના સ્વરૂપમાં સ્થિત ન હોય તેનું તે સમયે અસ્તિત્વ ન હોય.

તેથી ચિત્તની નિરોધઅવસ્થાથી ભિન્ન બીજી અવસ્થાઓમાં પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્થિત હોતો નથી એમ માનવામાં આવે તો તે અવસ્થાઓમાં પછી પુરુષનું અસ્તિત્વજ હોતું નથી એમ માનવું થાય, પણ પુરુષ તો તે અવસ્થાઓમાં પણ હોય છે એમ પ્રત્યક્ષ જણાય છે.

તેમજ પુરુષનું પોતાનું સ્વરૂપ ચૈતન્ય હોવાથી તથા ચૈતન્યનું અસ્તિત્વ સદા રહે એવું હોવાથી ચિત્તની નિરોધઅવસ્થાથી ભિન્ન બીજી અવસ્થાઓમાં પુરુષનું અસ્તિત્વ ન હોય એ સંભવી પણ શકતું નથી.

છતાં ત્રીજા સૂત્રમાં ચિત્તની માત્ર નિરોધઅવસ્થામાંજ પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્થિત હોય છે એમ જે કહેલું છે તે કેવી રીતે ઘટી શકે છે તે કહેતાં આ સૂત્રમાં કહ્યું છે કે, ચિત્તની નિરોધઅવસ્થાથી ભિન્ન બીજી અવસ્થાઓમાં એટલે મૂઢ ક્ષિપ્ત વિક્ષિપ્ત ને એકાગ્ર અવસ્થાઓમાં પણ પુરુષ વસ્તુતાએ તો તેના પોતાના સ્વરૂપમાં સ્થિત હોયજ છે.

પણ ચિત્તની સમીપતાના સબંધથી તે ચિત્તસાથે એવો એકમેક થઇ જાય છે કે તેને તેના ચૈતન્યસ્વરૂપનો વિવેક ઉપસ્થિત રહેતો નથી તથા તેથી ચિત્તનેજ પછી તે તેનું પોતાનું સ્વરૂપ માનતો થાય છે.

એમ થવાથી પછી જે સમયે ચિત્તની વૃત્તિનું જેવું સ્વરૂપ હોય છે તેવું સ્વરૂપ તે સમયે પુરુષનું જણાય છે.

પણ તેથી પુરુષ તે સમયે ખરેખર ચિત્તની વૃત્તિના સ્વરૂપ જેવા સ્વરૂપવાળો થાય છે એવું નથી.

સ્વચ્છ સ્ફટિક રાતા પુષ્પની સમીપતાથી રાતો જણાય તે સમયે સ્ફટિક તેના સ્વચ્છ સ્વરૂપનો ત્યાગ કરીને રાતો થયેલો હોતો નથી.

તેમ ચૈતન્યસ્વરૂપવાળો પુરુષ ચિત્તની સમીપતાથી જે સમયે ચિત્તની વૃત્તિજેવો જણાય તે સમયે તે તેના ચૈતન્યસ્વરૂપનો ત્યાગ કરીને ચિત્તની વૃત્તિજેવો થયેલો હોતો નથી.

તેથી તો રાતા પુષ્પને દૂર કરવાથી સ્ફટિક પાછો સ્વચ્છ જણાય છે તેમજ નિરોધવડે ચિત્તને દૂર કરવાથી પુરુષ પાછો ચૈતન્યસ્વરૂપવાળો જણાય છે.

આ વાસ્તવિક સ્થિતિનો અનુવાદ કરીને ત્રીજા સૂત્રમાં પુરુષ ચિત્તની નિરોધઅવસ્થામાં તેના પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે એમ કહેલું છે તથા આ ચોથા સૂત્રમાં નિરોધઅવસ્થાથી ભિન્ન બીજી અવસ્થાઓમાં પુરુષ જે તે સમયની વૃત્તિના જેવા સ્વરૂપવાળો હોય છે એમ કહ્યું છે તે યોગ્યજ છે.

સમીપતાના સર્વે સંબધો કાંઇ ને કાંઇ કાર્ય પ્રકટાવવાની યોગ્યતાવાળા હોય છે એવું નથી પણ તેવા કોઇ કોઇ સંબંધો કાંઇ કાર્ય પ્રકટાવવાની યોગ્યતાવાળો હોય પણ છે,

લોહ અને લોહચુંબકનો સમીપતાનો સંબધ લોહચુંબકપ્રતિ લોહનું ખેંચાણ થવાના કાર્યને પ્રકટાવવાની યોગ્યતાવાળો હોય છે.

એવી રીતે ચિત્ત અને પુરુષનો સમીપતાનો સંબધ પણ, પોતાના ચૈતન્યસ્વરૂપના અવિવેકપૂર્વક પુરુષ ચિત્તનેજ તેનું પોતાનું સ્વરૂપ માનતો થાય, તથા તેથી પછી જે સમયે ચિત્તની જેવી વૃત્તિ હોય તેવો તે, પોતાને માનતો થાય, એવું કાર્ય પ્રકટાવવાને યોગ્યતાવાળો હોય છે.

ચિત્ત અને પુરુષનો સમીપતાનો આ સબંધ એક રીતે અનાદિ હોય છે તેથી પુરુષનો આ અવિવેક પણ એક રીતે અનાદિ હોય છે.

જે વસ્તુ વા જે સ્થિતિ ખરી હોય તેનો તો આદિ પણ ન હોય ને અંત પણ ન હોય, તે અનાદિ ને અનંત હોય

પણ જે વસ્તુ વા જે સ્થિતિ ખરી ન હોય તેનો આદિ ન હોય છતાં તેનો અંત હોય છે તેથી તે અનાદિ છતાં સાંત હોય છે.

ચૈતન્ય ખરી વસ્તુ છે તેથી તેનો આદિ પણ નથી ને તેનો અંત પણ નથી તે અનાદિ ને અનંત છે.

પ્રકૃતિ તથા પ્રકૃતિના કાર્યભૂત ચિત્તઆદિ કોઈ ખરી વસ્તુ નથી તેથી તેનો આદિ નથી પણ તેનો અંત હોય છે તથા તેથી તે અનાદિ છતાં સાંત હોય છે.

ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાથી ચિત્તનો પણ અંત થાય છે.

અને ચિત્તનો અંત થતાં પુરુષ ચિત્તના સંબધથી ઉભા થયેલા પોતાના સ્વરૂપના અવિવેકના બધથી સદાનેમાટે છૂટો થાય છે

ચિત્તના સંબધથી ચિત્તની વૃત્તિના જેવો પોતાને માનતો પુરુષ, ચિત્તની વૃત્તિના નિરોધવડે ચિત્તનો સંબંધ દૂર થતાં, પાછો પોતાને પોતાના સ્વરૂપભૂત ચૈતન્ય માનતો થાય છે અને છેવટ ચિત્તનો અંત થતાં પોતાના ચૈતન્યસ્વરૂપમાં સદાને માટે અવસ્થાન પામી રહે છે.

એમ ચિત્તની નિરોધઅવસ્થામાં પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે અને નિરોધઅવસ્થાથી ભિન્ન બીજી અવસ્થાઓમા પુરુષ ચિત્તની વૃત્તિના જેવો થાય છે એમ જે કહ્યુ છે તે યોગ્ય છે.

અને ચિત્તની વૃત્તિને અનુસરી રહેવાથી પુરુષને એક પ્રકારનો બંધ લાગુ પડે છે તથા ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાથી પુરુષને એ બધની નિવૃત્તિ થાય છે એમ પણ જે કહ્યુ છે તે સર્વથા યોગ્ય છે.

તેમજ ચિત્તની વૃત્તિના નિરોધનેજ આ શાસ્ત્રમાં યોગ કહ્યો છે તેથી પરંપરાએ ઊતરી આવેલા યોગના આ શાસ્ત્રનો અહિં જે ઉપદેશ કરવામાં આવેલો છે તે સર્વથા સાર્થક છે.

તેથી પોતાના દુ ખદ બંધની નિવૃત્તિ કરવા ઇચ્છનારા સર્વે વિવેકી પુરુષોએ આ ઉપદેશને અનુસરવું ઘટે છે એમ આ શાસ્ત્રના પ્રતિપાદનમાં પ્રથમનો એક પરિચ્છેદ અહિં પૂર્ણ થાય છે. (ચાલુ)

[ * ]

## પુજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્નથુરામ શર્મા–આનંદાશ્રમ–નવાગામ પોસ્ટ ચીલસ્વાનો સં. ૨૦૦૨–૨૦૦૩ના હિસાબો સંબંધી વૃત્તાંત

[ લેખક—શ્રી અજિતરાય હરિદાસ પારેખ ]

સં. ૨૦૦૩ના ૯મા અંકના પાને ૧૪૧માં સંવત્ ૨૦૦૦–૨૦૦૧ની સાલ સુધીનો વૃત્તાંત આપવામાં આવ્યો હતો હવે સંવત્ ૨૦૦૨–૨૦૦૩ના હિસાબો સંબંધી વૃત્તાંત આપવામાં આવે છે. સં. ૨૦૦૧ની આખરે સ્થાયી ભંડોળની-નક્કી રકમના રૂા. ૪,૬૭,૫૪૯–૧૨–૯ાા કેવી રીતે બનેલા છે તે ઉપલા વૃત્તાંતમાં પાને ૧૪૨મે સમજાવવામાં આવ્યું હતું સં. ૨૦૦૩ની આખરે સ્થાયી ભંડોળ રૂા. ૪,૭૧,૬૩૦–૪–૮નું થયું છે.

સં. ૨૦૦૩ની સાલમાં અમદાવાદવાળાં બાઈ રેવાબાઈ તથા બાઈ ચપાબાઈ તરફથી અમદાવાદ આનંદાશ્રમમાં ઇમારત બાંધવામાટે રૂા. ૬૬૦૧)ની ભેટ મળી હતી. સં. ૨૦૦૨ની સાલમાં આવકનો વધારો રૂા. ૨,૮૫૨–૯–૧નો થયો હતો. આ બે રકમ મલી કુલ રૂા. ૯,૪૫૩–૯–૧ સ્થાયી ભંડોળ ખાતે જમા કરવામાં આવ્યા હતા. સં. ૨૦૦૨–૨૦૦૩માં સ્થાયી ભંડોળ ખાતે નીચેની રકમો ઉધારવામાં આવી હતી—

| | |
|---|---|
| સં ૨૦૦૩માં આવક કરતાં ખર્ચનો વધારો | રૂા. ૩,૪૩૦–૧૩–૨ાા |
| જૂદાજૂદા આસામીઓ તરફથી આ વૃત્તાતના વર્ષો પહેલાં શરતીય ભેટની રકમો જૂદીજૂદી જમે કરવાને બદલે સ્થાયી ભંડોળ ખાતે જમે થઈ હતી તેનો સુધારો કરવા સ્થાયી ભંડોળ ખાતે પાછી ઉધારેલી રકમ. | ૧,૯૪૨–૪–૦ |
| | રૂા. ૫,૩૭૩–૧–૨ાા |

નીચે પ્રમાણે જાતા સ્થાયી ભંડોળ સં ૨૦૦૩મા રૂા. ૪,૭૧,૬૩૦–૪–૮નું થયું હતું.

| | |
|---|---|
| સં. ૨૦૦૧ની આખરે સ્થાયી ભંડોળ | રૂા. ૪,૬૭,૫૪૯–૧૨–૯ાા |
| ઉમેરો–ઉપરની વિગતે જમા કરેલી રકમો | ૯,૪૫૩–૯–૧ |
| | રૂા. ૪,૭૭,૦૦૩–૫–૧૦ાા |
| બાદઃ—ઉપરની વિગતે ઉધારેલી રકમો | ૫,૩૭૩–૧–૨ાા |
| | રૂા. ૪,૭૧,૬૩૦–૪–૮ |

ઉપર જણાવ્યા પ્રમાણે આવક ખર્ચનો વધારો કેવી રીતે થયો હતો તે આવક જાવકના ઓડીટ થયેલા પત્રકોમા બનાવવામા આવ્યો છે જેનો સંક્ષિપ્ત કોઠો નીચે મુજબ છે —

| | સં ૨૦૦૨ | સં. ૨૦૦૩ |
|---|---|---|
| ભેટ | રૂા. ૩,૬૬૭–૭–૧ | રૂા. ૩,૯૪૧–૨–૨ |
| વ્યાજ | ૧૧,૬૧૬–૨–૦ | ૧૨,૨૫૬–૧૫–૧૧ાા |

| | | |
|---|---|---|
| પુસ્તકોની ઉપજ | ૫,૪૩૦-૨-૩ | ૨,૬૩૩-૯-૦ |
| બીજી ઉપજ | ૬૭૨-૫-૬ | ૪૪૫-૧૨-૦ |
| કુલ આવક | રૂા ૨૧,૩૮૬-૦-૧૦ | રૂા. ૧૯,૨૭૭-૭-૧ાા |
| કુલ ખર્ચ (જેમાં મકાનના અસાધારણ સુધાર કામ અને પરચુરણ કામ માટે અનામત ફંડોના રૂા. ૨૪૦)નો સમાવેશ થાય છે,) | રૂા. ૧૮,૫૩૩-૭-૯ | રૂા. ૨૨,૭૦૮-૪-૪ |
| આવકનો વધારો…… | રૂા. ૨,૮૫૨-૯-૧ | |
| ખર્ચનો વધારો…… | | રૂા. ૩,૪૩૦-૧૩-૨ા |

જો કે સં ૨૦૦૩માં ખર્ચનો વધારો હતો છતાં રૂા ૨૦૦) અને રૂા ૪૦) ઉપર જણાવ્યા પ્રમાણે અનામત ફંડો ખાતે જમા કરવાનું કારણ ઓડીટરોએ પોતાના રીપોર્ટમાં દર્શાવેલું છે જે અક્ષરમાં રજુ કરું છુ—

"સાલ દરમ્યાન આવક કરતા ખર્ચ વધારે થયો છે કારણ કે રૂા ૭,૦૩૮-૧૪-૯નાં પુસ્તકો છપાવવામાં આવ્યાં છે તેના ખર્ચનો આ હિસાબમાં સમાવેશ થાય છે, પણ તેની સામે પુસ્તકોની સિલિક વધેલી છે એજ કારણથી ખર્ચમાં વધારો છતાં અનામત ખાતાંઓમાં દર સાલ અનુસાર રૂા ૨૪૦) મકાન સુધાર કામ અને પરચુરણ કામ માટે જમા કરવામાં આવ્યા છે" આ ઉપરથી ખર્ચનો વધારો કેવી રીતે થવા પામ્યો તે સમજી શકાશે

હવે ઉપલું ભંડોળ કયા પ્રકારનું બનવા પામ્યું છે તે નીચે મુજબ—

| | |
|---|---|
| ૧ સ્થાયી ભંડોળ | રૂા. ૪,૭૧,૬૩૦-૪-૮ |
| ૨ મકાનના અસાધારણ સુધારકામ અને પરચુરણ કામની અનામત રકમો | ૩,૮૪૦-૦-૦ |
| ૩ મકાન બધાવવામાટે અર્પણ કરેલી રકમ અનામત રખાઈ છે તે | ૨,૦૦૧-૦-૦ |
| | રૂા ૪,૭૭,૪૭૧-૪-૮ |

| | |
|---|---|
| ૧ ઉપલી ભંડોળની રકમમા આનંદાશ્રમની સ્થાવર મિલ્કતની કિંમત અને બીજાં લેણાંનો સમાવેશ થાય છે જે બાદ કરતાં સ્થાયી ભંડોળને લગતી જામીનગીરીઓ નીચે પ્રમાણે છે | |
| ઉપર પ્રમાણે | રૂા ૪,૭૭,૪૭૧-૪-૮ |
| બાદ-સ્થાવર મિલ્કતની કિંમત | ૧,૬૨,૫૮૯-૨-૯ |

| | | |
|---|---|---|
| બાદ-લેણાં | રૂા. ૨૪,૭૬૩-૬-૫ | રૂા. ૩,૧૪,૮૭૨-૧-૧૧ |
| જેમાંથી બાદ દેવાં | ૫,૫૧૦-૧૪-૯ | ૧૯,૨૫૨-૭-૮ |
| સ્થાવર મિલ્કત સિવાયનું સ્થાયી ભંડોળ | | રૂા. ૨,૯૫,૬૧૯-૧૦-૩ |

૨ સ્થાયી ભંડોળને લગતી સરકારી જામીનગીરીઓ અને જણસ:—

| | | |
|---|---|---|
| રૂા. ૨,૨૬,૯૦૦ની ૧૯૬૦-૭૦ની ૪ ટકાની લોન | રૂા. | ૨,૨૦,૬૫૨-૧૪-૬ |
| ,, ૧૦,૦૦૦ની ૧૯૪૭-૫૦ની ૩૫ ,, ,, | | ૧૦,૩૫૬-૧૪-૦ |
| ,, ૧૭,૨૦૦ની ૧૯૬૩-૬૫ની ૩ ,, ,, | | ૧૬,૬૯૬-૧૪-૦ |
| ,, ૪૪,૫૦૦ની ૧૯૪૬ કનવર્ઝન ૩ ,, ,, | | ૪૪,૧૧૧-૮-૧ |
| | રૂા. | ૨,૯૧,૮૧૮-૨-૭ |
| ૩ આનંદાશ્રમને લગતી રોકડ | | ૩,૮૦૧-૭-૮ |
| | રૂા. | ૨,૯૫,૬૧૯-૧૦-૩ |

૪ આ ઉપરાંત આનંદાશ્રમને શરતી એરા મળેલી છે. જેના અનામત ફંડોની કુલ રકમ રૂા. ૩૨,૩૯૮-૧૩-૪ની છે.

૫ ઉપલાં ફંડોને લગતી સરકારી જામીનગીરીઓ અને રોકડ—

| | | |
|---|---|---|
| રૂા. ૧૫,૦૦૦ની ૧૯૬૦-૭૦ની ૪ ટકાની લોન | રૂા. | ૧૩,૫૯૯-૧૫-૨ |
| ,, ૫,૪૦૦ની ૧૯૪૬ કનવર્ઝન ૩ ,, ,, | | ૫,૦૦૦-૧૧-૪ |
| | રૂા. | ૧૮,૬૦૦-૧૦-૬ |
| રોકડ જણસ | | ૧૩,૭૯૮-૨-૧૦ |
| | રૂા. | ૩૨,૩૯૮-૧૩-૪ |

૬ ઓડીટ થયેલા હિસાબમાં કુલ રોકડ રૂા. ૧૭,૫૯૯-૧૦-૬ની બતાવવામાં આવી છે. તે ઉપર આપેલા ખુલાસા પ્રમાણે નીચેની રકમોની બનેલી છે.—

| | | |
|---|---|---|
| આનંદાશ્રમને લગતી પુરાંત | રૂા. | ૩,૮૦૧-૭-૮ |
| શરતી એરા મળેલી તેને લગતી પુરાત | | ૧૩,૭૯૮-૨-૧૦ |
| | રૂા. | ૧૭,૫૯૯-૧૦-૨ |

વાંચનારનું ધ્યાન ખેંચવાનું કે કુલ શરતી એરાની રકમ રૂા. ૩૨,૩૯૮-૧૩-૪માંથી રૂા. ૧૩,૫૯૯-૧-૧૦ રોકડા છે. જેની જામીનગીરીઓ લેવાની રહે છે. વિશેષમાં જોઈ

શકાશે કે સં. ૨૦૦૧ની આખરે ૧૯૪૫-૫૫ની રૂા. ૭૦૬)ની લોન હતી તે પણ ભરપાઈ થવાના અંગે રોકડામાં ફેરવાઈ ગઈ છે. ટ્રસ્ટીમંડળ અપૂર્ણ હોવાથી સરકારી જામીનગીરીઓ ખરીદી શકાય નહિ હોય એ બનવા જોગ છે. પરંતુ ટ્રસ્ટીમંડળનું બધારણ તા. ૧૪-૧૧-૧૯૪૮ના રોજ નક્કી છે એટલે ટ્રસ્ટીમંડળ આ બાબતમાં ઘટતુ કરશે.

ઉપલા આંકડાઓને અનુસરી તપાસતાં આનંદાશ્રમનું સરવૈયું સમજવા માટે નીચે મુજબ સંક્ષિપ્તમાં કોઠો આપ્યો છે.

| | |
|---|---|
| ૧ સ્થાયી ભંડોળ | રૂા. ૪,૭૧,૬૬૦-૪-૮ |
| ૨ અનામત ફંડો | ૩,૮૪૦-૦-૦ |
| ૩ મકાન બાંધવામાટે અર્પણ કરેલી રકમની અનામત | ૨,૦૦૧-૦-૦ |
| ૪ શરતી ભેટોની રકમ | ૩૨,૩૬૮-૧૩-૪ |
| | રૂા. ૫,૦૯,૮૭૦-૨-૦ |
| ૫ સ્થાવર મિલકતો | રૂા. ૧,૬૨,૫૯૯-૨-૯ |
| ૬ આનંદાશ્રમને લગતી સરકારી જામીનગીરીઓ | ૨,૯૧,૮૧૮-૨-૭ |
| ૭ આનંદાશ્રમની રોકડ પુરાંત | ૩,૮૦૧-૭-૮ |
| ૮ દેવાં બાદ જતાં રહેલા લેણાં | ૧૯,૨૫૨-૭-૮ |
| ૯ શરતી ભેટોની સરકારી જામીનગીરીઓ | ૧૮,૬૦૦-૧૦-૬ |
| ૧૦ „ „ને લગતી પુરાંત | ૧૩,૭૯૮-૨-૧૦ |
| | રૂા. ૫,૦૯,૮૭૦-૨-૦ |

જણાવવાની જરૂર છે કે હિસાબો આનંદાશ્રમના ઓડીટરોએ ઓડીટ કરેલા છે, અને હમેશ મુજબ કાંઈપણ વાધા વગરની ( *Unqualified* ) સર્ટિફિકેટ આપેલ છે.

——[ * ]——

## ब्रह्मचिंतन

[ લે. શાસ્ત્રી હરદત્ત રેવાશંકર જોશી ]

શ્રીયાજ્ઞવલ્ક્ય ઋષિને મૈત્રેયી અને કાત્યાયની નામની બે પત્નીઓ હતી, તેમાં મોટાં મૈત્રેયી હતાં તે બ્રહ્મસ્વરૂપને જાણવાની અભિલાષાવાળાં અને વૈરાગ્યશીલ હતાં.

અંતઃકરણમાં રહેલ સંસારની મિથ્યા વાસનારૂપ મેલને વૈરાગ્યરૂપ અગ્નિથી બાળ્યા વિના જ્ઞાનરૂપ અંકુર ઉદ્દભવતો નથી. "मुक्तिं इच्छसि चेत्तात विषयान्विषवत्त्यज" ગુરુ પોતાના પુત્રને મોક્ષનો ઉપદેશ આપતા પહેલા અંતઃકરણની યોગ્યતા લાવવા કહે છે કે હે પુત્ર ! તને જો મોક્ષની ઇચ્છા હોય - તો તું વિષયોને વિષરૂપ ગણી તેનો ત્યાગ કરી દે. મૈત્રેયી પોતાના પતિદેવ યાજ્ઞવલ્ક્યમુનિ સાથેના સત્સંગથી વૈરાગ્યશીલ સ્વભાવવાળાં થઈ વેદાંતશાસ્ત્રમાં નિષ્ઠાવાળા હતાં; અને કાત્યાયની દેવી ગૃહકાર્યમા કુશળ હતાં. તેઓ ગૃહસ્થાશ્રમના ધર્મમાં પ્રેમવાળાં હતાં.

એક દિવસ યોગી યાજ્ઞવલ્ક્યે પોતાનો ઉત્તરાવસ્થામાં પ્રવેશ થયેલો જાણી સંન્યાસ

ગ્રહણ કરવાનો સંકલ્પ કર્યો અને તેઓના મનમાં એવો વિચાર થયો કે સંન્યાસ ગ્રહણ કરવા પહેલાં મારી પાસે વ્યાવહારિક રીતે ગણાતી જે ધનાદિ સંપત્તિ છે તેનો બને સ્ત્રીઓને વિભાગ કરી આપવો કે જેથી મારા સન્યાસ ગ્રહણ પછી કોઇને પરસ્પર તે બાબતમાં કંઇ કલેશ કરવાનું કારણ રહે નહિ. તેથી પ્રથમ મૈત્રેયીને યાજ્ઞવલ્ક્ય મુનિએ પૂછ્યું કે હે મૈત્રેયી! હવે હું મને વૃદ્ધાવસ્થા આવેલી જાણી શાસ્ત્રના નિયમાનુસાર સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા રાખુ છું માટે મારા સંન્યાસ પછી તને તથા કાત્યાયનીને પરસ્પર કંઇ કલેશ ન થાય તે માટે આપણી વ્યવહારમાં ગણાતી જે માયિક સપત્તિ છે તેના તમો બંનેને ભાગ પાડી આપવાની ઇચ્છા રાખુ છુ આવુ યાજ્ઞવલ્ક્યમુનિનું કથન સાંભળી મૈત્રેયી કહેવા લાગ્યાં કે હે ભગવન્! ધનથી ભરેલી પૃથ્વી કદાચ મને પ્રાપ્ત થાય તોપણ તેનાથી શું હું અમર થઈ શકીશ ખરી?

યાજ્ઞવલ્ક્ય—મૈત્રેયી! ધન મળવાથી તારા જીવનના નિર્વાહમાં વિઘ્ન ન આવે પણ તેનાથી તને અમૃતપદ પ્રાપ્ત થઈ શકશે નહિ. અમરપદ તો પોતાના આત્મસ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન થાય તોજ પ્રાપ્ત કરી શકાય તેમ છે. એ સ્થિતિની પ્રાપ્તિ ધનથી તો ક્યાંથી થાય! તે અમૃતપદની પ્રાપ્તિ જો ધનથી થતી હોય તો મોટા મોટા રાજાઓ તથા ધનવાનો ધનથીજ અમૃતપદને પ્રાપ્ત કરી લેત! પણ તેમ બનતું નથી ધનનો જો સદુપયોગ કરતાં ન આવડ્યો અને તેનો ભોગવિલાસાદિમાં વાપરવારૂપ દુરુપયોગ કર્યો તો તેજ ધન ધનવાનને અધોગતિએ લઈ જાય છે ઇત્યાદિ.

મૈત્રેયી:—પ્રભો! "येनाहं नामृता स्यां किमहं तेन कुर्याम्। यदेव भगवान् वेद तदेव मे ब्रूहि" જેના વડે હું અમૃતપદને પ્રાપ્ત ન કરી શકુ એવા ધનને મારે શું કરવુ? માટે આપ જે મોક્ષનું સાધન જાણો છો તે મને કહેવા કૃપા કરો!

યાજ્ઞવલ્ક્ય—હે મૈત્રેયી! તમે મને પ્રિયમા પ્રિય છો, અને વળી તમે મધુરતાવાળી વાણી બોલો છો, તેમજ તમારા ભક્તિભાવ તથા તમારી બ્રહ્મજિજ્ઞાસાવાળી વૃત્તિથી હું બહુજ પ્રસન્ન છુ હું તમને મોક્ષના સાધનરૂપ જ્ઞાન કહું છું એ પ્રમાણે કહી મહર્ષિ યાજ્ઞવલ્કયે પોતાની પત્ની મૈત્રેયીને મોક્ષના સાધનરૂપ જ્ઞાનનો ઉપદેશ કરવાનો પ્રારંભ કર્યો.

યાજ્ઞવલ્ક્ય—હે મૈત્રેયી! આ બધા લૌકિક સાધનો પશુ, ગૃહ, પુત્ર, સ્ત્રી આદિ જે માયિક પદાર્થો આપણને પ્રિય જણાય છે એ બધાં લૌકિક સાધનોની પ્રિયતા ગૌણ છે. સાથી પ્રિય વસ્તુ જે આત્મા તેની પ્રાપ્તિ વિના મનુષ્યને શાંતિ પ્રાપ્ત થતી નથી 'आत्मा वै प्रेयसां प्रेय' અત્યંત પ્રિય પદાર્થોમાં પ્રિય તો આત્માજ છે.

જો સાંભળ! 'स होवाच न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवति। न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति। न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति। न वा अरे वित्तस्य कामाय वित्तं प्रियं भवत्यात्मनस्तु कामाय वित्तं प्रियं भवति। × × × न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति।

હે મૈત્રેયી! પતિના ઉપર પત્નીનો જે પ્રેમ હોય છે તે પતિનો સ્વાર્થ પૂર્ણ કરવા-માટે હોતો નથી, પણ પોતાનો સ્વાર્થ પૂર્ણ કરવા માટે હોય છે. તેમજ પતિને પત્ની અધિક પ્રિય લાગે છે તે પત્નીની કામનાઓ પૂર્ણ કરવા માટે નહિ પણ પોતાની

કામનાઓ પૂર્ણ કરવા માટે. માતાપિતાનો પુત્ર ઉપર જે અધિક પ્રેમ હોય છે, તે પુત્રોના સ્વાર્થમાટે નહિ પણ પુત્ર મોટો થઈ પોતાની સેવાચાકરી કરે એ રીતે પોતાના સ્વાર્થમાટેજ હોય છે. એજ પ્રમાણે ધન ઉપર મનુષ્યને જે પ્રેમ છે, તે ધનના સ્વાર્થ માટે નથી પણ પોતાનાજ સ્વાર્થ માટે હોય છે આ પ્રમાણે બધી વસ્તુની ગણના કર્યા પછી સંક્ષેપમા યાજ્ઞવલ્ક્ય મુનિ મૈત્રેયીને સમજાવે છે કે આ બધું જગત્ જગતના સ્વાર્થમાટે પ્રિય નથી જણાતું પણ પોતાના સ્વાર્થમાટે પ્રિય જણાય છે

હે મૈત્રેયી! આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રાણિમાત્રને પોતાથી અધિક પ્રિય બીજી કોઈ વસ્તુ નથી તે પોતાનું આત્મસ્વરૂપ અજર અમર સત્ ચિત્ ને આનંદસ્વરૂપ છે.

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्।
अन्तः शरीरे ज्योतिर्मयो हि शुभ्रो यं पश्यन्ति यतय. क्षीणदोषाः॥

'આ આત્મા નિત્ય મિથ્યાવચનના ત્યાગરૂપ સત્યવડે, તેમજ નિત્ય ઇંદ્રિયો ને મનની એકાગ્રતારૂપ તપવડે, બ્રહ્મચર્યવડે અને આત્માના યથાર્થ જ્ઞાનવડે પ્રાપ્ત થવા યોગ્ય છે. જે આત્મા શરીરની અંતર હૃદયકમલગત આકાશમાં શુભ્રજ્યોતિરૂપે બિરાજમાન છે, તેને ચિત્તના કામક્રોધાદિ મલોથી રહિત ને નિત્ય શમાદિ સાધનોવાળા સાધકો જોઈ શકે છે.'

હે મૈત્રેયી! 'आत्मा वा अरे द्रष्टव्य· श्रोतव्य मन्तव्यो निदिध्यासितव्य' આત્માનું શ્રીસદ્ગુરુ આચાર્ય તથા શાસ્ત્રદ્વારા શ્રવણ કરવુ, મનન કરવું, અને નિદિધ્યાસન કરવું જોઈએ. ખરેખર આત્માજ દર્શન કરવા યોગ્ય છે. આત્માને યથાર્થ સ્વરૂપમાં જાણવો એજ પરમ પુરુષાર્થ છે તે સિવાયના બીજા બધા પુરુષાર્થો વ્યર્થ છે

'मैत्रेय्यात्मनो वा दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितं भवति'

હે મૈત્રેયી! ખરેખર આત્માનાજ દર્શન શ્રવણ અને મનનાદિથી અન્ય સર્વ વસ્તુનું જ્ઞાન થઈ જાય છે. एकविज्ञानेन सर्वं विज्ञातं भवति। એક બ્રહ્મસ્વરૂપનાજ યથાર્થ જ્ઞાનથી અન્ય સર્વ વસ્તુનું જ્ઞાન થઈ જાય છે

મૈત્રેયી—હે પ્રભો! જો આ જગત્ બધું આત્માજ છે તો તે આત્મસ્વરૂપે ન જણાતા જગત્સ્વરૂપે કેમ જણાય છે? તે મને કૃપા કરીને સમજાવો.

યાજ્ઞવલ્ક્ય—હે મૈત્રેયી! શ્રવણમનનાદિ સાધનોથી જ્યારે આત્માનું જ્ઞાન થાય છે, ત્યારે આ જગતરૂપ વિવર્તનું અધિષ્ઠાન બ્રહ્મ હોવાથી રજ્જુનો સાક્ષાત્કાર થતાં સર્પની માફક અધિષ્ઠાન તત્ત્વ જે આત્મા (બ્રહ્મ) તેનો સાક્ષાત્કાર થતા જગતનો બાધ થઈ જાય છે, અને આત્માજ શુદ્ધ સ્વરૂપે ભાસે છે શ્રવણમનનાદિ સાધનોવડે જે અધિકારી સાધક પુરુષે આવી સ્થિતિ પ્રાપ્ત કરી લીધી હોય તેવા જીવન્મુક્ત પુરુષને પછી જગત્ જગતરૂપે ભાસતું નથી, પણ આત્મસ્વરૂપેજ ભાસે છે જ્યાસુધી તેવી સ્થિતિ પ્રાપ્ત કરવામા ન આવે ત્યાંસુધી જગત્ બ્રહ્મસ્વરૂપે દેખાતું નથી આકાશથી પડતા જલનું જેમ અંતિમ ગન્તવ્યસ્થાન સમુદ્ર છે તેમ સર્વ જીવોનુ અંતિમ ગન્તવ્યસ્થાન બ્રહ્મ છે હે મૈત્રેયી! નેત્રાદિ ઇંદ્રિયોરૂપ સાધનથી તેના દર્શન થઈ શકતાં નથી તે અનુભવૈકવેદ્ય છે.

આ આદિ યાજ્ઞવલ્ક્યમુનિના ઉપદેશથી મૈત્રેયીને પરમ પુરુષાર્થરૂપ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી, અને અવિદ્યાજનિત મોહની નિવૃત્તિ થઈ સત્ય સુખની પ્રાપ્તિ થઈ હતી.

——[ * ]——

## સાંભરે એવા ગુરુ

સં. ૨૦૦૫ કાર્તિકી પૂર્ણિમાના પ્રભાતે જોરાવરનગરવાળાં મણિબહેને ગાયેલું ભજન

( રાગ પ્રભાત )

સાંભરે એવા ગુરુ,
જેના નયનમાં અમૃત તરે, જેના વચનમાં અમૃત ઝરે,
વદનસ્મિતનું સહજ દર્શન, શિષ્ય સંતાપો હરે.—સાંભરે૦ ૧
જેની શાન્તિ શીતળતા દે, અન્યમાં શાંતિ ભરી,
ઉરતણા ઉદ્વેગ જેણે, લીધા નિજબળથી હરી. સાંભરે૦ ૨
કશા આડંબર વિના, જે, મર્મને સમજાવતા,
કંઈ ન કરતાં તે ઉપર પણ, જે કૃપા વરસાવતા. સાંભરે૦ ૩
ખિન્ન બની જે ગયેલાં તે, હસતાં પાછાં આવતાં,
ઢીલાં થઇને આવનારાં, ધીર બની પાછાં જતાં. સાંભરે૦ ૪
કશાની ઇચ્છા ન જેને, સ્પૃહા ન કશાની જે,
જે સદાય પ્રસન્ન, જ્યાં નહિ, શોક ભય પા આનીએ. સાંભરે૦ ૫
ઉંચ પદપર શિષ્ય જનને, અનાયાસે લાવતા,
હર નિમિત્તે સ્વજનને, સપ્રેમ લાડ લડાવતા. સાંભરે૦ ૬
મોં વીલાતું જોઇને કહે, શું થયું એમ પૂછતા,
જુવે હૈયું ભરાતું તો, હૃદયથી આલિંગતા સાંભરે૦ ૭
મૃદુલ હસવું, મૃદુલ કસવું, મૃદુલ રસભર્યું બોલવું,
મૃદુલ દોષ ઉપેક્ષવું જેનું, મંદ મધુરું ડોલવું સાંભરે૦ ૮
હસાવે કદી ખીલાવે કદી, બાલવત્ ચેષ્ટા કરે,
ભૂલીએ કદી અમે પણ, અમને નિમિત્તો લઈ સ્મરે. સાંભરે૦ ૯
એક સ્વપ્નું થઈ ગયું ને, સ્મૃતિશેષજ થઈ રહ્યું,
હરિ હરિ સમજાતું નથી જે, ક્યાંથી આવ્યું ને ક્યાં ગયું સાંભરે૦ ૧૦
જાય આયુષ્ય તોય જેનું, કથાય માહાત્મ્ય ના પૂરું,
જીવનના પણ જીવન એવા, સાંભરે શું ના ગુરુ. સાંભરે૦ ૧૧

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

**શ્રીસદ્‌ગુરુમહાપૂજન**—શ્રીગીતાજયંતીના દિવસે સૌ આશ્રમવાસીઓએ પૂજ્યપાદ કૃપાનાથનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું.

શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીએ ક્યા ક્યા વિદ્વાનોએ કઈ કઈ ભાષામાં શ્રીગીતાજીનો અનુવાદ કર્યો હતો, તે વિષે નીચે પ્રમાણે સંક્ષિપ્ત પ્રવચન કર્યું હતું *

શ્રીગીતાજીનો અનુવાદ ફૈજીએ-ફારસીમાં, અબુ સુલેહે-અરબીમાં, સ્લેગને-લેટીનમાં, ડેમીટ્રીયસે-ગ્રીકમાં, બર્નુએ-ફ્રેન્ચમાં, લોરિન્જરે-જર્મનીમાં, સાનિસલમ મેટીએ ઇટાલીયનમાં અને રોમ્સન, આરનોલ્ડ, ડેવીસ, એનીબીસન્ટ અને ચાર્લ્સ વીલકીનસન વગેરેએ અંગ્રેજીમાં અનુવાદ કર્યો હતો. ઉપરના બધા મહાશયો છેવટમાં ઉપસંહાર કરી જણાવે છે કે "જીવને ઉન્નતિને શિખરે લઈ જનાર ગીતાજીનો બોધ અદ્વિતીય છે."

અમેરિકાનો શ્રેષ્ઠ તત્ત્વવેત્તા **એમરસનને** ગીતા પુસ્તક એટલું બધું પ્રિય હતું કે તે તેને પોતાની દૃષ્ટિસમક્ષ રાખતો અને કહેતો કે "તે માનવ સંપત્તિઓનું સર્વોત્તમ રત્ન છે."

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि।
ईक्षते योग युक्तात्मा सर्वत्र समदर्शनः॥ (૨૯) શ્લોક અધ્યાય ૬ ઠ્ઠો

**અર્થ**—સર્વમાં સમદૃષ્ટિવાળો, સમાહિત અંતઃકરણવાળો (યોગી) સર્વ પ્રાણીઓમાં રહેલા (પોતાના) આત્માને અને (પોતાના આત્મામાં (રહેલા) સર્વ પ્રાણીઓને જુએ છે.

ઉપરનો શ્લોક તત્ત્વવેત્તા **એમરસન** વાંચતો ત્યારે તેનું શરીર પુલકાયમાન થતું હતું, તેનું હૃદય નાચી ઊઠતું હતું અને તેના ચક્ષુઓમાં અશ્રુની ધારા ચાલતી હતી

**ચીની** ભાષામાં અનુવાદ કરનાર ચીનો, અર્જુન ઉપર થયેલા અનુગ્રહનો અને તે-દ્વારા જગત્ ઉપર થયેલા અનુગ્રહનો ખ્યાલ કરી તે રડી પડતો.

જ્યારે પાશ્ચિમાત્ય વિદ્વાનો અને તત્ત્વવેત્તાઓ ગીતાજીના બોધ ઉપર મુગ્ધ બની ગયા તો પછી ભારતમાતાના સુપ્રસિદ્ધ કવિરાજ રવિન્દ્રનાથ ટાગોર મુગ્ધ બની જાય એમાં શું આશ્ચર્ય? તેમણે **ગીતાંજલિ** નામનું કાવ્ય અંગ્રેજીમાં રચી નોબલ પ્રાઈઝ મેળવ્યું હતું.

સ્વર્ગસ્થ શ્રીમાન્ છગ્ગારામ સર્વેરામ દેસાઈએ ગીતાજી સંબંધી ગુજરાતી પત્રમાં એક વખત લખ્યું હતું કે ગીતાજીના ભાષાન્તરો ગુજરાતીમાં સંખ્યાબંધ પ્રસિદ્ધ થયા છે, તેમાં બીલખાવાળા મહાત્માશ્રી શ્રીનથુરામશર્માકૃત રહસ્યદીપિકાવાળું ગુજરાતી ટીકાવાળું ભાષાન્તર પ્રથમ પંક્તિમાં આવે છે, તેમજ સ્વામીજી શ્રીચિદ્‌ઘનાનંદે કરેલ હિંદી ટીકાવાળું ભાષાન્તર પણ પ્રથમ પંક્તિમાં આવે છે.

———[ * ]———

* શ્રી અં. ભા. ત્રિવેદીની નોંધપોથીમાંથી ઉદ્ધૃત.

ગત કાર્તિકી પૂર્ણિમા ઉપર શ્રી. નર્મદ ટી. પંચોળીએ શિષ્યમંડળ સમક્ષ કરેલું

## પ્રવચન

### સૌરાષ્ટ્રના સંત શિરોમણિ શ્રીમન્નાથશર્માની જીવનગાથામાંથી થોડાંક રસછાંટણાં

ભાવિક ગુરુબંધુઓ તથા અન્ય શ્રદ્ધાળુ દ્વિજોપ્રતિ,

હમેશાં એવો અચળ નિયમ છે કે, જગતની ધાર્મિક નૌકા જ્યારે મધ્ય દરિયે ઝોલા ખાતી હોય છે, ત્યારે વિશ્વનિયંતાને દરેક યુગમા પોતાને પોતાના અંશદ્વારા માનવહૃદયમાં ઉતરી ધર્મકાર્ય સીધુ અને સરળ કરવું પડે છે મતલબ કે "यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्" એ પોતાના શ્રીમુખે અર્જુનને કહેલા વચનનું પાલન કરવુ પડે છે. આ ઘટનાએ જ્યારે દ્વિજોને દિન-પ્રતિદિન ઉંડા ઉંડા પતનરૂપી ગર્તમા જતા જોયા ત્યારે તેમનો ઉદ્ધાર કરવા અખિલ વિશ્વના સ્વામિ ભગવાન્ શંકરે પોતાના અંશરૂપે એ નરરત્નને ગરીબ બ્રાહ્મણ કુળમાં જન્માવી સેવાની મહાન્ વેદી ઉપર નિર્માણ કીધુ ! આ વિભૂતિ તે કોણ ? આચાર્ય શ્રીમન્નથુરામશર્મા પોતે. જેઓ પરમાત્માના લક્ષ્યને સંપૂર્ણ કરવા આવ્યા હોવાથી આજીવન ભગીરથ પુરુષાર્થ કરી સૌના અંતરમાં ચૈતન્ય પ્રગટાવી ધન્ય ધન્ય કરી દીધા ! અરે, બ્રાહ્મણજાતિ ઉપરાંત જે જે તેમની છાયામા આવ્યા તેમની જડતા વિખેરી નાખી સાચા મનુષ્યત્વનું ભાન કરાવ્યુ ?

સસારના પરિતાપથી બળેલા, શોષાયેલા અને તવાયલા માનવહૃદયને ( સ્ત્રીપુરુષ ઉભય ) ઠારી આત્મજ્યોતિ પ્રગટાવનાર એ મહાન્ જ્યોતિર્ધર ખરેખર અણમોલ અજોડ અને અદ્વિતીય બની પાર ઊતર્યા ! દ્વિજોના પારમાર્થિક ઢબના આચારવિચારમાં અને નિત્યનૈમિત્તિક શાસ્ત્રીય પ્રણાલિકામા પરાઙ્મુખ બનેલાને ઠેકાણે લાવવામા તેઓશ્રીએ ચારે દિશાએ પર્યટન કરી આત્મભોગ આપ્યો છે તેનું માપ આપણે પામર શું કાઢવાના હતા ?

સંધ્યાવંદનાદિ બ્રાહ્મણોનાં પ્રાધાન્યકર્મનો લોપ થવાથી જેમનું હૃદય ઘણુંઘણું ઊકળ્યુ અને જ્યારે એ સ્વધર્મનો પુનર્ અસ્ખલિત પ્રવાહ વહેતો થયો ત્યારેજ જેઓશ્રી જંપ્યા ! અહાહા ! ધર્મપ્રત્યે કેટલો બધો પ્રેમ અને ધગશ ! સાચુ પૂછો તો તેઓએજ બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ જીવતું રાખ્યું છે ! બાળ, યુવાન્ અને વૃદ્ધોનાં હૃદયઅધિકાર પારખી દરેકને સંતુષ્ટ કરવાની કળા તેઓશ્રીમાં અજબ પ્રકારે પરિણામ પામી હતી.

'आकृतिर्गुणान् कथयति' આ કથનાનુસાર તેમના સ્થૂલ-સૂક્ષ્મ જીવનમાં ... નિરીક્ષણ કરતા નિર્માનિતા, સમદષ્ટિ, સર્વભૂતહિતેરતતા, સખાભાવ, સહૃદયતા, પરોપકાર ... તદન સાદાઈ વગેરે દૈવીગુણોની સારા પ્રમાણમાં જમાવટ થયેલી જણાતી. જાણે ... શરીર સર્જક સત્વગુણના સારમાંથી બનાવ્યુ હોયની એવુ જેમની વિચારદૃષ્ટિમાં અને ... પ્રત્યક્ષ જણાતું

અને તો આ વિમલમૂર્તિ નિહાળતાં કલ્પના ઊઠે છે કેઃ જાણે આ સસારમાં ... નિષ્કંટક હાંકવા આપોઆપ શ્રીકૃષ્ણજી પધાર્યા હોયની ! જેમણે આપણા

રથનું સારથિપણું આબાદ રીતે બજાવી નિર્ભય બનાવ્યાં છે જેથી તેમને સખા કહો, પરમગુરુ કહો કે સાચા સંત કહો! બધુંય એકજ છે.

આ નરપુંગવે અનેક જિજ્ઞાસુઓનાં હૃદય ઠારી, અંતરગુહામાં જ્ઞાનજ્યોત જગાવી, શંકાઓ વા અજ્ઞાનતાનો ચૂરો કરી, કોઈ અદ્‌ભૂત ચૈતન્ય રેડી, માનવતાના પંથે મૂકયા છે! એમાં એવો કયો ગુણચોર હશે કે ના પાડશે? અરે, સત્‌ અસત્‌ વસ્તુઓનો મધુરવાણીથી વિવેક સમજાવી જ્ઞાનચક્ષુ ખોલ્યાં! ભક્તિ, જ્ઞાન અને યોગના જટિલ માર્ગને સુલભ, સરળ અને રસમય બનાવી દરેકના અધિકાર પ્રમાણે તેઓને આરૂઢ કરવામાં તેમની કેવી વિલક્ષણ બુદ્ધિમતા?

આ અવતારી પુરુષનું ઋણ આપણાપર અમાપ છે, તેમના દિવ્યપ્રેમની સ્મૃતિ જીવતી અને જાગતી છે, તેમનો ભાવસ્રોત તપ્ત હૃદયને અનેરી શાંતિદાતા છે, તેમનો કીર્તિકલશ यावत्चन्द्रदिवाकरौ અમર છે, અને અખૂટ છે, તેમની જીવનગાથામાં અમીરસ અને મીઠી સુગંધ ઉછળી દરેકને મુગ્ધ બનાવી મૂકે છે! આપણે પામર એ કોહીનૂરસમા પુરુષની શી પ્રશંસા વા યશોગાન કરી શકીએ?

ખરેખર, એ સૌરાષ્ટ્રના ધર્મવીર હતા, પ્રચલિત આચાર્યોમાં મણિમુગટસમા હતા. દરેકના હૃદય ખખડાવી ઉચ્ચતાનું ભાન કરાવનારુ તેમનું ડીમડીમ જબરૂ હતું, તેથી આદર્શ અજોડ ગુરુવર્ય હતા, પામરતા-નિર્બળતાના પાવક બની આત્મબળની ધ્વનિ કરનારા બંસીધર નોતરીયે તોય કંઈ ખોટુ નથી! ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણસોને એકાદ ક્ષણમાં પારખી લેનારા અજબ પ્રકારના પરીક્ષક હતા તે તો સૌને સારી રીતે જ્ઞાત છે.

આ સૌરાષ્ટ્રના નરકેશરીની ધર્મગર્જનાથી સર્વત્ર પુનિત વાતાવરણ હલમલી ઊઠતું. ધર્મસિંહનો પડકાર વજ્રસમ હૈયાને વીંધી પોતાનું ધ્યેય સફળ કરવામાં રામબાણ નીવડતો જેમના દિવ્ય જીવનની ડાળીએ ડાળીએ તો શું પણ પાદડે પાદડે મનુષ્યના ઉદ્ધાર માટે ઉછાળા મારતો અમીરસ ગુંજન કર્યા કરતો! આવું સુરમ્ય ચિત્ર જોવા, સ્પર્શવા કિંવા માણવા જે જે ભાગ્યશાળી થયા છે તેમનાં તો નક્કી દિવ્યવપુ બની ગયાં હશે! હું તો માનું છું કે આ અસામાન્ય વિભૂતિની ભરચક એટલી બધી દિવ્ય વાનકી છે કે તેને ગણતાં પાર પામી શકાય તેમ નથી, જેથી જેટલું અમૃત યથાશક્તિ આપણા જીવનમાં ઊતરે તો બેડો પાર છે!

ગીતાજીના અ. ૧૦ શ્લોક ૪૧માં ભગવાન્‌ કહે છે કેઃ "**यद्यद्विभूतिमत्सत्त्वं, श्रीमदूर्जितमेव वा। तत्तदेवावगच्छ त्वं, मम तेजोंऽशसंभवम्॥**" જે જે વસ્તુ વિભૂતિવાળી, લક્ષ્મીવાળી (બુદ્ધિ, શક્તિ તથા ઓજસયુક્ત) અથવા ઐશ્વર્યવાળી હોય તથા ઉત્સાહયુક્ત હોય તે તે મારા-ઈશ્વરના તેજના એક અંશ માત્રથી ઉત્પન્ન થયેલી છે" આ ઉદ્‌ગાર વિચારતા આપણે આ આચાર્યદેવને પ્રભુના અંશી અવતાર માની પૂજીએ, સ્મરીએ વા સ્તુતિ કરી કૃતાર્થ થઈએ તો તદ્દન યુક્તિસંગત છે. એટલુંજ નહિ પણ એક અમૂલ્ય લ્હાણુ છે!

આજે આવા પ્રાતઃસ્મરણીય નરરત્નને માટે એવીજ પ્રાર્થનાને સ્થાન રહ્યું છે કેઃ

એ બ્રહ્મસ્વરૂપ સર્વવ્યાપકતાને પામેલ પુનર્ આ અવનીમાં પ્રગટ થઈ, જ્ઞાનગંગા વહેવરાવી સૌને ખૂબ ખૂબ અંઘોળ કરાવી પવિત્ર કરે! દરેકના જીવનના કર્ણધાર બની પૂર્વવત્ અમૃતના પથે દોરે!

સૌ ભાવિકોના હૃદયપટમાં તેમની નિર્મળ છબીનું સ્મરણ રહો! તેમની આજ્ઞા અને નિયમો આપણા જીવનનો મુદ્રાલેખ બનો! અને તેમના ધ્યેયનું જીગરથી અહેરહ: માર્જન કરી રહેલા માનનીય સંચાલકોમાં અદ્ભૂત સામર્થ્ય પ્રગટો!

બસ, આટલી ઉર્મિભરી ભિક્ષા માગવામાં આપણી સૌની પ્રભુતા સમજું છું, ગુરુ પ્રત્યેનો અનહદ પ્રેમ વા મમતા માનું છું "જે પુરુષ સંસારનો અંત આણે તે સંત છે." એ તેઓશ્રીએ પોતાની જીવનયાત્રામાં કરી બતાવ્યુ છે તેથી સંતશિરોમણિ નામક પદવી આપવામાં જરાય અતિશયોક્તિ મા સમજો!

આજે બુધ અને અબુધ દરેક ભાવિ વ્યક્તિ તેમની પ્રતિમા, પાદુકા વગેરેનો સ્પર્શ તથા અર્ચન કરી કૃતકૃત્ય થયા સમજે છે એ પ્રશંસનીય તો જરૂર છે, પરન્તુ એ અલૌકિક જીવનને મર્યાદિત બનાવી દેવું એ ઠીક નથી. તેઓ તો સાક્ષાત્ બ્રહ્મની પ્રતિકૃતિ હતા! બ્રહ્મનિષ્ઠ પુરુષમૂર્તિ જેવી મર્યાદામા ન રહેતાં સર્વવ્યાપક હોય છે માટે આપણે સૌ તેમને વ્યાપક દષ્ટિએ પૂજનારા થઈએ તો વિશેષ શ્રેષ્ઠ છે, ને જો તેમ આચરીએ તોજ ખરા સ્વરૂપને જાણનાર ગણાઈએ! એવું મને સહેજે સ્ફૂરી આવે છે.

આવા મહાપુરુષની સાકારભાવે દીર્ઘકાળ પૂજા અને વંદના કર્યા પછી આપણામાં જો બ્રહ્મદષ્ટિનો પ્રાદુર્ભાવ ન થાય તો પછી સદ્ગુરુના સેવનનો મહિમા શો? સન્મુખ વ્યક્તિત્વનો આનંદ લૂંટ્યા પછી અવ્યક્તમાં તેમની જીવનરૂપરેખા દોરી તન્મયતા ધારણ ન કરી શકીએ ને માત્ર એક મર્યાદિત કુંડાળામાંજ પ્રદક્ષિણા કર્યા કરીએ તો ઉર્ધ્વગતિ થઈ કેમ કલ્પાય? માટે દરેક ભાવિક બન્ધુ યા બહેને ગુરુશ્રીના સાચા સ્વરૂપને ઓળખી, તેમનું વિરાટ્ સ્વરૂપ હૃદયમાં ચીતરી પૂજા-અર્ચન-સ્મરણ વગેરેમાં હૃદયને જોડવું કે જેથી જીવની શીઘ્ર ઉન્નતિ થાય!

આ પ્રમાણે કેવળ એ પરમગુરુના ધ્યાનમગ્ન ચિત્તવડે લખાયુ છે, તો વાચકગણ કંઈ પણ ત્રુટી થઇ હોય તો તેને ક્ષતવ્ય ગણી સાર ગ્રહણ કરશે તો મારા શ્રમની સાર્થકતા છે ઇત્યોમ્



## સુધારો

ગત અંક ચારમાં વિદ્યાર્થીઓના પત્રકમા નં. ૩૪વાળા વિ. ગોપાલજી ગૌરીશંકર-કલકત્તા વ્યાકરણ પ્રથમામાં પાસ છે, તથા વડોદરા રાજ્યની પુરોહિત પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલ છે અને તેઓ હાલ અમરેલીમાં મારી સ્થિતિમાં યજમાનવૃત્તિ કરે છે તેમજ વિ. લાભશંકર મોતીલાલ પણ કલકત્તા પરીક્ષામાં પાસ થયેલ છે. તેમ સુધારીને વાંચવું જોઇએ.

——[ * ]——

## ખેદજનક અવસાન

પોરબંદરના વતની ગુરુબંધુ શ્રી. રતનજી રામજી લાખાણી પોરબંદરવાળા ટુંક માંદગી ભોગવી કાર્તિક વદિ ૧૧ તા. ૨૭ નવેમ્બર શનિવારે અવસાન પામ્યા છે. આ ખેદજનક બનાવથી આનંદાશ્રમ સુમુક્ષુ મંડળમા શોકની લાગણી પ્રસરી હતી અવસાન પહેલાં ૩ કલાકે તો તેઓએ શ્રી. દામોદરદાસ શેઠ સાથે વાત કરી હતી કે, "મારી તબિયત નરમ છે, તોપણ આવતી કાલે રવિવારે હું મંડળમા કૃપાનાથનાં દર્શન કરવા તથા કથા સાંભળવા જરૂર આવીશ." "તમે મંડળમાં આવી શકો, ને ત્યાં આરામથી બેસી શકો તેવી સર્વ વ્યવસ્થા હું કરાવીશ" તેમ શ્રી શેઠે તેમને કહેલ જેથી તે બહુ પ્રસન્ન થયા હતા. આવી રીતે જીવનના અંતિમ સમયમાં પણ તેઓ કૃપાનાથનાં દર્શન ને કથાની લગનીમાં નિમગ્ન હતા.

તેઓ પૂ. સદ્ગુરુદેવના અનન્ય ભક્ત હતા. કૃપાનાથનાં પૂજનો તથા ઉત્સવો આદિ પ્રસંગોએ ઘણાં વરસોથી તેઓ બહુ પ્રેમપૂર્વક સેવા કરતા હતા કર્મકાંડ પ્રતિ તેને બહુ પ્રેમ હતો. હમેશા સંધ્યાદિનિત્યકર્મમાં તેઓ બહુ સારો સમય લેતા હતા. ઘણા સમયથી એક વખતજ તેઓ આહાર લેતા હતા. ઉચ્ચ આચાર પાળતા હતા. શ્રી આનંદાશ્રમ ભીક્ષખામાં જતા ત્યારે પણ-કંઇ કંઇ સેવાપ્રવૃત્તિ કરતા.

શ્રીઆનંદાશ્રમ સુમુક્ષુમંડળ તરફથી તા. ૨૮ નવેમ્બર રવિવારે સભામાં સદ્ગતના અવસાનમાટે શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો, અને શ્રી. દામોદરદાસ શેઠ, શ્રી. કરણસિંહજીભાઇ, શ્રી. મણિશંકરભાઇ રાવળ, શ્રી. દયાળસિંહજીભાઇ, શ્રી. ગૌરીશંકરભાઇ જાની, શ્રી રૂપસિંહ રાણા, શ્રી. સીતારામભાઇ, શ્રી અમૃતલાલભાઇ, શ્રી. મોઘાભાઇ આદિ ઘણા બંધુઓએ સદ્ગતને હાર્દિક અંજલિ આપી હતી, અને સર્વ સમુદાયે તેમના પવિત્રાત્માને પરમ શાંતિ આપવા પૂ. સદ્ગુરુ પરમાત્માપ્રતિ પ્રાર્થના કરી હતી.

પૂજ્ય સદ્ગુરુદેવ તેમના પવિત્રાત્માને પરમ શાંતિ આપવા કૃપા કરો!

રૂપસિંહ હરિસિંહ રાણા

---

શ્રી મુંબઇ-આનંદાશ્રમ-સુમુક્ષુમંડળમાં ગત કાર્તિકી પૂર્ણિમાનો મહાપૂજન મહોત્સવ ઘણા ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવ્યો હતો, અને ધાર્મિક વ્યાખ્યાનો પ્રવચનો ને ભજનધૂન પણ થયાં હતાં.



——[•]——

Reg. No. B. 3087.
સને ૧૯૪૮ તા. ૨૫ ડિસેમ્બર

## મહાપૂજન-સમાચાર

પોષ સુદિ ૧૫ શુક્રવાર તારીખ ૧૪-૧-૪૯ મકરસંક્રાંતિનિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન સવારના સ્ટા. ટા. ૯ાા થી ૧૦ માધવભવન કાંદાવાડીમાં થશે.

લિ. આનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈ

——[ * ]——

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(સોરઠ)
તરફથી
પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર
P O Bilkha (Saurashtra-India)
आनंदाश्रम

શ્રી ૫૨૮ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા
ન ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કામેસલેન
મુંબઈ ૪

## आनंदाश्रम समाचार

"સં. ૨૦૦૫ની કાર્તિક સુદિ ૧૫ના પ્રસંગે નવું જનરલ ટ્રસ્ટીમંડળ રચવામાં આવ્યું છે

જનરલ ટ્રસ્ટીમંડળે તથા વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળે મિટિંગો ભરી પોતાનું કામ શરૂ કરી દીધું છે

### ટ્રસ્ટીઓનાં નામ

| | |
|---|---|
| ૧ શ્રી માણેકલાલ નાનજી ચદારાણા | ૬ શ્રી હીરાલાલ હરગોવિંદ પઢ્યા |
| ૨ ,, પોપટલાલ તારાચંદ વકીલ | ૭ ,, અજિતરાય હરિદાસ પારેખ |
| ૩ ,, જમશેદજી પેસ્તનજી ગોળવાળા | ૮ ,, આનંદલાલ ગોવિંદજી લાખાણી |
| ૪ ,, મહાગણીદામ ગોકુલદાસ દેસાઈ | ૯ ,, ફતેસિંહજી લાલસિંહજી ઠાકોર |
| ૫ બ્ર બ્રહ્મપ્રકાશજી | ૧૦ ,, મગનદાસ કેશવલાલ ભક્ત |

ઉપરના નામો પૈકી (૧) શ્રી બ્ર બ્રહ્મપ્રકાશજી, (૨) શ્રી હીરાલાલ હરગોવિંદ પઢ્યા અને (૩) શ્રી અજિતરાય હરિદાસ પારેખ વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળના સભ્યો નિમાયા છે, અને શ્રી અજિતરાય હરિદાસ પારેખ વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળના મંત્રી તરીકે નિમાયા છે.

——[ * ]——

વર્ષ ૧૭ મું

માર્ગશીર્ષ

અંક ૭

સંવત્ ૨૦૦૫

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો બીલખા

प्रशान्तेः परिवाहोऽयम् श्रीमन्नाथसुखाश्रमे ।
प्रशान्तवाहितावृत्तेर्यस्मिन् मज्जन्ति योगिनः ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના આનંદાશ્રમમાં સર્વત્ર વહી રહેલો પ્રશાંતિનો આ પ્રવાહ, જેમાં યોગીઓ આશીખ સ્નાન કરે છે તે પ્રશાંતવાહિતાવૃત્તિની પ્રશાંતિનો છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | સાધકોને | ૯૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત | ૯૮ |
| ૩ | યોગસૂત્રો. | ૧૦૦ |
| ૪ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર, | ૧૦૩ |
| ૫ | નાથસંહિતામાંથી. | ૧૦૩ |
| ૬ | સદ્‌ગુરુસ્તુતિ | ૧૦૬ |
| ૭ | શ્રીનાથઘાટનો હિસાબ | ૧૦૭ |
| ૮ | મોટા કોણ ? | ૧૦૮ |
| ૯ | મૂર્ખ મનને બોધ | |
| ૧૦ | ખેદજનક અવસાન. | |


——[ * ]——

## ગતાંકમાં છપાયેલા હિસાબના વૃત્તાંતમાં સુધારોઃ-

તે સંબંધમાં પાને ૮૮ મે છેલ્લી લાઈનમાં રૂ. ૧૬૫૯૯-૧-૧૦ લખાયેલા છે તેને બદલે રૂ ૧૩૭૯૮-૨-૧૦ એમ સુધારીને વાંચવું જોઈએ.

——[ * ]——

જરૂરી

**સૂચના**—લેખસંબંધી અને માસિક સંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (સૌરાષ્ટ્ર) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશકઃ શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-આંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લીથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક. પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्ति नाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।
અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૭ મું ] સંવત્ ૨૦૦૫ માર્ગશીર્ષ [ અંક ૭ મો

## સાધકોને

રાગ દેશ

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

બ્રહ્મના ધ્યાનવિના આ ત્રિવિધ તાપ ટળશે નહિ રે,
નિરંકુશ તૃપ્તિ નિરવધિ શાંતિ કદી મળશે નહિ રે. બ્રહ્મ. ટેક
લયરૂપી આવરણ હઠાવો, વિક્ષેપોને દૂર નસાવો,
અતીવ શાંતિ જમાવો, મન ભમશે નહિ રે બ્રહ્મ. ૧
દૃઢ શ્રદ્ધા સંપાદન કરતાં, દૃઢતા પણ તેવી મેળવતાં,
ધ્યાન નિરંતર ધરતાં, દુઃખ નડશે નહિ રે. બ્રહ્મ. ૨
ઉત્સાહ આગ્રહને મેળવવા, પ્રમાદાદિ દોષો પરિહરવા;
નિજ સદ્ગુરુને ભજવા, ભવ રે'શે નહિ રે. બ્રહ્મ ૩
દીર્ઘસૂત્રતા આળસ ત્યાગી, શાસ્ત્રવચનમાં થઈ અનુરાગી,
બનો મોક્ષના ભાગી, ઉણપ રે'શે નહિ રે.. બ્રહ્મ ૪

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

નાનામોટા પ્રત્યેક વ્યવહારમાં પોતાના મનને જાગતું રાખીને તેનું શુદ્ધ રીતે સેવન થાય, કુસ્વભાવરૂપ મનના અયોગ્ય વેગોને વશ રખાય, પ્રતિષ્ઠાનો વિચાર કરીને વર્તાય, શાસ્ત્રીયકર્મ નિત્ય શ્રદ્ધાથી વિધિવત્ થાય, પોતાના મનની ભ્રમણા ત્યજાય, સ્વકર્તવ્ય વિચારાય, બની શકે તેટલું પોતાનું મન સુધારી યથાશક્તિ ભજન થાય, ને એકજ શુભ આલંબન શુદ્ધ ભાવથી સુદૃઢ કરાય તો તેમાં પણ લાભજ છે.

મુમુક્ષુએ પોતાના નાનામોટા સર્વ વ્યાવહારિક ને પારમાર્થિક કર્તવ્યમાં પોતાના મનને ઘણામાં ઘણું જાગ્રત્ રાખીને વર્તવાનો સ્વભાવ રાખવો જોઈએ.

સ્વકર્તવ્યથી દોરા વા પણ દૂર ન જવાય તે માટે તેણે બહુ કાળજી રાખવાની છે.

દૃશ્યના મિથ્યાપણાનું પરોક્ષજ્ઞાન થવું, અને તેનું મિથ્યાપણું સ્વાનુભવે સ્પષ્ટ સમજાઈ તેનો બાધ થવો એ બેમાં ઘણો ભેદ છે.

દૃશ્યના મિથ્યાપણાના પરોક્ષજ્ઞાનવાળાનું અંતઃકરણ પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થયે દૃશ્યને સત્ય માની બળવા લાગે છે, ને તેનું તુરત સમાધાન તેનાથી થઈ શકતું નથી.

ક્રોધ તથા ખેદની ઉત્પત્તિ અંતઃકરણમાં દૃશ્યપદાર્થની તૃષ્ણાના સદ્ભાવવિના થાય નહિ ને દૃશ્યપદાર્થની તૃષ્ણા અંતઃકરણમાં દૃશ્યમાં સત્યપણાની બુદ્ધિ વિના થાય નહિ, અને દૃશ્યમાં સત્યપણાની બુદ્ધિ આત્મસ્વરૂપના અજ્ઞાનવિના થાય નહિ.

એ ક્રોધ તથા ખેદરૂપ આસુરીવૃત્તિઓના જય કરવામાટે તેનાથી વિપરીત દૈવી વૃત્તિઓની દૃઢતા તથા આત્મસ્વરૂપનુ દૃઢ જ્ઞાન સંપાદન કરવાં જોઈએ

જેમનુ અંતઃકરણ રજોગુણના તથા તમોગુણના વધારાવડે ચંચલ ને મૂઢ હોય તેઓ પોતાના અંત.કરણમાં ઉપજેલા ક્રોધ તથા ખેદને તુરત શમાવી શકતા નથી, ને શાંતિનો અનુભવ કરી શકતા નથી.

વિશ્વામિત્ર જ્યાંસુધી ક્રોધને વશ વર્તતા હતા ત્યાંસુધી તે જ્ઞાની થયા નહોતા. જ્યારે ક્રોધનો પરિત્યાગ કરી તેઓ બ્રહ્મર્ષિ થયા ત્યારેજ તેઓ જ્ઞાનવાન્ થયા

વ્યવહારમા સદોષ કામ ત્યજવાયોગ્ય ગણાય છે, કેમકે તે વ્યાવહારિક હાનિ ઉપજાવે છે. ને નિર્દોષ કામ વ્યવહારપૂરતો ઉપયોગી હોવાથી વ્યવહારપક્ષે તે હાનિ કરતો નથી.

અંતઃકરણ બહુજ સૂક્ષ્મદૃષ્ટિથી શોધતા રહેશો, ને તેને સત્ત્વગુણની વૃદ્ધિવાળું કરવા નિરંતર સદાગ્રહપૂર્વક યત્ન કરતા રહેશો.

અંતઃકરણમાં પ્રતીત થના દોષોનો નિઃશેષ નાશ કરવા જીવ જો ધૈર્ય, સાવધાનતા ને શુદ્ધ ભાવથી સતત પ્રયત્ન કરે, અને તેમાં સાહાય્ય કરવા પ્રભુની દીનભાવે સતત પ્રાર્થના કરે, તથા દોષાનુસરણરૂપ પ્રતિજ્ઞાભંગનું પ્રાયશ્ચિત્ત કરતો રહે તો તે.જીવ ન્યુનાધિક સમયમા પોતાના અંતકરણના સર્વે દોષોનું અતિક્રમણ કરી અંતકરણની એકાગ્રતાદ્વારા ને પરમતત્ત્વના જ્ઞાનદ્વારા કૃતાર્થ થાય છે..

જો આમ વર્તવામાં આવશે તો તમારા પ્રયત્નના સફલપણાવડે તમને સંતોષાનુભવ થશે.

પારમાર્થિક સાધનોનું અનુષ્ઠાન દૃઢતા, ઉત્સાહ, સાવધાનતા ને વ્યવસ્થાથી કરતા રહેશો સર્વ વ્યવહાર દ્રષ્ટા રહીને તથા અંતકરણને સમભાવવાળું રાખીને કરવાનો સ્વભાવ પાડશો.

તમે સૌ આ ચોમાસામાં અંતકરણની શુદ્ધિમાં વધારો કરવા ઘણામાં ઘણા પ્રયત્નશીલ રહેશો.

આળસ, ગાફલપણું, ઉતાવળ ને રીસ આદિ દોષોનો પરિત્યાગ કરવા તથા ઉદ્યોગ, સાવધાનતા, ધૈર્ય ને સહનશીલતા આદિ શુભ ગુણોની પ્રાપ્તિ કરવા પણ ઉત્સાહપૂર્વક પ્રયત્ન સેવશો તમારૂં જીવન તમને અને અન્ય જનોને રસમય પ્રતીત થાય એવા વિચાર, એવું વાચન ને એવા આચારનું સદા સેવન કરશો.

પ્રત્યેક ક્રિયાનું પરિણામ વિચારીને પછી તેમાં પ્રવૃત્તિ કરવાનો સ્વભાવ પાડશો.

ગુણદોષનાં સ્વરૂપો સમજી ગુણના પક્ષપાતી થવા ઉદ્યમી રહેશો

બની શકે તેટલા અનુલોમવિલોમ પ્રાણાયામ નિત્ય કરતા રહેશો

પરમાર્થનાં સાધનોમાં પરમાનુરાગી થશો, ને નિર્હેતુક કૃપા વરસાવનારા પ્રભુની અનન્યભક્તિવડે તમે તમારા હૃદયોને ભરી દેવા પ્રયત્નશીલ રહેશો.

અંતઃકરણને પરમાત્માના સ્મરણધ્યાનમાં ઘણામાં ઘણા પ્રેમથી જગતનું ભાન ભૂલીને જોડવાનો પ્રયત્ન ચાલુ રાખવાથી તમને આગળ જેવા દિવ્ય અનુભવ થયા હતા તેવા દિવ્ય અનુભવ થશે હવે એવો અનુભવ હૃદયમાં સ્થિર રહે એવો પ્રયત્ન કરવાનો છે

માયારૂપ પનોતીને દબાવતા રહેશો.

મનબુદ્ધિનો ઝગડો પૂરો કરી બુદ્ધિના નિશ્ચયને સત્ય જાણશો

હવે સર્વદા નવુ જીવન જાળવી રાખવાનું બલ મેળવવું. શુભ નિશ્ચયરૂપ કેફને કદીપણ ઊતરવા દેવો નહિ. ( ક્રમશઃ )

---

## योगसूत्रो

[ અનુવાદક:-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૮૫ થી )

### वृत्तयः पंचतय्यः क्लिष्टाक्लिष्टाः ॥ ५ ॥

ગુર્જરી:—વૃત્તિઓ પાંચ ભેદવાળી છે તથા તે કલેશવડે ઉપજેલી અને કલેશને ઉપજાવનારી તેમજ કલેશવડે નહિ ઉપજેલી અને કલેશને નહિ ઉપજાવનારી એવી બે પ્રકારની છે.

**પદબોધિની·**—**वृत्तयः विषयसंबंधात् चित्तस्य परिणामविशेषा.।** વૃત્તિઓ, વિષયોના સંબંધથી થતાં ચિત્તનાં પરિણામોરૂપ, ચિત્તનાંજ તે તે વિષયને આકારે થયેલા, જુદાં જુદાં રૂપો છે **ताश्च क्लिष्टादिभेदेन द्विधा प्रमाणादिभेदेन च पंचतय्य· पंचावयवा· पंचभिरंगैरुपेता विभक्ता वा इत्यर्थः।** અને તે વૃત્તિઓ કલેશના સંબંધવાળી તથા કલેશના સબંધવિનાની એમ કલેશના ભેદવડે બે ભેદવાળી છે અને પ્રમાણ આદિના ભેદવડે પાંચ ભેદવાળી અથવા પાંચ અવયવોવાળી અથવા પાંચ અંગોવાળી અથવા પાંચ અંગોવડે થયેલા પાંચ વિભાગવાળી છે એમ કહેવાનો અર્થ છે.

**तत्र अविद्यादिक्लेशफलाः क्लिष्टा.।** ત્યાં અવિદ્યા આદિ કલેશોના ફળભૂત વા અવિદ્યા આદિ કલેશો જેના ફળભૂત થાય એવી વૃત્તિઓ કિલષ્ટ વૃત્તિઓ છે **अक्लिष्टास्तु तद्विपरीता·।** કિલષ્ટવૃત્તિઓથી વિપરીત એટલે જે વૃત્તિઓ અવિદ્યા આદિ કલેશોવડે ઉપજેલી ન હોય તથા જે વૃત્તિઓવડે અવિદ્યા આદિ કલેશો ન ઉપજે એવી હોય તે વૃત્તિઓ અકિલષ્ટ વૃત્તિઓ છે. **ते चाग्रे स्फुटीभविष्यन्ति ॥ ५ ॥** તે બધી વૃત્તિઓનાં સ્વરૂપો આગળ સ્ફુટ થશે

**ભાષ્ય·**—**ता पुनर्निरोद्धव्या बहुत्वे सति चित्तस्य वृत्तय. पंचतय्यः क्लिष्टाक्लिष्टा।** ચિત્તો ઘણા હોવાથી વળી નિરોધ કરવાની તે વૃત્તિઓ પણ ઘણી હોય છે તે સર્વે વૃત્તિઓ પાંચ ભેદવાળી છે તથા કલેશના સબંધવાળી તથા કલેશના સબંધ વિનાની એમ બે પ્રકારની છે **क्लेशहेतुका कर्माशयप्रचये क्षेत्रीभूता क्लिष्टा।** કલેશવડે ઉપજેલી અથવા કલેશને ઉપજાવનારી, અને સંસ્કારોના સંગ્રહસ્થાનમાં સંસ્કારોનો સંગ્રહ કરવાના કાર્યમાં, સંગ્રહ કરવાના સંસ્કારોને ઉગી નીકળવા માટેના ક્ષેત્ર( પ્રસવભૂમિ )ભૂત એવી વૃત્તિઓ કિલષ્ટવૃત્તિઓ છે. **ख्यातिविषया गुणाधिकारविरोधिन्योऽक्लिष्टा।** વિવેકજ્ઞાનના સંબંધવાળી અને ગુણોને ( પ્રકૃતિને ) તેમના કાર્યનો આરંભ કરવામાં વિરોધી થાય એવી વૃત્તિઓ અકિલષ્ટવૃત્તિઓ છે. **क्लिष्टप्रवाहपतिता अप्यक्लिष्टा क्लिष्टच्छिद्रेष्वप्यक्लिष्टा भवन्ति।** કિલષ્ટવૃત્તિઓના પ્રવાહમાં પડેલી છતાં અકિલષ્ટવૃત્તિઓ અકિલષ્ટજ રહે છે એટલે કિલષ્ટવૃત્તિઓના છિદ્રોમાં ( મધ્યે ) રહેલી છતાં અકિલષ્ટવૃત્તિઓ અકિલષ્ટજ રહે છે **अक्लिष्टच्छिद्रेषु क्लिष्टा इति।** અને એવી રીતે અકિલષ્ટવૃત્તિઓના છિદ્રોમાં (મધ્યે) રહેલી છતાં કિલષ્ટવૃત્તિઓ કિલષ્ટજ રહે છે **तथाजातीयका· संस्कारा वृत्तिभिरेव क्रियन्ते संस्कारैश्च वृत्तय इति।** કારણ કે વૃત્તિઓવડેજ વૃત્તિઓને અનુરૂપ સંસ્કારો પડે છે, અને સંસ્કારોવડે પાછી સંસ્કારોને અનુરૂપ વૃત્તિઓ ઉપજે છે. **एवं वृत्तिसंस्कारचक्रमनिशमावर्तते।** એમ વૃત્તિ અને સંસ્કારનું ચક્ર નિરંતર ચાલતું રહે છે. **तदेवंभूतं चित्तमवसिताधिकारमात्मक-**

...रूपेण व्यवतिष्ठते प्रलयं वावगच्छतीति ॥ ૯ ॥ તે એવા સ્વભાવવાળું ચિત્ત નિરોધવડે જ્યારે સંસ્કાર અને વૃત્તિનું ચક્ર ચાલતું રાખવાની યોગ્યતારહિત થાય છે ત્યારે તે વૃત્તિરૂપે પરિણામ પામવાને અસમર્થ કેવળ આભાસરૂપે વ્યવસ્થિત થાય છે અથવા અંતે પ્રલયનેજ પામે છે (ઉપાદાનકારણમાં વિલાઈ જાય છે)

અનુવાદ'—હવે પોતે (આચાર્ય ભગવાન્) જે ઉપદેશ કરવાનો આરંભ કરે છે તે ઉપદેશ સંપ્રદાયવિધિથી પરંપરા ઉતરી આવેલા યોગશાસ્ત્રનો છે માટે તે ઉપદેશનું ગ્રહણ કરવામાં આવશ્યક શરીર મન તથા ઇંદ્રિયોના નિયમનપૂર્વક અભિમુખ થઈ રહેવાનો સર્વથી પ્રથમના પહેલા સૂત્રવડે શિષ્યજનોને આદેશ કરેલો છે.

પ્રસ્તુત યોગશાસ્ત્રમાં ચિત્તની વૃત્તિના નિરોધને યોગ કહેલો છે એમ બીજા સૂત્રવડે યોગની વ્યાખ્યા કહેલી છે

એ યોગ સિદ્ધ કરવાથી પુરુષને તેના પોતાના સ્વરૂપમા અવસ્થાન કરી રહેવાનો પુરુષાર્થ સાપડે છે એમ ત્રીજા સૂત્રવડે કહીને પુરુષે તેના પોતાના સ્વરૂપમાં અવસ્થાન કરી રહેવું એ પુરુષનો એકજ ખરો પુરુષાર્થ છે તથા તે પુરુષાર્થનું સંપાદન કરવામાટે પુરુષે યોગ સિદ્ધ કરવો જોઇએ એમ જણાવેલુ છે

અને યોગને સિદ્ધ નહિ કરનારા પુરુષો ચિત્ત સાથે અવિવેકથી તન્મયતા કરી રહીને જે સમયે ચિત્તની જેવી વૃત્તિ હોય તેવા તે સમયે પોતાને માની રહે છે એમ ચોથા સૂત્રવડે કહીને પુરુષની એ સ્થિતિ તેને અનર્થ ઉપજાવનારી હોવાથી યોગ સિદ્ધ કરીને એ સ્થિતિ પુરુષે સત્વર નિવૃત્ત કરવી ઘટે એમ જણાવેલુ છે.

ચિત્તની વૃત્તિના નિરોધરૂપ યોગ સિદ્ધ કરવા ઇચ્છનારે વૃત્તિના સબધમા જાણવા યોગ્ય વાર્તા કહેવાનો હવે આ સૂત્રથી આરભ થાય છે.

આ સૂત્રમાં કહ્યુ છે કે ચિત્તની વૃત્તિઓના વિષયો ભેદવાળા હોવાથી વિષયોના ભેદને અનુસરીને વૃત્તિઓના કુલ પાંચ વર્ગો પડે છે

આ પાચ વર્ગો હવે પછીના સૂત્રમા કહેલા છે તેથી આ સૂત્રમા તેનો અધિક વિસ્તાર કરેલો નથી

ચિત્તની સર્વે વૃત્તિઓ આ પાચ વર્ગોમા સમાવેશ પામે છે ચિત્તની પ્રત્યેક વૃત્તિ આ પાચમાંના કોઇ પણ એક વર્ગમા સમાવેશ પામે છે એમ સર્વે વૃત્તિઓ કોઇ એક અથવા બીજા વર્ગમાં સમાવેશ પામતા કુલ પાચ વર્ગોમાં સમાવેશ પામી જાય છે

આ સર્વે વૃત્તિઓનું મુખ્ય મૂળ તો પુરુષને તેના પોતાના સ્વરૂપનું અજ્ઞાન વા અવિવેક છે.

પુરુષને તેના પોતાના સ્વરૂપના અજ્ઞાન વા અવિવેકને લીધે તેને ચિત્ત અને તેના પરિવારમા પોતાપણું થાય છે તથા તેથી પછી ઉત્તરોત્તર પોતાના સ્વરૂપમાં લેશમાત્ર નહિ એવા ચિત્તના મિથ્યા સુખદુ ખમાં તેને અટવાઈ રહેવું થાય છે. પુરુષની આ સ્થિતિ તેને ક્લેશ ઉપજાવનારી હોવાથી તેની આ સ્થિતિ થવામા મૂળભૂત એવા તેના પોતાના સ્વરૂપના અજ્ઞાનને વા અવિવેકને ક્લેશ કહેલો છે તેમજ એ મુખ્ય ક્લેશના પરિવારભૂત ચિત્તમાં તથા ચિત્તના પરિવારભૂત શરીરમા પોતાપણારૂપ અસ્મિતાને, ચિત્ત શરીર તથા ઇંદ્રિયોને અનુકૂળ પદાર્થોમા સતત રહેતી પ્રીતિરૂપ રાગને, ચિત્ત શરીર તથા ઇંદ્રિયોને પ્રતિકૂળ પદાર્થોમા સતત રહેતી ઘૃણારૂપ દ્વેષને, અને ચિત્ત શરીર તથા ઇંદ્રિયો સાથે સતત જોડાઈ રહેવાના દૃઢ આગ્રહભૂત અભિનિવેશને પણ ક્લેશ કહ્યા છે.

આ ક્લેશોને તથા તેમના પ્રત્યેકના સ્વરૂપને સૂત્રોવડે યોગ્ય સ્થાને આગળ કહેવામાં આવેલા છે.

ચિત્તની વૃત્તિઓ ઉપજવામાં આ ક્લેશો સ્વાભાવિક હેતુભૂત હોય છે તેમજ વૃત્તિઓવડે ઉપજતા સસ્કારો ક્લેશોને ઉપજવામાં વા દઢીભૂત થવામાં હેતુભૂત થાય છે.

આથી ક્લેશોરૂપ હેતુથી ઉપજનારી તથા ક્લેશોને ઉપજવામાં વા દઢીભૂત થવામાં હેતુભૂત થનારી વૃત્તિઓ ક્લિષ્ટ વૃત્તિઓ કહેવાય છે.

ચિત્તની સ્વાભાવિક ઉઠતી સર્વે વૃત્તિઓ બહુધા ક્લિષ્ટ વૃત્તિઓજ હોય છે.

ચિત્તની વૃત્તિના નિરોધરૂપ યોગ સિદ્ધ કરવાના ક્રમમાં પણ ચિત્તની નિરોધને અનુકૂળ વૃત્તિઓ ઉપજાવવી થાય છે તે સર્વે વૃત્તિઓ ક્લેશોરૂપ હેતુવાળી ન હોવાથી તેમજ ક્લેશોની નિવૃત્તિમાં હેતુભૂત થનારી હોવાથી અક્લિષ્ટ વૃત્તિઓ કહેવાય છે.

આ બન્ને ક્લિષ્ટ તથા અક્લિષ્ટ વૃત્તિઓ એકજ ચિત્તમાં રહેતી હોવા છતાં એટલે ક્લિષ્ટ તથા અક્લિષ્ટ બન્ને પ્રકારની વૃત્તિઓ સાથે રહેતી હોવા છતાં ક્લિષ્ટ વૃત્તિઓનો તથા અક્લિષ્ટ વૃત્તિઓનો સકર થવા પામતો નથી. ક્લિષ્ટ વૃત્તિઓ અક્લિષ્ટ થતી નથી અને અક્લિષ્ટ વૃત્તિઓ ક્લિષ્ટ થતી નથી

એટલુંજ નહિ પણ ક્લિષ્ટ વૃત્તિઓના પ્રવાહમાં મધ્યે અક્લિષ્ટ વૃત્તિઓ પણ ઉપજે છે તથા અક્લિષ્ટ વૃત્તિઓના પ્રવાહમાં મધ્યે ક્લિષ્ટ વૃત્તિઓ પણ ઉપજે છે તો પણ તે જેવી હોય તેવીજ રહે છે એટલે અક્લિષ્ટ વૃત્તિઓ અક્લિષ્ટજ રહે છે અને ક્લિષ્ટ વૃત્તિઓ ક્લિષ્ટજ રહે છે.

તેનું કારણ એવું છે કે ચિત્તમાં રહેલા સસ્કારોને અનુરૂપ વૃત્તિઓ ઉપજે છે અને વૃત્તિઓને અનુરૂપ પાછા સસ્કારો પડે છે.

આથી ક્લેશોરૂપ મૂળવાળા ક્લિષ્ટ સંસ્કારોથી ક્લિષ્ટ વૃત્તિઓ ઉપજે છે તથા ક્લિષ્ટ વૃત્તિઓવડે પાછા ક્લેશોરૂપ મૂળવાળા ક્લિષ્ટ સસ્કારો પડે છે

અને એ રીતે વિવેકરૂપ મૂળવાળી અક્લિષ્ટ વૃત્તિઓથી વિવેકરૂપ મૂળવાળા અક્લિષ્ટ સંસ્કારો પડે છે અને વિવેકરૂપ મૂળવાળા અક્લિષ્ટ સસ્કારોથી પાછી વિવેકરૂપ મૂળવાળી અક્લિષ્ટ વૃત્તિઓ ઉપજે છે.

વિવેકરૂપ મૂળવાળી અક્લિષ્ટ વૃત્તિઓના સેવનવડે અક્લિષ્ટ સસ્કારોનુ પરિબળ વધતાં જ્યારે ક્લિષ્ટ સસ્કારો તથા ક્લિષ્ટ વૃત્તિઓ દબાઇ જાય ત્યારે વિવેકના ઉદયથી પુરુષને તેના પોતાના સ્વરૂપનું જ્ઞાન થતાં ચિત્ત તથા તેના પરિવારભૂત સંસ્કારો અને વૃત્તિઓનો પ્રથમ ચિત્તમાં વિલય થાય અને પછી ચિત્તનો ઉત્તરોત્તર તેના ઉપાદાન કારણભૂત પ્રકૃતિમાં વિલય થતાં પુરુષ સદાને માટે તેના મૂળસ્વરૂપમાં અવસ્થાન પામી રહે છે

વિવેકનો ઉદય થયા પછી એટલે પુરુષને તેના પોતાના સ્વરૂપનું યથાવત્ જ્ઞાન ઉદય પામ્યા પછી ચિત્તનો તેના ઉપાદાન કારણભૂત પ્રકૃતિમાં અંતિમ વિલય થતાં સુધીમાં ક્લિષ્ટ પ્રવાહના શમનપૂર્વક ચિત્તમાં અક્લિષ્ટ પ્રવાહનું જે વહન ચાલે છે તે સમયને પુરુષની જીવન્મુક્તિનો સમય કહ્યો છે અને ચિત્તનો અંતે તેના ઉપાદાન કારણભૂત પ્રકૃતિમાં વિલય થતાં પુરુષનું તેના સ્વરૂપમાં સદાને માટે જે અવસ્થાન થાય છે તે સમયને પુરુષની વિદેહ-મુક્તિનો સમય કહ્યો છે.

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### શ્રીસદ્‌ગુરુ મહાપૂજના—

માગશર સુદિ ૧૫ના દિવસે શ્રી દત્તજયંતીનિમિત્તે સૌ આનંદાશ્રમ-વાસીઓએ પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કર્યું હતું, તથા શ્રી માણેકલાલ નાનજી ચંદારાણાએ તે પછી શ્રીદત્તભગવાનના જીવનસંબંધી વિવેચન કર્યું હતું, તથા ભજનાદિ થયાં હતાં, તેમજ સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયાં હતાં.

શ્રી મકરસંક્રાંતિના દિવસે પણ પૂજ્યપાદશ્રીનું મહાપૂજન કરવામાં આવ્યું હતું.



## નાથસંહિતામાંથી

[ નિવેદકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

[ 'કૃપાનાથ' સંબંધી ઘણાં ભાઈઓ અને બહેનો પાસેથી જાણવાનું મળ્યું છે—ને મળતું જાય છે—તેનો લેખિત સંગ્રહ થતો જાય છે અને તેનું નામ—"નાથ સંહિતા"—રાખ્યું છે.... ]

મારા—આ લેખ લખનાર દયાળસિંહનાં બહેન હરિબા બહેન પાસેથી જે જાણવાનું મળ્યું છે તે આ પ્રમાણે છે—

"ભાંટવામાં ( અમારા ગામમાં ) આપણાં નવાં મકાન ( અમારા સદ્‌ગત પૂ. પિતાશ્રી લાલસિંહજીએ ચણાવેલાં ) બધાઈ ગયાં હતાં—તેનું વાસ્તુ પણ થઈ ગયું હતું—એટલે સૌ કોઈ આપણા બાપુને ( લાલસિંહજીને ) નવાં મકાનમાં રહેવા જવાનું કહે એ સ્વાભાવિક છે. પરંતુ બાપુ સૌ કોઈને કહેતા કે—"અમારી કૃપાનાથ તેમાં પહેલાં પધારે ને સ્થિતિ કરે પછીજ અમારાથી તેમા રહેવા જવાય !..."

કૃપાનાથપ્રતિ બાપુનો કેવો અદ્‌ભુત પ્રેમ-ભક્તિભાવ...!

પછી બાપુએ જાતે સેવામા જઈને કૃપાનાથને વિનંતિ કરી ને ભાંટવામાં પધરાવ્યા અને નવા મકાનમાં સ્થિતિ કરાવી

× × × × × ×

કૃપાનાથ ભાંટવાનાં નવાં મકાનમાં પ્રથમ બિરાજ્યા તે સમયે સં. ૧૯૬૭નો ઉનાળો હતો—વૈશાખ મહિનો હતો.

આ નવાં મકાન મેડીના પહેલા માળના વચલા હોલમાં કૃપાનાથ કથા શ્રવણ કરાવતા.

એકવાર આ કથા પ્રસંગે આપણા કાકા (દોલતસિંહજી)ને ઝોલું આવી ગયું ને તેમાં ચતુર્ભુજ સ્વરૂપે કૃપાનાથનાં સાક્ષાત્ દર્શન તેમને થયાં…!

આનું નામ દિવ્યદર્શન…! કૃપાનાથના અવતારી જીવનનો આ પ્રત્યક્ષ પુરાવો…!

દોલતસિંહજી કાકા કવિ હતા એટલે તેમણે પોતાને થયેલા "દિવ્યદર્શન" વિષે એક કાવ્ય રચ્યું ને કૃપાનાથની સેવામાં કથાપ્રસંગે સૌ શ્રોતાઓની હાજરીમાં ગદ્ગદ્કંઠે ગાઈ બતાવ્યું…!

તે કાવ્યની એકાદ બે પંક્તિઓ યાદ રહેલી છે એ આ રહી:—

"×……×……×……××……×……×

ક્ષમા, ગુરુદેવ! ક્ષમાવંત છો……તમો

× × × × × ×

ચતુર્ભુજ મૂર્તિનાં દર્શન દેનાર છો……તમો……"

× × × × × ×

એકવાર કૃપાનાથ લીંબુડામાં બિરાજતા હતા. લીંબુડા એક ગામડું છે. બાંટવાથી પાંચેક માઈલ થાય ત્યાં કુંભારભગત મૂળજીભગતના મટિયલ મકાનમાં કૃપાનાથનો ઉતારો હતો.

આનું નામ લોકકલ્યાણની ભાવના ને પ્રવૃત્તિ. આ પ્રમાણે કૃપાનાથ ગામડાંમાં પધારે ને સમાજમાં નીચલા થરમાં ગણાતા માણસને ઘેર સ્થિતિ કરે અને એ રીતે ગ્રામ્યજનતામાં ભળીને તેને સાદા ને સ્વચ્છ જીવનનું ભાન કરાવે અને જીવનની શાંતિનો સાચો ને સરલ માર્ગ બતાવે…!

અનુસરવું, અવલોકવું ને દોરવું એ આચાર્યની કર્તવ્ય કળાને કૃપાનાથે સ્વજીવનમાં ચરિતાર્થ કરી બતાવેલી અને એ રીતે આચાર્યોમાટે ઉમદા દાખલો મૂકતા ગયા…!

એ વખતે બાંટવાથી આપણે આખું ઘર—બા, બાપુ વગેરે સૌ કૃપાનાથના દર્શન કરવા લીંબુડા ગયેલાં—ત્યારે કથા પછી ભરસભામાં કૃપાનાથે મને (હરિબા બહેનને) આજ્ઞા કરી કે:—

"દેવી, 'જ્ઞાનમાસ' બોલો…!"

કૃપાનાથ મને (હરિબા બહેનને) "દેવી" કહીને બોલાવતા—કેટલું બધું વાત્સલ્ય…!—માનસશાસ્ત્રનું કેવું સચોટ જ્ઞાન—મનોવિજ્ઞાનની કેવી ઉત્તમ કળા—કૃપાનાથ પાસે સ્વાભાવિકરીતે હતી કે પોતાશ્રીના સંસર્ગમાં આવનાર પ્રત્યેકને 'દેવ' જેવા પવિત્ર ને પ્રકાશવાન્ થવાની દિવ્ય પ્રેરણા આપ્યા કરતા…!

"જ્ઞાનમાસ"—એ પ્રીતમદાસ કવિએ રચેલું કાવ્ય છે—તેમાં "આત્મજ્ઞાન"નો સચોટ ને સરલ બોધ છે

"જ્ઞાનકક્કો" ને "ગુરુમહિમા"—આ બીજાં બે કાવ્યો પણ પ્રીતમદાસે રચેલાં છે. મુંબઈના "ગુજરાતી પ્રેસ" તરફથી પ્રકટ થયેલ—"બૃહદ્ કાવ્ય દોહન—ભાગ—૧"—માં આ ત્રણે કાવ્યો પ્રકટ થયેલાં છે

આનંદાશ્રમ—ગુરુક્ષેત્ર—ગિરનાર—પોસ્ટ—બીલખા (સૌરાષ્ટ્ર) હસ્તક પ્રકટ થયેલ—"સદુપદેશક પદો" નામની—પુસ્તિકામાં પણ આ ત્રણે કાવ્યો સટિપ્પણ પ્રકટ થયેલાં છે.

આ ત્રણે કાવ્યો કૃપાનાથને મુખપાઠ હતાં અને કથા પ્રસંગે અવારનવાર એઓશ્રીની સુમધુર એવી દિવ્યવાણી દ્વારા સાભળવા મળતાં.

કૃપાનાથની આજ્ઞાથી આપણા પિતાશ્રી (લાલસિંહજી)એ આ "કાવ્ય દોહન"નું પુસ્તક આપણા ઘરમાટે ખાસ મુંબઈથી મગાવેલું

કૃપાનાથની આજ્ઞાથી આપણાં માતુશ્રીએ, આપણાં મોટાબહેન ગોદાવરીબહેને તથા મેં (હરિબાબહેને) આ ત્રણે કાવ્યો મોઢે કરેલાં અને અવારનવાર કૃપાનાથ આપશ્રી સમક્ષ અમારી પાસે એ ભજનકાવ્યો ગવરાવતા અને એ રીતે અમને સ્વસ્વરૂપનું ભાન કરાવતા.

કૃપાનાથે મને (હરિબાબહેનને) "જ્ઞાનમાસ" બોલવાની આજ્ઞા તો કરી પરંતુ મને સભાક્ષોભ થયો. કારણકે, સભામાં બોલવાની ટેવ નહિ. વળી, ત્યારે હું બહુ નાની ને મારી પ્રકૃતિ પણ બહુ શરમાળ પરંતુ, કૃપાનાથની આજ્ઞા અને પાસે બેઠેલાં આપણાં બાની પ્રેરણા એટલે પછી–થોડી માનસિક ગડમથલ પછી–મેં "જ્ઞાનમાસ" ઢાળ સહિત ગાઈ બતાવ્યા અને તે પણ એટલી સાત્ત્વિક ઢબથી કે, આખી સભા આનંદ ને આશ્ચર્ય પામી કે, "ધન્ય છે આ નાની બાળકીને……!"

મને પણ આશ્ચર્ય થયું કે–"આ "જ્ઞાનમાસ" ગવાયા શી રીતે?"

આ પણ કૃપાનાથની કૃપાનો પ્રભાવ……!

કૃપાનાથ આ રીતે નાનાં બાળક–બાળકીઓને પણ કેળવતા……!

વ્યવહાર–પરમાર્થનું શિક્ષણ આપવાની અદ્ભુત કલા કૃપાનાથમાં સ્વાભાવિક હતી…!

પછી હું (હરિબાબહેન) મોટી થઈ સાસરે ગઈ, માતા થઈ છતાં મને ઉંમર સુધી કૃપાનાથના દર્શનનો લાભ મળ્યા કર્યો.

મારું (હરિબાબહેનનું) પિયર બાંટવામાં અને સાસરુ કુતિયાણામાં એમ બંને ગામોમાં અને બંનેનાં ઘરે પણ કૃપાનાથ વારંવાર પધારતા ત્યારે એઓશ્રીના દર્શનનો ને ઉપદેશનો લાભ મળ્યા કરતો અને એ રીતે જીવનનો આધ્યાત્મિક ઉલ્લાસ બન્યો રહેતો…!

બાલ્યાવસ્થાનું સ્મરણ આપીને કૃપાનાથ નિર્દોષતા, નિખાલસતા ને નિર્ભયતા આદિ સાત્ત્વિક સંપત્તિ સ્વભાવમાં સ્થિર રહે એવી સ્થિતિ સંપાદન કરવાનું સૌને પ્રબોધ્યા કરતા અને એ પ્રમાણે મને પણ પ્રબોધતા કે—

"કેમ, બચપણ સાંભરે છે કે?" બચપણનું જીવન નચિંત હોવાથી એકંદરે સુખી ને શાંતિવાળું હોય છે

આવું સુખી ને શાંતિવાળું જીવન જ્ઞાનવડે સદા બન્યું રહે એ માટે સાચાં સાધનો સાધવાનું પણ સૌને કૃપાનાથ કહ્યા કરતા અને બચપણનું સ્મરણ આપવામાં પણ કૃપાનાથનો એજ ઉદ્દેશ હતો.

સંતપુરુષો પણ બાળક જેવા નિર્દોષ ને નિખાલસ હોય છે, સદા પ્રફુલ્લ ને પ્રસન્ન હોય છે, અને એટલેજ સૌ કોઈને પ્રિય લાગે છે…!

કૃપાનાથના કૃપાપ્રસંગો એટલા બધા છે કે તે કહેતાં પાર આવે એમ નથી. કહેતાં કહેતાં "અહોભાવ" અનુભવાય છે અને અંતરમાં ઉંડા ઉતરી જવાય છે…!"

——[ * ]——

॥ ॐ ॥

## सद्गुरुस्तुतिः

(શ્રીનાથજયંતીપ્રસંગે વાંચેલું)

पृथ्वी तावदियं त्रिलोकमहिता तत्रास्ति सारो नर-,
स्तत्राप्यस्ति नितान्तसारहृदयः श्रीमान्गुरुस्तत्र तु ।
सारोऽयं जगतां गुरुः पुनरतः सारो ह्ययं सद्गुरु-,
र्येनास्यां नृतनौ प्रकाश्य सगुणं ब्रह्मोद्धृता प्राणिनः ॥ १ ॥

ત્રણે લોકમાં ભૂમંડળ શ્રેષ્ઠ છે ભૂમંડળમાં મનુષ્ય શ્રેષ્ઠ છે મનુષ્યોમાં ઐશ્વર્યવાળા અને સરલહૃદયવાળા ગુરુજન શ્રેષ્ઠ છે તેમનાથી શ્રેષ્ઠ જગદ્ગુરુ છે, અને તેમના પણ સારરૂપ સર્વશ્રેષ્ઠ સદ્ગુરુ છે, કે જેમણે આ મનુષ્યશરીરમાં સગુણબ્રહ્મને પ્રગટ કરીને જીવાત્માઓનો ઉદ્ધાર કર્યો છે ૧

षट् शास्त्राणि पठन्तु चोपनिषदोऽप्यभ्यस्यन्तु वा संहिता,
ध्यायन्तु प्रतिवासरं हरमलं वा केशवं शैशवं ।
गच्छन्तु प्रतिमंदिरं भगवतो गाङ्गं तटं वा द्रुतम्,
श्रीमत्सद्गुरुसत्कृपाविरहितं सर्वं वृथा मन्यताम् ॥ २ ॥

છ શાસ્ત્રો, ઉપનિષદો અથવા સંહિતાઓનું અધ્યયન કરો, અથવા નિત્ય પાપમોચક શ્રીશિવજીનું અથવા શ્રીકેશવની બાલક્રીડાઓનું ધ્યાન કરો, ભગવાનના પ્રત્યેક મંદિરમાં જાઓ અથવા વારંવાર ગંગાતટ ઉપર જાઓ, પરંતુ શ્રીસદ્ગુરુદેવની કૃપાવિનાનું આ સર્વે મિથ્યા છે એમ સમજો ૨

विद्वांसः प्रतिभाजुपस्सुधनिनः सद्दानशीला नृपाः,
त्रातारो मुनयश्च शान्तिभवना विप्राश्च वेदवृताः ।
भ्राजन्ते विपुलं यथा सुकृतिनः संप्राप्य यं सद्गुरुम्,
तं वन्दे भवभीतिदारणपटुं ब्रह्माद्वयं सद्वयम् ॥ ३ ॥

પ્રતિભાશાળી વિદ્વાન્, સત્પાત્રોને દાન આપનાર ધનાઢ્ય, રક્ષા કરનાર રાજા, શાન્તિના નિવાસસ્થાનરૂપ મુનિઓ ને પુણ્યશાળી વેદપાઠી બ્રાહ્મણો જે શ્રીસદ્ગુરુનું શરણ સ્વીકારીને જે વિપુલ શોભાને પામે છે તે ભવભયનો નાશ કરવામાં કુશળ અને નિર્ગુણ સગુણ બ્રહ્મસ્વરૂપ શ્રી સદ્ગુરુને હું નમન કરું છું ૩

कामारिस्तु समाधिसाधनपटुः श्रीशेषशायी हरि-,
र्ब्रह्मावेदनिनादकारणपटुः श्रीभारती वाक्पटुः ।
कोऽमां संसृतिसागरे निपतितं त्रातुं क्षमोऽस्मिन्क्षणे,
श्रीमत्सद्गुरुपादपंकजतरिर्नो चेद् भवे जायताम् ॥ ४ ॥

કામને જિતનારા મહાદેવજી સમાધિ સાધવામાં નિપુણ છે, ભગવાન્ શ્રી હરિ શેષપર સૂતેલા છે, બ્રહ્માજી વેદોચ્ચારણમાં તત્પર છે, ને સરસ્વતી દેવી વાક્ચતુરાઇમાં કુશળ છે. આવી અવસ્થામાં જો શ્રીસદ્ગુરુચરણકમલરૂપી નૌકા આ સમારમાં ન આવી હોય તો આ સંસારમાં ડૂબતા મારો કોણ ઉદ્ધાર કરત । ४

——[ * ]——

## સંવત ૨૦૦૪ જયેષ્ઠ સુદિ ૧ થી સંવત ૨૦૦૫ કાર્તિકવદિ ૪ સુધીનો
## શ્રીનાથઘાટનો હિસાબ

| જ | ઉ |
|---|---|
| ૧૯૧૦-૮-૦ કુલ રકમો જમા થઈ તે જેની તપસીલ માસિકમાં આવી ગઈ છે. | ૧૨-૭-૩ વૈશાખથી કાર્તિક સુધીનું પોસ્ટેજ ખર્ચ |
| | ૧-૧૦-૦ સ્ટેશનરી ખર્ચ |
| | ૮૩૦-૮-૦ પથ્થર, ચાકા વગેરે ધડામણ સહિત |
| | ૧૦૯-૪-૦ સીમેન્ટની થેલીઓ |
| | ૧૩૩-૧૪-૦ ચુનાનું ખર્ચ |
| | ૫૮૬-૮-૦ ચણતર ખર્ચ કડિયાને આપ્યા |
| | ૧૪૧-૨-૦ ખોદાણ ખર્ચ મજુરોને આપ્યા |
| | ૫૪-૯-૦ પરચૂરણ ખર્ચ |
| | ૨૯-૯-૦ પરચુરણ |
| | ૨૫-૦-૦ પત્રિકા, રસીદ |
| | ૫૪-૯-૦ બુકનું છપામણ |
| | ૫-૦-૦ સેવીંગ બેંકમાં જમા છે |
| | ૧૮૭૪-૧૪-૩ કુલ ખર્ચ |
| | ૩૫-૯-૯ બાકી શીલક વધી તે |
| | ૧૯૧૦-૮-૦ |

શ્રીમાન્ હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ, જેઓ રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ તથા મોરબી તાબે નવલખી બંદર ઉપર પોર્ટ ઓફિસર છે, તેમણે આ બધો હિસાબ ચેક કરી ઓડીટ કર્યો છે, અને તે બદલ તેમણે રસીદ બુક તથા હિસાબની ચોપડીમાં સહીઓ કરેલી છે.

| | |
|---|---|
| સહી જીવનરામ મકનજી ભટ્ટ | સહી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી |
| પ્રમુખ | મંત્રી |
| રીટાયર્ડ વેટીનરી સુપ્રીન્ટેન્ડન્ટ | વાનપ્રસ્થી આનંદાશ્રમ-બીલખા |
| હાલ ભાવનગર | |

શ્રીમાન્ જીવનરામ મકનજી ભટ્ટ, પ્રમુખ તથા શ્રીમાન્ હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ ઓડીટર તરીકે કામ કરવાની મારી વિનતિનો સ્વીકાર કર્યો તે માટે હું તેમનો આભારી છું.

પૂ. બ્રહ્મચારીજી બ્રહ્મપ્રકાશજીએ શ્રીનાથઘાટના કાર્યમાં સમાપ્તિ થતાં સુધી મને દોરવણી આપી, તે સ્થળ ઉપર વારંવાર પધારીને કડીઆને સુચના આપી કરકસરતાથી પણ સંગીનપણે કામ કરાવી આપવામાં જે મદદ આપી છે તે માટે તેમને અનેકવિધ ધન્યવાદ ઘટે છે.

આનંદાશ્રમના ઉપવ્યવસ્થાપક શ્રીઅંબાશંકર નાનજી જોશીએ શીલક સાચવવામાં તથા પાકો હિસાબ રાખવામાં ઘણી મદદ કરી છે, તે પ્રશંસનીય છે.

શ્રીમાન્ સિદ્ધભાઈઓ તથા શ્રીમાન્ મૂળશંકર નરભેરામ પઢીઆએ જાતે આર્થિક મદદ કરી તથા મદદ અપાવી શ્રીનાથઘાટના કાર્યને ઉત્તેજન આપી મને આભારી કર્યો છે.

સ્વર્ગસ્થ શેઠ રાજશી જીવરાજનાં પત્ની ગંગાસ્વરૂપ લાડુ બહેને રૂા. ૩૦૦) ત્રણસો શ્રીનાથઘાટ તથા કુંડ માટે અર્પણ કરી આ કાર્યને ઉત્તેજન આપ્યું, તેથી હું ઉપકૃત થયો છું.

સહી જીવનરામ મકનજી ભટ્ટ — પ્રમુખ — શ્રી નાથઘાટ સ્મારક-સમિતિ

સહી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી — મંત્રી — શ્રી નાથઘાટ સ્મારક-સમિતિ

સં. ૨૦૦૫ પોષસુદિ ૧

——[ * ]——

## मोटा कोण

ભજન ૧ રાગ ધીરાની કાફીનો

મોટા તેહ જાણો રે, ભૂલ્યો દરગુજર કરે;
શાણા તેને કહીએ રે, રાષો નવ ઉરે ધરે. ટેક

અંતર માંહે હેતજ રાખે, એ મોટાની રીત;
મધુરી વાણી બોલે નિશદિન, પૂરણ ભરેલી પ્રીત;
શત્રુને મિત્ર બનાવી રે, રાષો તેના દિલના હરે. મોટા તેહ—૧

ભૂલ્યો ભલા ભલાથી થાયે, તેપર નહિ જરા વેર;
ભૂલ્યો સુધારવા લક્ષ નિરંતર, ગોઠવે એવી પેર,
ભૂલ્યો થતો અટકે રે, વરતન તો પોતે એવું કરે મોટા તેહ—૨

કહાં તો પોતે ભળે તેનામાં, કે તેને ભેળવી લે આપ;
ઝગડાના માર્ગ ઉભા કરે નહિ, રાખે એ સૌનું માપ,
સમજીને સાન કરતા રે, સમજીને એ અમલ કરે. મોટા તેહ—૩

હળીમળીને હેત વધારે, એ મોટા કહેવાય;
શાંતિ સદા ત્યાં રહે સચવાઈ, કલેશ રંચ ના થાય,
મનસુખ શીખ ગુરુની રે, માનીને એ તો
ઉરમાં ધરે મોટા તેહ જાણો રે—૪

——[ * ]——

Reg. No B 3087.

સને ૧૯૪૯ તા. ૨૫ જાન્યુઆરી



શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(સૌરાષ્ટ્ર) તરફથી

પ્રગટ થતું આત્મિક માસિક પત્ર

P. O. Bilkha (Saurashtra-India).

આનંદાશ્રમ

### મહાપૂજન-સમાચાર

મહાવદિ ૧૩ શુક્રવાર (મહાશિવરાત્રિ) સ્ટા. ટા. ૯ાાંથી ૧૦ાા તારીખ ૨૫-૨-૪૯ના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન માધવભુવન કાંદાવાડીમાં થશે

લિ. શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈ

——[ * ]——

## નવીન આવૃત્તિ

પૂજ્યપાદ કૃપાનાથનો વ્યાખ્યાન સંગ્રહ

સુંદર તક

### પરમ સુખી થવાના ઉપાય

પડતમૂલ્ય રૂા. ૧-૧૫-૬ પોસ્ટેજ અલગ

મળવાનું સ્થળ —

વ્યવસ્થાપક-આનંદાશ્રમ

બીલખા (સૌરાષ્ટ્ર)

——[ * ]——

વર્ષ ૧૭ મું

પોષ

અંક ૮

સંવત્ ૨૦૦૫


॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम




વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨




શ્રીઆનંદાશ્રમ નગાગામ-પો ઓલખા

प्रशान्तेः परिवाहोऽयम् श्रीमन्नाथगुराश्रमे ।

प्रशान्तवाहितातृप्तेर्यस्मिन् मज्जन्ति योगिनः ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના આનંદાશ્રમમાં સર્વત્ર વહી રહેલા પ્રશાંતિનો આ પ્રવાહ, જેમાં યોગીઓ આશીખ સ્નાન કરે છે તે પ્રશાંતવાહિતાવૃત્તિની પ્રશાંતિનો છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | પ્રભુપાસે કેવી યાચના કરવી ? | ૧૦૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૧૦ |
| ૩ | ભારતવર્ષનો વર્ણભેદ અન્ય દેશોના વર્ણભેદ જેવો નથી. | ૧૧૧ |
| ૪ | એક વાર્તા. | ૧૧૫ |
| ૫ | જાણવાયોગ્ય. | ૧૧૬ |
| ૬ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૧૭ |
| ૭ | પચ્ચુરણ ભેટ | ૧૧૯ |
| ૮ | મુંબઈમાં સાપ્તાહિક સત્સંગક્રમ | |

—[ * ]—

## વિજ્ઞપ્તિ

દરેક ગ્રાહકબંધુઓ અને બહેનોએ માસિક સંબંધી પત્રવ્યવહાર કરતીવેળા પોતાનો ગ્રાહક નંબર જે શિરનામાની છાપેલી કાપલીપર છાપેલો છે તે લખવો કે જેથી વધારે અનુકૂળતા થશે    લી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા

—[ * ]—

## " નવું પ્રકાશન "

" મહાત્માશ્રી નથુરામ શર્માજી [ જીવન સંદેશ ] " નામના-પુસ્તકો-નંગ ૮૦૦-આઠસો-તેના લેખક શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર તથા પ્રકાશક શ્રી. ગુણવંતસિંહજી જાલમસિંહ ઠાકોર મુંબઈ તરફથી પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં સમર્પણ થયા છે, જેની પડતર કિંમત ૦-૧-૦ એક આનો છે

**પરમસુખી થવાના ઉપાય** પડતમૂલ્ય રૂા. ૧-૧૫-૬

મળવાનું સ્થળ —વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા

### જરૂરી

**સૂચના.—લેખસંબંધી અને માસિક સંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.**

તંત્રી અને પ્રકાશક શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લીથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૭ મું ] સંવત્ ૨૦૦૫ પોષ [ અંક ૮ મો

## પ્રભુપાસે કેવી યાચના કરવી ?

( પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ )

પદ

નિત્ય આવું પ્રભુપાસે માગજો રે;
કરી સ્થિર મન ઇંદ્રિય પ્રાણ, હે સુજાણ ! આવું૦ ટેક.

" સહનશીલતા પ્રભો ! ઘણી આપજો રે,
દેજો શાંતિ આનંદની ખાણ, " હે સુજાણ ! આવું૦ ૧

" દોષ જેના તેના ન દેખાડજો રે,
મારા દોષની કરાવજો હાણ, " હે સુજાણ ! આવું૦ ૨

" બોલવામાં વિવેક નાથ ! આપજો રે,
કરાવજો આપ તરફ પ્રયાણ, " હે સુજાણ ! આવું૦ ૩

" સહજ વાતમાં ક્લેશ ન કરાવજો રે,
રખાવજો તમ આજ્ઞાનું ધ્યાન, " હે સુજાણ ! આવું૦ ૪

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

(પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્)

આ જગતમાં મમતા એ દુ.ખનું કારણ છે ગુણના દર્શનવડે અને સ્વાર્થબુદ્ધિવડે માણસને પ્રાણિપદાર્થેમા મમતા બંધાય છે. એ મમતા દુઃખના હેતુભૂત હોવાથી કોઈ પણ વિનાશી પ્રાણિપદાર્થેમાં ગુણદર્શનવડે કે સ્વાર્થબુદ્ધિવડે મમતા બાંધવી નહિ.

"ઔર મરત કહા રોઇએ, જો આપા થિર ન રહાઈ."

ગજેંદ્રમોક્ષમાં વર્ણવેલો પર્વત તે આધ્યાત્મિક દૃષ્ટિએ નાસિકાના મૂલ અને બે ભ્રમરના મધ્યભાગમાં આવેલો ભાગ સમજવો. એ પર્વતને યોગાભ્યાસીઓ પોતાના ધ્યાનાભ્યાસવડે જોઈ શકે. જીવ ગજેંદ્ર છે, ને તેને સંસારરૂપી (અજ્ઞાનરૂપી) ગ્રાહે પકડેલ છે એ તમારા ધ્યાનબહાર નથી. એ પર્વતનાં ત્રણ શિખરો તે શુદ્ધરજોગુણ, સત્ત્વગુણ ને શુદ્ધસત્ત્વગુણ સમજવાં તેની પાસેનું સરોવર તે ત્રિકુટીની ઉપરનો ભાગ સમજવો.

સાત્ત્વિકી શ્રદ્ધામાં, ઉત્સાહમાં, કર્તવ્યપરાયણતામાં, વિવેકનિષ્ઠામાં, બુદ્ધિની સ્થિરતામાં ને બુદ્ધિની સૂક્ષ્મતામાં વધારો કરવા પ્રયત્નશીલ રહેશો, અને શાસ્ત્રજ્ઞાનમાં ને અનુભવમાં આગળ વધશો

નિત્યકર્મ, પરમાત્મધ્યાન, જપ ને શાસ્ત્રવિચાર ચાલુ રાખશો. મનની શાંતિમાં વધારો કરશો.

જેવી વાસના હોય તેવાં સ્વપ્ન પ્રાયશ આવે છે

બ્રહ્માગ્નિ સળગાવવા માટે વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ષટ્સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર કાષ્ઠોની જરૂર પડે છે, માટે અંતઃકરણરૂપી ચૂલામાં એ ચાર સાધનરૂપ કાષ્ઠ ભેળાં કરી બ્રહ્માગ્નિ સળગાવવો અને જીવભાવને બાળવો કે જેથી જીવ કૃતાર્થ થાય

વસ્ત્ર ઊતારતાં જો પ્રમાદથી યજ્ઞોપવીત નીકળી જાય તો જો સગવડ હોય તો યજ્ઞોપવીત બદલાવવું, નહિ તો "यज्ञोपवीतं" ઇત્યાદિ મંત્ર ભણી પુન· તે ધારણ કરવું સાયંસંધ્યા સમયે ગાયત્રીનું વિસર્જન બેસીને પણ કરી શકાય

કર્તવ્યપરાયણતા વધારી પ્રસન્ન રહેશો.

ભસ્ત્રિકાપ્રાણાયામ ગમે તે સ્વર ચાલતો હોય તેમાં થઈ શકે. બંને નાસિકાથી સરખું ઘર્ષણ કરવું, અને કુંભકનો સમય વધારવો. કુંભકનો સમય વધવાથી લાભ છે. ભોજન કર્યા પછી થોડો થડકારો જણાય તે આહારના ભારને લીધે સમજવો.

ષટ્ચક્રના મંત્રની સંખ્યા તે તે ચક્રોની સાથે શ્વાસોચ્છ્વાસના સંબંધને લઇને જણાવેલી છે ષટ્ચક્રના દેવોની જણાવેલા મંત્રની સંખ્યાવડે ઉપાસના કરવાથી અંત કરણની શુદ્ધિમા અને સ્થિરતામાં વધારો થાય છે.

જો તમને ઊંઘ ન આવે અને બીજા વિચારનો વેગ ન વધે તો પર્યંતી

પાણીથી જપ કરતાં પણ અડચણ નથી.

સર્વે કામ અંતઃકરણને અંતર્મુખ કરી વિવેકપૂર્વક કરવું ધ્યાનકાલે આસપાસ કંઈ શબ્દ સંભળાય તો ભયને વશ ન થવું.

કેવલકુંભકની પ્રાપ્તિ થયે પ્રાણાયામનો અભ્યાસ બંધ કરવો, પણ કુંભકનો સમય વધારવો.

સંસારના પ્રાણિપદાર્થમાંથી મમતા દૂર કરી પ્રભુમાં પ્રીતિ વધારવાથી પ્રભુની પ્રેમલક્ષણાભક્તિ સિદ્ધ થાય છે

માલા કોઈ દેખે નહિ માટે ગૌમુખીમાં માલા રાખી જપ કરવાનું વિધાન છે પરમાત્માનું સ્વરૂપ અનંત હોવાથી માલા સુમેરુથી આગળ ન ચલાવતાં સુમેરુ આગળથી પાછી ફેરવીને જપના ઉપયોગમાં લેવી. (ચાલુ)

——[ * ]——

## भारतवर्षनो वर्णभेद अन्य देशोना वर्णभेद जेवो नथी

[ લેખક.—શ્રી. મહારાણીશંકર ગોકુલદાસ દેસાઈ-વેદાંતભૂષણ ]

જુદા જુદા દેશોમાં ઠંડીનું પ્રમાણ તથા ગરમીનું પ્રમાણ જુદું જુદું રહેતું હોવાથી જુદા જુદા દેશમાં વસી રહેલા મનુષ્યોનાં શરીરનો વર્ણ જુદો જુદો હોય છે.

એકજ દેશના પણ જુદા જુદા ભાગમાં ઠંડીનું તથા ગરમીનું પ્રમાણ જુદું જુદું રહેતું હોવાથી એકજ દેશના પણ જુદા જુદા ભાગમાં વસી રહેલા મનુષ્યોના શરીરનો વર્ણ પણ જુદો જુદો હોય છે.

અન્ય અનેક નૈસર્ગિક તથા આગંતુક કારણોથી પણ મનુષ્યોના શરીરના વર્ણમાં ભેદ પડે એ સંભવિત છે

શરીર સાથે મનુષ્યોને સાધારણ રીતે એકતા રહેતી હોવાથી શરીરના વર્ણને મનુષ્યો તેમનો પોતાનો વર્ણ માને એ પણ સહજ સ્વાભાવિક છે.

સમાન વર્ણવાળાઓને મનુષ્યો પોતાના સંઘનાં માને અને અસમાન વર્ણવાળાઓને તેઓ જુદા સંઘના માને એટલુંજ નહિ પણ પોતાના સંઘનાં માનેલા મનુષ્યોમાં તેમને અનુકુળ ભાવ થાય તથા જુદા સંઘનાં મનુષ્યોને વિષે તેમને પ્રતિકૂળ ભાવ થાય એ પણ એટલુંજ સ્વાભાવિક છે

અને એ ભાવના ભેદને અનુસરતો પોતાના તથા પારકા માનેલા સંપ્રતિના તેમના વર્તનમાં પણ ભેદ પડે એ મનુષ્યોને સાંપડેલા પશુસ્વભાવને અનુસરતું છે.

પણ અન્ય પશુઓની અપેક્ષાએ મનુષ્યોને તેમના પશુસ્વભાવનું નિયમન કરનારો વિવેક પણ સાંપડેલો હોય છે એ એમના મનુષ્યત્વની વિશેષતા છે.

એક સંઘનાં મનુષ્યોને જ્યારે અન્ય સંઘનાં મનુષ્યો પર કોઈ આક્રમણકારે કૃત્ય કરવાની તેમના પશુસ્વભાવને અનુસરતી પ્રેરણા મળે ત્યારે તેમના મનુષ્યત્વની વિશેષતા-રૂપ તેમના એ વિવેકનેજ વશવર્તીને તેમણે તેમના પશુસ્વભાવની એ પ્રેરણાને દબાવી દેવી ઘટે અને પશુસ્વભાવની પ્રેરણાને વશ વર્તવું ન ઘટે.

અને મુખ્ય કરીને વિવિધ દેશની જનતાઓ આજ જ્યારે સંસ્કૃતિના શિખરને સ્પર્શ કરતી થઈ હોવાના ગર્વને ગજવે છે તેવે સમયે તો મનુષ્યોનો પશુસ્વભાવ સદંતર અદશ્ય થઈ રહેવો ઘટે.

છતાં આજના દિવસસુધી તો એક દેશની જનતા અન્ય દેશની જનતાપર આક્રમણ કરી રહેલી વા કરતી દેખાય છે એ દેખાડી આપે છે કે મનુષ્યોથી વિશેષતારૂપ તેમના વિવેકની અપેક્ષાએ તેમનો સાહજિક પશુસ્વભાવ આજના દિવસસુધી અધિક બળવાન્ રહેવા પામ્યો છે.

ભારતવર્ષ પણ લાંબા સમયથી અન્ય વિવિધ વિદેશીય જનતાઓના આક્રમણનો ભોગ થઇ રહેલો હતો તેને તેના લોકમાન્ય નેતાઓએ તેમના દીર્ઘસમયના પ્રયાસથી એ આક્રમણના ગ્રાહમાંથી મુક્ત કરેલો છે એ વાતને અલ્પજ સમય થયો છે.

પણ ભારતવર્ષની જનતાના વિવિધ અંશો ઉદ્યોગ વ્યાપાર આદિને કારણે અન્ય વિવિધ દેશોમાં જઈ વસી રહેલા છે તેમના પ્રતિના વર્તનમાં તે તે દેશની જનતાઓ, વા તે તે દેશપર આક્રમણવડે પોતાની સત્તા જમાવી બેઠેલી જનતાઓ સાહજિક પશુ સ્વભાવનુંજ દર્શન કરાવતી રહી છે તેમાંથી તેમને મુક્તિ મેળવી આપવાનું કાર્ય હજુ ભારતવર્ષના લોકમાન્ય નેતાઓએ પાર કરવાનું રહ્યું છે.

આ કારણે વર્ણનો ભેદ એ મનુષ્યના પશુસ્વભાવને અવસર આપનારો છે એવો ભારતવર્ષના લોકમાન્ય નેતાઓનો અભિપ્રાય બંધાય એ સંગત છે.

આ અભિપ્રાયને અનુસરીને ભારતવર્ષના લોકમાન્ય નેતાઓ ભારતવર્ષમાં પણ પ્રચલિત વર્ણવ્યવસ્થાને વિરોધી પ્રચારકાર્યવડે તથા ધારાઓ ઘડાવીને છિન્નભિન્ન પ્રયાસો કરી રહેલા છે.

અને હવે તો વિદેશીય આધિપત્યનો અંત આવતાં વિરોધી ધારાઓ સ્વાધીનતાથી પસાર કરીને ભારતવર્ષમાં પ્રચલિત વર્ણવ્યવસ્થાને નિર્મૂળ કરવા નિરંકુશ અભિનવેશો તેઓ આદર કરી રહ્યા છે.

પણ ભારતવર્ષનો વર્ણભેદ અન્ય દેશોના જેવો શરીરના વર્ણનો ભેદ નથી, અને ભારતવર્ષની વર્ણવ્યવસ્થા શરીરના વર્ણભેદથી પ્રેરાયેલા મનુષ્યના પશુસ્વભાવનો વ્યતિકર નથી. એ તો પૂરો વિકાસ પામેલી મનુષ્યની વિશેષતારૂપ મનુષ્યના વિવેકનું વિધાન છે.

જડ શરીરથી તેનો ચેતન શરીરી જુદોજ હોવો જોઇએ અને જુદોજ છે એવા વિવેકનું વિશ્વમાં પ્રથમ ગુંજન તથા ગર્જન કરનાર ભારતવર્ષનાં પૂર્વજો હતાં.

એથી પછી શરીરના સંગથી સ્ફુરતા પશુસ્વભાવને વશ નહિ વર્તતાં શરીરીના મૂળ વા ખરા સ્વરૂપમાં અવસ્થાન કરી રહેવાનો વિશ્વને પ્રથમ આદેશ આપનાર ભારતવર્ષનાંજ પૂર્વજો હતાં.

ભારતવર્ષના એ પૂર્વજોએ પ્રવર્તાવેલી વર્ણવ્યવસ્થાનું મૂળ પશુસ્વભાવને પ્રવર્તાવનારો શરીરના વર્ણનો ભેદ નથી, પણ મનુષ્યની વિશેષતારૂપ વિવેકના પૂરા વિકાસથી વિવરણ પામતા, શરીરી માત્રના ખરા સ્વરૂપનો અભેદ છે

શરીરીમાત્રના ખરા સ્વરૂપના એ અભેદનો અનુભવ કરવામાં અનુકૂળ થાય એ રીતનું સર્વ મનુષ્યોની શરીરચેષ્ટાઓનું નિયમન એ ભારતવર્ષની વર્ણવ્યવસ્થામાં મુખ્ય હેતુ છે.

શરીરી માત્રના એ ખરા સ્વરૂપના અભેદનો અનુભવ થવા પર્યંત વા સર્વ શરીરીઓને તેમના શરીરનો સબંધ ચાલુ રહેવાના સમય પર્યંત સર્વ શરીરીઓનો શારીરિક નિર્વાહ તથા વૈભવ પણ નિર્વિઘ્ન રહે એ ભારતવર્ષમાં પ્રચલિત વર્ણવ્યવસ્થામા રહેલો બીજો ગૌણ હેતુ છે.

એ માટે સર્વે શરીરીઓના તેમના પોતપોતાના શરીરને અનુરૂપ જુદા જુદા ગુણ તથા સ્વભાવને અનુસરીને એક સંઘમાં સહવાસ કરી રહેનારા સર્વે શરીરીઓનો મુખ્ય ચાર વર્ગમાં વિભાગ કરવામાં આવેલો છે તથા તે પ્રત્યેક વર્ગવાળા શરીરીઓએ અવશ્ય કરવાના કર્મોનું વા ધર્મોનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યુ છે

એ વર્ણનપ્રમાણે પ્રત્યેક વર્ગના શરીરીઓએ પોતપોતાનાં અવશ્ય કરવાના કર્મો કરવાના હોવાથી પ્રત્યેક વર્ગને વર્ણ પણ કહેવામાં આવે છે

આ ચારે વર્ણવાળાઓનું મુખ્ય કર્મ તો પોતપોતાના ખરાસ્વરૂપનો અનુભવ કરવાનું હોય છે.

અને ગૌણ કર્મમાં એક વર્ણનું મુખ્ય કર્મ સ્વરૂપ સંબંધના વિવિધ સિદ્ધાંતોનો ઉપદેશ આપનારા શાસ્ત્રોનું અધ્યયન કરવાનું તથા કરાવવાનું તથા તે ઉપદેશને અનુસરીને આચાર રાખવાનું તથા રખાવવાનું, બીજા વર્ણનું મુખ્ય કર્મ સંઘનું સંરક્ષણ કરવાનું, ત્રીજા વર્ણનું મુખ્ય કર્મ સંઘની આર્થિક સ્થિતિ સારી રાખવાનું, અને ચોથા વર્ણનું મુખ્ય કર્મ સંઘની સર્વે પ્રકારની શારીરિક સેવા કરવાનું હોય છે

આ સર્વે કર્મો સંઘના સર્વે મનુષ્યોએ સંપસંપીને અને સહકારમાં રહીને કરવાનું હોય છે તેથી તેમાં કોઈ એક વર્ણવાળાના બીજા કોઈ વર્ણવાળાપ્રતિના તિરસ્કારની ભાવને સ્થાન નથી

કદી કોઈ અણસમજુ મનુષ્યો એવું વર્તન કરતું હોય તો તેથી વ્યવસ્થાને તોડી પાડવાનું કરવા કરતા તેવું વર્તન કરનારાઓની આવશ્યક સુધારણા કરી લેવી એ અધિક ઉચિત ગણાય

આ વ્યવસ્થા આનુવંશિક છે તે સામે પણ લોકમાન્ય નેતાઓનો વિરોધ છે

પણ વ્યવસ્થાનું વિધાન કરનારાઓને આનુવંશિક્તાના ગુણબળનું યથા તથા જ્ઞાન હોવાથી વ્યવસ્થામાં આનુવંશિક્તાને યોગ્ય સ્થાન આપવામાં આવ્યુ છે

અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્ર પણ આનુવંશિકતાના ગુણબળની પરીક્ષા કરવાના માર્ગ પર છે, તે જ્યારે આનુવંશિક્તાના ગુણબળની પ્રશંસા કરશે ત્યારેજ લોકમાન્ય નેતાઓને તેની ખરી ગુણવત્તા થશે

મનુષ્યરૂપે સર્વેને સરખી તક મળવી જોઈએ એ નિશ્ચય લોકમાન્ય નેતાઓનો થયેલો હોવાથી, અને આ વ્યવસ્થામાં તેવુ ન હોવાથી, તેમને આ વ્યવસ્થા સામે વિરોધ છે એમ કહેવામાં આવે છે

પણ મનુષ્યરૂપે સર્વે મનુષ્યો સમાન છતાં, પ્રત્યેક મનુષ્યમાં અસમાનતાઓ પણ ઘણી અને પ્રત્યક્ષ હોય છે તે અસમાનતાઓ પ્રતિઅક્ષ કરી શકાય છે

અને કોઈ પણ વ્યવસ્થાનું નિર્માણ કરવામાં તો સમાનતા અને અસમાનતા બંનેનો સમન્વય કરીને વ્યવસ્થાનું નિર્માણ કરવુ થાય

ભારતવર્ષની વર્ણવ્યવસ્થામાં એ રીતનું નિર્માણ હોવાથી તે કેવળ નિર્દોષ છે.

સદ્ગુણ તથા દુર્ગુણ પણ સાપેક્ષ છે કોઈ સદ્ગુણ સદાને માટે કે સર્વત્ર સદ્ગુણ નથી અને કોઈ દુર્ગુણ સદાને માટે કે સર્વત્ર દુર્ગુણ નથી

તત્ત્વજ્ઞને અહિંસા સદ્ગુણરૂપ છે પણ સંરક્ષણકર્મચારીને હિંસાની આવશ્યકતા હોય ત્યાં અહિંસા સદ્ગુણરૂપ નથી પણ પણ દુર્ગુણરૂપ છે

તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત કરવુ એ મોટામાં મોટો સદ્ગુણ છે પણ કૃષિ વાણિજ્ય આદિ ઉદ્યોગો કરીને સંઘને માટે દ્રવ્ય આદિ સામગ્રી મેળવવાનો જેનો ધર્મ છે એવો વૈશ્ય

તત્ત્વજ્ઞાનને સંપાદન કરવાના કાર્યમાં રોકાઇ રહી દ્રવ્ય આદિ સામગ્રીનું સંપાદન કરવાનું કર્તવ્ય ન કરે એ એને માટે દુર્ગુણરૂપ છે.

સદ્‌ગુણ દુર્ગુણના સંબંધમા આ આદિ સર્વ સુયુક્તિઓનો સમન્વય કરી વર્ણવ્યવસ્થામાં જુદા જુદા વર્ણવાળાઓના સદ્‌ગુણ દુર્ગુણનો નિર્ણય કરેલો છે તે તેની યથાયોગ્ય પરીક્ષા કરનારને જણાઇ આવે એમ છે.

અને ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિનું શિક્ષણ નહિ પામવાના કારણે તેની યથાવત્ ગુણજ્ઞતા ન થાય તો પણ દીર્ઘ સમયથી ચાલી આવતી અને જુદે જુદે સમયે જુદાં જુદાં વિઘ્નોને વટાવી આવેલી એક લોકમાન્ય સસ્થાને વા વ્યવસ્થાને છિન્નભિન્ન કરી નાખવી લોકમાન્ય નેતાઓ માટે શોભા આપનારું નથી.

ઉલટું શાસ્ત્રમાં કહેલા સ્વરૂપ સાથે સરખામણી કરતાં જે જે સ્થાનમાં ક્ષતિ જણાય ત્યાં ત્યાં તેને પાછી પૂર્વરૂપમાં સ્થાપવી એ લોકમાન્ય નેતાઓનું કર્તવ્ય છે.

અન્ય કોઈ દેશમાં એવી વ્યવસ્થા નથી એટલુ નહિ, પણ એ વ્યવસ્થાથી વિરોધી એવા મનુષ્યની સમાનતાના ધોરણપર નવી વ્યવસ્થાઓ રચાતી ચાલે છે, માટે ભારતવર્ષમાં પણ એ પ્રમાણે કરવુ જોઇએ, આ વિચારથી પણ પરાપૂર્વથી ચાલી આવતી આ વ્યવસ્થાને તોડી પાડવી એ ઇષ્ટ નથી પણ અનિષ્ટ છે

જે તત્ત્વજ્ઞતા ભારતવર્ષમાં પ્રાચીન સમયથી પ્રાપ્ત છે તે તત્ત્વજ્ઞતા અન્ય દેશોમાં દેખાતી નથી.

અન્ય દેશોમાં આ લોકનાં જ સુખસગવડને વા સુખવૈભવને તત્ત્વ જાણવામાં આવે છે.

જ્યારે એક ભારતવર્ષજ એવો દેશ છે કે જ્યાં પરમાર્થકોટિના એટલે ખરા અસ્તિત્વવાળો પદાર્થ કેવો હોય તેની યથાવત્ જાણ છે

એટલુંજ નહિ પણ આ વિશ્વની ઉત્પત્તિની પહેલાંના તેના સ્વરૂપને, તેની સ્થિતિ સમયના તેના સ્વરૂપને, તથા લય પામ્યા પછીની તેની સ્થિતિ સમયના તેના સ્વરૂપને, ભારતવર્ષના પૂર્વ પુરુષો યથાવત્ જાણી ગયા છે.

એવા તેમણે નિર્માણ કરેલી વર્ણવ્યવસ્થામાં દોષનું દર્શન કરી તેને છિન્નભિન્ન કરવાના પ્રયાસમાં નહિ પડતાં, છિન્નભિન્ન થયેલી એ વ્યવસ્થાનો પુન. યથાવત્ ઉદ્ધાર કરવાના પ્રયાસો કરવા, એ લોકમાન્ય નેતાઓ માટે ભૂષણરૂપ છે

અન્ય દેશવાસીઓ આ વ્યવસ્થાના હાર્દને જાણીને એ વ્યવસ્થાને ઉત્તેજન આપવાના કાર્યની પ્રશસા ન કરે તો ભલે ન કરે.

અન્ય દેશવાસીઓની પ્રશમા મેળવવાના લોભે પરાપૂર્વથી ઉતરી આવેલી પોતાની વ્યવસ્થાને દૂષિત કરાવવાનું કાર્ય પરિણામે પશ્ચાતાપ કરાવનારું નીવડે એવું હોય તો તે પ્રતિ યોગ્ય લક્ષ આપવુ ઘટે

અન્ય દેશવાસીઓની સસ્કૃતિને અનુસરતી સસ્કૃતિ ભારતવર્ષમાં નવેસરથી રચવા કરતાં ભારતવર્ષની સસ્કૃતિને અનુસરતી સંસ્કૃતિ અન્ય દેશોમા રચી શકાય તો ભારતવર્ષની જનતામાટે એ ભૂષણરૂપ છે.

અને વાસ્તવિક સ્થિતિમાં ભારતવર્ષનીજ સસ્કૃતિ એવી છે કે બીજા દેશોને અનુસરવા જેવી છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | આનંદાશ્રમ-બીલખા. | ૧૪૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૪૨ |
| ૩ | યોગસૂત્રો | ૧૪૩ |
| ૪ | એક ઉદ્બોધન. | ૧૪૮ |
| ૫ | પરબ્રહ્મે વૃત્તિ લીન. | ૧૪૯ |
| ૬ | આનંદાશ્રમ એ. | ૧૫૦ |
| ૭ | અભયનો રાજમાર્ગ. | ૧૫૧ |
| ૮ | સુંદર શિવરાત્રી. | ૧૫૧ |
| ૯ | શ્રીસદ્ગુરુસ્તુતિ. | ૧૫૨ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૫૩ |
| ૧૧ | ખેદજનક અવસાન | ૧૫૪ |
| ૧૨ | પરચુરણ ભેટ. | ૧૫૫ |
| ૧૩ | શ્રીનાથપ્રભુના પ્રતિમાજીનું પૂજન. | |


——[ * ]——

## વિજ્ઞપ્તિ

દરેક ગ્રાહકબંધુઓ અને બહેનોએ માસિક સંબંધી પત્રવ્યવહાર કરતીવેળા પોતાનો ગ્રાહક નંબર જે શિરનામાની છાપેલી કાપલીપર છાપેલો છે તે લખવો કે જેથી વધારે અનુકૂળતા થશે

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (સૌરાષ્ટ્ર)

——[ * ]——

જરૂરી

સૂચના'—લેખસંબંધી અને માસિક સંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા૦(સૌરાષ્ટ્ર) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક' શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન' શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લીથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ
માલિકઃ પારેખ કેવળચંદ મનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૭ મું ] સંવત ૨૦૦૫ ફાલ્ગુન [ અંક ૧૦ મો

## આનંદાશ્રમ-બીલખા

[ લેખક-શ્રી. અંબાલાલ તુલજારામ-જંબુસર ]

( કવિત )

બિલખા પુરી કાશી ભઈ, પ્રગટ્યા ગુરુ વિશ્વેશ;
દેત સદાવ્રત મુક્તિનો, મિટત સકલ ભવક્લેશ ૧

કૃપાસિંધુ ગુરુદેવ હે, જ્ઞાન મુક્તિ ભંડાર,
બ્રહ્મદર્શી શ્રોત્રિય સુશીલ, વેદ વદત હે ચાર. ૨

હમ જિજ્ઞાસુ જન પૈ, સબ વિધિ વો અનુકૂલ;
મહારાજ નથુરામજી, ગુરુ મીલે સુખ મૂલ. ૩

ગુરુ મીલે સુખ મૂલ, કૃપા કીની અતિ ભારી;
દીયો આત્મ ઉપદેશ, અવિદ્યા સકલ નિવારી. ૪

નમો નમો ઉન રૂપકો, આદિ અંત જેહી નાંહી,
સો સાક્ષી મમ આતમા, વામેં મૈં સ્થિતિ પાઈ. ૫

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

કુંભક તમારી શક્તિથી વધારે ન કરવો

કુંભકવેલા નાભિને સહેજ ખેંચી રાખવી.

કુંભક તમારી શક્તિથી વધારે થયો હોય તો હોજરીમાં ખેંચાણ થાય ને હૃદય વેગથી ચાલે.

શરીરમાં શ્રમ જણાય એટલા પ્રાણાયામ ન કરશો.

કુંભક સુખપૂર્વક ૦॥। મિનિટથી ૧ મિનિટ સુધી રાખી શકાય એટલો પ્રયત્ન ધીરે ધીરે કરવો જોઈએ

પૂરકવેલા નાભિમાં મન રાખવું.

કુંભકવેલા હૃદયમાં મન રાખવું.

રેચકવેલા ત્રિકુટિમાં મન રાખવું.

તે વેલા ત્યાં શાંત તેજ છે એમ ધારણા કરવી.

રેચક પૂરક ને કુંભકવેલા કોઈ દેવની આકૃતિ નહિ ધારો તો ચાલી શકશે.

પ્રાણાયામ અને ધારણાદિવેલા શરીરની નબળાઈથી અપાન છૂટે તો તેમાં અડચણ નથી. ઇરાદાપૂર્વક અપાન છોડવા પ્રયત્ન ન કરવો

પ્રાણાયામાદિવેલા તમને પશ્ચિમભણી મુખ રાખવાની અનુકૂળતા હોય તો તેમ કરશો.

દૂધમાં તમને પાચન થઈ શકે તો થોડું થોડું ઘી નાંખતાં અડચણ નથી.

ઘીના આહારથી કામની વૃદ્ધિ થવાનો સંભવ નથી

કામનો આધાર મન ઉપર છે.

પરમપ્રીતિથી પરમાત્માનું સ્મરણ ને ધ્યાન કરશો અને પ્રાણ તથા મનને અંતર્મુખ રાખશો તો તમારા મનની શાંતિ વધતી જશે ને વિકારોથી બચી જશો.

પૂરકવખતે મૂળબંધ રાખવો

કુંભકવખતે મૂળબંધ ને જાલંધરબંધ રાખવા.

રેચક વખતે મૂળબંધ ને ઉડ્ડીયનબંધ રાખવા

જેમ પૃથ્વીના મધ્યભાગમાં મેરુ છે તેમ માલાના મધ્યભાગમાં મેર (મેરુ) રાખવામાં આવે છે

મેરુ રાખવાથી માલાના મંત્રોની ગણત્રી કરવી સહેલી પડે છે

પરમાત્મામાં મુખ્ય ૧૦૮ શુભગુણો રહેલા છે તેનું સ્મરણ રાખવામાટે માલમાં ૧૦૮ મણકા રાખવામાં આવે છે.

જૈનમતમાં પણ તેમના માનેલા પાંચ પરમેશ્વરના ૧૦૮ શુભ ગુણોના સ્મરણ માટે તેમની માલામાં પણ ૧૦૮ પારા રાખવામાં આવે છે.

ગદાવડે વિદ્યા, (જ્ઞાન) ખડગવડે આત્મવિચાર, ચક્રવડે વૈરાગ્ય, પદ્મવડે દૈવીસંપત્તિ, શંખવડે વીરપણું ને ત્રિશુલવડે શુદ્ધસત્વગુણ સમજવાં. હનુમાનજી એ વિમલ બ્રહ્મચર્યનું સ્વરૂપ છે

શબ્દાનુવિદ્ધ સમાધિ એટલે પંચાક્ષરમંત્ર, અહંબ્રહ્માસ્મિ મહાવાક્ય કે પ્રણવ એમાંના કોઈ એક જપની સાથે બ્રહ્માકારવૃત્તિ કરવાનો પ્રયત્ન કરવો તે. એમાં માલા લેવાની કે સંખ્યા ગણવાની અગત્ય રહેલી નથી. અનુકૂલતા પ્રમાણે કેટલો સમય જપ ને બ્રહ્મભાવના કરવાનાં છે તે નક્કી કરવું જોઇએ.

પોતાના ત્રણ શરીરોથી અને પ્રતીત થતા જગતથી ભિન્ન તેમના આધારભૂત જે અખંડ એકરસ બ્રહ્મ છે તેમાં ઉપરના જપની સાથે અથવા જપવિના મનોવૃત્તિને સ્થિર કરવાની છે એવો પ્રયત્ન કરતી વેલા લય, વિક્ષેપ અને કષાય એ ત્રણ દોષોમાંના કોઇ દોષથી અંતઃકરણ પરાભવ ન પામે તેમાટે અત્યંત સાવધાનતા સેવવી જોઈએ

આ અભ્યાસમાં પ્રથમ જપ ને પછી ધ્યાન કરવાં ધ્યાનમાં ઉપરનો કોઇ દોષ નડે તો પુન જપ ને ધ્યાન કરવાનું છે એમ પ્રયત્ન કરી અંત'કરણ વધારે સમયસુધી બ્રહ્માકાર રહે એમ પરિણામ લાવવું જોઇએ ઉપર જણાવેલાં ત્રણમાંનો જે જપ તમને વધારે પ્રિય લાગે તે એક જપ તમારા અંત કરણની યોગ્યતાનો વિચાર કરી કરવો

વૃત્તિનું ચંચલપણું ન રાખતાં જે એક સાધન આરંભ્યું હોય તેનો પરિપાક કરવા દીર્ઘકાળસુધી સતત પ્રયત્ન કરવો જોઈએ (ચાલુ)

———[ * ]———

## योगसूत्रो

[લેખકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ—વેદાંતભૂષણ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૩૨થી ચાલુ)

અનુવાદ—આ સૂત્રથી વૃત્તિઓના ભેદોનું સ્વરૂપ કહેવાનો આરંભ થાય છે.

સૌથી પ્રથમ પ્રમાણરૂપ ભેદનું સ્વરૂપ આ સૂત્રવડે કહેલું છે.

ખરા જ્ઞાનને પ્રમાણ કહેવામાં આવે છે.

મૂળ તો પ્રમાના કરણને પ્રમાણ કહેવામા આવે છે.

કોઇ પણ કાર્યને સાધવામા આવશ્યક સાધનોમાંનાં જે સાધનવિના કાર્ય સધાવું અશક્ય રહે તે સાધનને તે કાર્યનું અસાધારણ સાધન કહેવામા આવે છે, અને અસાધારણ સાધનને કરણ કહેવામાં આવે છે.

પ્રમારૂપ કાર્યની સિદ્ધિમાં પ્રમાતા પ્રમેય અને પ્રમાણ આ ત્રણ આવશ્યક પદાર્થો છે

પ્રમા કરનારા પુરુષને પ્રમાતા કહેવામાં આવે છે. જે પદાર્થની પ્રમા કરવાની હોય તે પદાર્થને પ્રમેય કહેવામા આવે છે અને પ્રમેયની પ્રમા કરવામાં પ્રમાતાને ચિત્ત ઇંદ્રિયો તથા ચિત્ત અને ઇંદ્રિયોના સ્થૂલ અધિષ્ઠાનભૂત શરીર આ ત્રણ આવશ્યક અસાધારણ સાધનો હોય છે, તેથી એ ત્રણે પ્રમાનાં કરણો કહેવાય છે. એ ત્રણમાંના ચિત્તવિના કોઇ પ્રમા શક્ય ન થાય તેથી ચિત્ત સર્વે પ્રમાઓનું કરણ હોય છે સ્થૂળ શરીર કેવળ સ્થૂળ પદાર્થોની પ્રમા કરવામાં કરણ હોય છે, અને ઇંદ્રિયો પોતપોતાના વિષયભૂત પદાર્થની પ્રમા કરવા પૂરતી પ્રમાનું કરણ થાય છે. એમ મૂળ નો ચિત્ત ઇંદ્રિયો અને સ્થૂળ શરીરનેજ તેમના પ્રસગ પૂરતાં પ્રમાનાં કરણો એટલે પ્રમાણ કહેવામા આવે છે

પણ એ કરણો શુદ્ધ એટલે કોઇપણ દોષવિનાના હોય તો તેવડે પ્રમેયની જે પ્રમા થાય તે પ્રમા ખરીજ પ્રમા હોય તેથી એ કરણોને સાધારણપણે પ્રમાનાં પ્રમાણભૂત એટલે આધાર રાખવા યોગ્ય પ્રમાણો કહેવામાં આવે છે, અને પ્રમાણભૂત પ્રમાણોવડે થયેલી પ્રમા પણ પ્રમાણભૂત એટલે આધાર રાખવા યોગ્ય વા વિશ્વાસ રાખવા યોગ્ય હોય તેથી એ પ્રમાણોવડે ઉપજેલી પ્રમાને પણ પ્રમાણ કહેવામાં આવે છે.

પ્રમાતાને પ્રમાણદ્વારા થતા પ્રમેયના સાક્ષાત્ સંબંધવડે ઉપજેલી પ્રમાને પ્રત્યક્ષ પ્રમાણ કહેવામાં આવે છે.

પ્રત્યક્ષ પ્રમાણમાં પ્રમેયના સામાન્ય તથા વિશેષ એવા બંને સ્વરૂપોની પ્રમા થાય છે.

બીજા પદાર્થો સાથેના પ્રમેયના સમાન સ્વરૂપને પ્રમેયનું સામાન્ય સ્વરૂપ કહેવામાં આવે છે.

અને બીજા પદાર્થોથી પ્રમેયને જુદો પાડનારું પ્રમેયનું જે સ્વતન્ત્ર રૂપ હોય તે પ્રમેયનું વિશેષ સ્વરૂપ કહેવાય છે.

એવી રીતનું બીજું પ્રમાણ અનુમાન પ્રમાણ છે.

અનુમાન કરવાના પદાર્થ સાથે રહેનારા સહભાવી બીજા પદાર્થને જોવાથી, નહિ દેખાતો હોવા છતાં અનુમાન કરવાનો પદાર્થ પણ છે, એવા નિશ્ચયને અનુમાન કહેવામાં આવે છે.

દૃષ્ટિની મર્યાદાથી દૂર રહેલો અગ્નિ પ્રત્યક્ષ નહિ દેખાતો હોવા છતાં, અગ્નિસાથે રહેનારા સહભાવી ધૂમાડાને જોવાથી, ત્યાં અગ્નિ પણ છે એવો નિશ્ચય કરવો, તેને અનુમાન કર્યું કહેવામાં આવે છે.

એવા અનુમાનવડે થયેલી પ્રમા અગ્નિના સાક્ષાત્ સંબંધવડે થયેલી નહિ હોવા છતાં યોગ્ય યુક્તિવડે થયેલી હોવાથી ખરી પ્રમા હોય છે તેથી અનુમાનરૂપ પ્રમાણવડે થયેલી પ્રમાને પણ પ્રમાણ માનવામાં આવે છે.

આ અનુમાનપ્રમાણની પ્રમા પ્રત્યક્ષ પ્રમાણની પ્રમા જેવી બળવાન્ ન ગણાય, કારણ કે અનુમાનપ્રમાણવડે થતી પ્રમા પદાર્થના સામાન્ય સ્વરૂપની પ્રમા હોય છે, તેના

વિશેષ સ્વરૂપની પ્રમા હોતી નથી, જ્યારે પ્રત્યક્ષપ્રમાણવડે થયેલી પ્રમા પદાર્થના સામાન્ય તથા વિશેષ એવા બન્ને સ્વરૂપોની પ્રમા હોય છે

છતાં અનુમાન પ્રમાણવડે ઉપજેલી પ્રમા પણ પદાર્થના સામાન્ય સ્વરૂપની ખરી પ્રમા હોય છે તેથી અનુમાનપ્રમાણવડે ઉપજેલી પ્રમાને પણ તેની કક્ષામાં પ્રમાણભૂત પ્રમા માનવામાં આવે છે, તથા તેથી અનુમાનપ્રમાણવડે ઉપજેલી પ્રમાને પણ પ્રમાણ ગણવામાં આવે છે.

વિશ્વાસ રાખવા યોગ્ય પુરુષના ઉપદેશથી જે પદાર્થની પ્રમા થાય તે પ્રમાને આગમ પ્રમા કહેવામાં આવે છે, અને એ પ્રમા પણ ખરી નીવડે એવી હોવાથી એ પ્રમાને આગમ પ્રમાણ પણ કહેવામા આવે છે.

જે પુરુષ જે પદાર્થનો ઉપદેશ કરે તે પદાર્થ તેણે પ્રત્યક્ષ વા અનુમાનપ્રમાણવડે પોતે જાણેલો હોય તોજ તે પુરુષ વિશ્વાસ રાખવાયોગ્ય પુરુષ કહેવાય

એવી રીતે જે પદાર્થનો જે પુરુષ ઉપદેશ કરે છે તે પદાર્થ તે પુરુષે પ્રત્યક્ષ વા અનુમાનપ્રમાણવડે જાણેલો છે કે નથી તેની ખરી ખબર તે પુરુષને પોતાનેજ હોવાનો સંભવ છે, બીજાને તેની ખરી ખબર હોવાનો સંભવ નથી

એમ હોવાથી ઉપદેશ કરનારો પુરુષ વિશ્વાસ રાખવાયોગ્ય છે કે નથી તેનો બીજાએ નિર્ણય કરવો કઠિન છે

અને તેથી આગમપ્રમાણને ખરું પ્રમાણ માનીને તેને અનુસરવામાં મનુષ્યોએ ઘણી સાવધાનતા સેવવાની અગત્ય રહે છે

તોપણ ભારતવર્ષમાં મૂળ તથા મૂળને અનુસરનારાં જે શાસ્ત્રો મૂળથી ઉતરી આવેલાં પ્રચલિત છે તે સર્વથા મનુષ્યોના કલ્યાણની ભાવનાથી પ્રવૃત્ત થયેલાં હોવાથી તેમજ તેમને અનુસરી રહેવાથી લાંબા સમયથી મનુષ્યોનું કલ્યાણ થતું રહેતું અનુભવાતું હોવાથી તે શાસ્ત્રોને વિશ્વાસ રાખવાયોગ્ય આગમપ્રમાણ માનવામાં કોઈ પ્રકારનો સંદેહ રાખવા કારણ નથી

ઉલટું પોતપોતાની બુદ્ધિના ધોરણપર મનુષ્યોની દોરવણી કરનારા વર્તમાન સમયનાં મનુષ્યોદ્વારા સાંપડેલું વા સાંપડતું આગમપ્રમાણ સર્વથા વિશ્વાસ રાખવાયોગ્ય ન પણ હોય.

તેથી વર્તમાન સમયનાં મનુષ્યોદ્વારા જે આગમ સાંપડેલું હોય વા સાંપડે તેમાંનું જે કાંઈ મૂળ શાસ્ત્રોના આગમથી વિરોધી જણાતું હોય તેને અનુસરવા પહેલાં પોતાનું કુશળ ઇચ્છનારા મનુષ્યોએ સાવધાન રહેવું ઘટે છે.

આ આગમપ્રમાણથી ઉપજેલી પ્રમા પણ પદાર્થના સામાન્ય સ્વરૂપનીજ પ્રમા હોય છે.

આ ત્રણ પ્રમાણોવડે ઉપજેલી પ્રમાને ખરી પ્રમા જે કહેવામાં આવે છે તે પુરુષને તે ખરી જણાતી હોવાથી તેને ખરી કહેવામાં આવે છે.

ખરી સ્થિતિમાં પુરુષ પોતે કોઈ ખરો પુરુષ નથી, ચિત્તમાં ચેતના પ્રકટતાં પુરુષરૂપે તેને પ્રતીત ઉપજી હોય છે તેથી તેને થનારી પ્રમા પણ કોઈ ખરી હોવાનો

સંભવ નથી, માટે તે વ્યવહારની કોટિમાં ખરી જેવી જણાતી આ ત્રણ પ્રમાણોવડે ઉપજતી તથા તેથી પ્રમાણભૂત ગણાતી પ્રમા પણ યોગશાસ્ત્રમાં નિરોધ કરવાજેવી પ્રમા કહેલી છે.

આ પ્રમાણભૂત ગણાતી પ્રમાનો પણ નિરોધ થાય ત્યારેજ પુરુષને તેના પોતાના ખરા ચૈતન્યસ્વરૂપનું જ્ઞાન થાય અને તોજ પરમાર્થની કોટિના ચૈતન્યસ્વરૂપમાં પુરુષનું સદાને માટે નિર્વાણ થઈ રહે.

विपर्ययो मिथ्याज्ञानमतद्रूपमतिष्ठम् ॥ ८ ॥

ગુર્જરી.—પદાર્થના ખોટારૂપમાં રહેલું એવું મિથ્યાજ્ઞાન વિપર્યય કહેવાય છે.

પદબોધિની:—**यस्ययत् पारमार्थिकंरूपं तस्मिन् न प्रतितिष्ठतीति अतद्रूप प्रतिष्ठम्।** જેનું જે ખરું રૂપ હોય તેમાં રહેલું ન હોય તે ખોટારૂપમાં રહેલું કહેવાય. **अतथाभूतेर्थे तथाभूततयोत्पद्यमानं मिथ्याज्ञानम्।** જે પદાર્થ જેવો ન હોય તેવો તે છે એમ જાણવું તે મિથ્યાજ્ઞાન છે. **विपर्यय भ्रम इति यावत्।** એવા મિથ્યાજ્ઞાનને વિપર્યય કહેવામાં આવે છે. એ એક જાતનો ભ્રમજ છે. **अस्यचैव भेदाः पंचक्लेशा इत्यग्रे स्फुटीभविष्यति ॥ ८ ॥** જેને પાંચ ક્લેશો કહેવામાં આવે છે તે અવિદ્યા અસ્મિતા રાગ દ્વેષ ને અભિનિવેષ આ વિપર્યયનાજ ભેદો છે એમ આગળ સ્ફુટ થશે.

ભાષ્ય.—**स कस्मान्न प्रमाणं यतः प्रमाणेन बाध्यते।** વિપર્યય પ્રમાણ કેમ નહિ ? પ્રમાણવડે વિપર્યય બાધ પામે છે માટે વિપર્યય પ્રમાણ નહિ. **भूतार्थविषयत्वात् प्रमाणस्य।** પદાર્થ જેવો હોય તેવોજ તે પ્રમાણનો તો વિષય થતો હોવાથી પ્રમાણને પ્રમાણ કહેવામાં આવે છે. **तत्र प्रमाणेन बाधनमप्रमाणस्य दृष्टम्।** ત્યાં એટલે વિપર્યયમાં પ્રમાણવડે અપ્રમાણનો બાધ થતો જોવામાં આવે છે. **तद्यथा द्विचन्द्रदर्शनं सद् विषयेणैक चन्द्रदर्शनेन बाध्यत इति।** તે જેમ બે ચદ્રના દેખાવારૂપ વિપર્યયનો એક ચદ્રના દેખાવારૂપ પદાર્થના ખરા સ્વરૂપને વિષય કરનારા પ્રમાણવડે બાધ થાય છે તેમ. **सेयं पंचपर्वा भवत्यविद्या अविद्याऽस्मिता रागद्वेषाभिनिवेशाः क्लेशा इति।** તે આ અજ્ઞાન વા મિથ્યાજ્ઞાન પાંચ ગાંઠવાળુ છે તે પાચ ગાઠ અવિદ્યા, અસ્મિતા, રાગ દ્વેષ ને અભિનિવેશ એ પ્રમાણેના પાચ ક્લેશો છે **एत एव स्वसंज्ञाभिस्तमो मोहो महामोहस्तामिस्रो ऽन्धतामिस्र इति।** આ પાચ ક્લેશોજ તેમની પોતાની સંજ્ઞા પ્રમાણે તમ, મોહ, મહામોહ, તામિસ્ર ને અંધતામિસ્ર છે **एते चित्तमलप्रसंगेनाभिऽधास्यन्ते ॥ ८ ॥** આ ક્લેશો ને ચિત્તના મળોને કહેવાના પ્રસગે કહેવામા આવશે

અનુવાદ:—વિપરીત જ્ઞાનને વિપર્યય કહેવામાં આવે છે.

પદાર્થ જેવો હોય તેવો ન જણાતાં જેવો ન હોય તેવો જણાય તેને વિપરીત જ્ઞાન કહે છે.

આવા વિપર્યયને વશવર્તીનેજ પુરુષ આ અગાધ સંસારના પ્રવાહમાં વહેતો થયેલો હોય છે.

પુરુષનું ખરુ સ્વરૂપ તો ચેતના માત્ર છે.

પુરુષને સમીપતામાત્રથી ચિત્તમા ચેતના જણાવાની યોગ્યતા હોવાથી જ્યારથી ચિત્તની અભિવ્યક્તિ થવા પામી હોય તથા તેથી જ્યારથી તેમાં ચેતના જણાવા લાગી હોય ત્યારથી પુરુષને આ વિપર્યય લાગુ પડેલો હોય છે

ચિત્ત સાથેની ગાઢી તન્મયતાને લીધે પુરુષને પોતાનું ચેતના સ્વરૂપ નહિ જણાતાં તે પોતાને ચિત્તના સમાનરૂપવાળો જાણતો થયો હોય છે આ તેનો વિપર્યય છે.

આ વિપર્યયને અવિદ્યા પણ કહેવામાં આવે છે.

આ વિપર્યયને વશ વર્તતા પછી પુરુષને ચિત્તમા જ પોતાપણું થાય છે.

પોતાપણાને અસ્મિતા પણ કહેવામાં આવે છે

ચિત્તમાં અસ્મિતા થતાં પછી પુરુષને ચિત્તને સુખ ઉપજાવનારા પદાર્થોમાં રાગ એટલે પ્રીતિ બધાય છે અને ચિત્તને દુઃખ ઉપજાવનારા પદાર્થોમાં વિરાગ એટલે ઘૃણા બધાય છે.

અને વિરાગના વિષયભૂત પદાર્થોને દૂર રાખતા રહેવાના તથા રાગના વિષયભૂત પદાર્થોનું સંપાદન કરતા રહેવાના સતત પ્રયાસને લીધે પુરુષને ચિત્તમાં તથા ચિત્તના પરિવારભૂત ઇંદ્રિયોના સંઘાતરૂપ સૂક્ષ્મ તથા સ્થૂળ દેહોમા અભિનિવેશ એટલે આરૂઢ મમતા બંધાય છે.

આ અવિદ્યા અસ્મિતા રાગદ્વેષ ને અભિનિવેશને વશવર્તીને પુરુષ સંસારમાં વિવિધ કર્મો કરે છે.

એ કર્મો તેના પરિપાકે પુરુષને બહુધા દુઃખ જ ઉપજાવનારાં હોય છે અને જે કર્મો સુખ ઉપજાવનારાં હોય છે તે સુખ પણ વિપર્યયની અંતર્ગતનું હોવાથી ખરુ સુખ હોય નહિ.

એમ એકદરે વિપર્યયને વશ વર્તવાથી પુરુષને અપાર કલેશમા ઊતરવું પડે છે,

પણ પોતાના સાહાય્યથી પદાર્થોની સંબંધ કરે તેમણે ઉપજાવેલા સુખે સુખી અને તેમણે ઉપજાવેલાં દુઃખે દુખી થઇ રહેનાર ચિત્તથી પૃથક્ પોતે તો ચેતનામાત્ર સ્વરૂપવાળો છે એવો પુરુષને વિવેક પ્રગટે તથા તેથી પછી ચિત્ત સાથેની તન્મયતાને છોડીને પુરુષ પોતાના ચૈતનામાત્ર સ્વરૂપમા સ્થિતિ કરતો થાય તોજ પુરુષ આ અપાર કલેશમાંથી છૂટો થાય.

ચિત્ત સાથેની તન્મયતા છોડી પુરુષ પોતાના ચેતનામાત્ર સ્વરૂપમાં સ્થિતિ કરતો થાય એ માટે પદાર્થો સાથે સબધ કરવાવાળી ચિત્તના વિરલ દ્રવરૂપ ચિત્તની વૃત્તિનો નિરોધ કરવામાં આવે એ એક જ અને મુખ્ય ઉપાય છે.

ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાનું સુગમ થાય એ માટે ચિત્તની વૃત્તિના વિવિધ ભેદોને જાણી લેવાની અગત્ય હોવાથી છઠ્ઠા સૂત્રમાં વૃત્તિના પાંચ ભેદો કહ્યા છે તેમાંના પ્રમાણ નામના ભેદનું સ્વરૂપ સાતમા સૂત્રમાં કહ્યું છે

પ્રમાણનામવાળા ભેદની વૃત્તિ પણ મુખ્યપણે વિપર્યય એટલે વિપરીત જ્ઞાનની અતર્ગત પડતી હોવાથી વાસ્તવિક રીતે પ્રમાણનામને યોગ્ય નથી પણ સાસારિક ક્રમમાં એ વૃત્તિવડે ઉપજતું જ્ઞાન પ્રમાણભૂત હોવાથી એ વૃત્તિને પ્રમાણનામ આપેલું છે

આ સૂત્રમા વૃત્તિના વિપર્યય નામના બીજા ભેદનું સ્વરૂપ કહ્યું છે.

આ સૂત્રમાં કહેલા વિપર્યયવડે પણ પુરુષને લાગુ પડેલા સસારના મૂળભૂત વિપર્યયને કહેવા ઉપરાંત મુખ્યપણે તો સાસારિક ક્રમના વિપર્યયને એટલે વિપરીત જ્ઞાનને કહેવાનો આશય છે.

એ વિપર્યયનો અનર્થ તો પ્રત્યક્ષવત્ હોવાથી વિપર્યયના ભેદવાળી વૃત્તિનો પણ નિરોધ કરવાની વૃત્તિમાં સમાવેશ થાય છે એ પ્રત્યક્ષ છે

પ્રમાણવડે વિપર્યય બાધ પમે છે એટલે ખોટો ઠરે છે તેથી વિપર્યયને પ્રમાણથી જુદો પાડી જણાવેલ છે.

વાસ્તવિક રીતે વિપર્યયનો તો સાંસારિક સગવડ માટે પણ પ્રમાણવડે જ બાધ કરવો ઘટે.

એમ હોવાથી સંસારપ્રવાહમાથી છૂટવા પુરુષે જે વૃત્તિનો નિરોધ કરવો થાય તે મુખ્યપણે પ્રમાણના જ ભેદવાળી વૃત્તિનો હોય.

પણ સંસારપ્રવાહમાંથી છૂટવા પુરુષે ચિત્તની એવી નિરોધઅવસ્થા સિદ્ધ કરવાની હોય કે જે અવસ્થામાં રહેલા ચિત્તમાંથી કોઇ જ વૃત્તિનો ઉદ્ભવ થવા ન પામે.

એટલે ચિત્તમાથી ઉદ્ભવ પામતી સર્વે વૃત્તિઓના સ્વરૂપને જણાવવાના ક્રમમાં સમગ્ર વૃત્તિઓ કુલ જે પાચ ભેદમાં સમાઇ જાય છે તે પાચ ભેદોનું પ્રત્યેકનું સ્વરૂપ બીજાથી જુદું પાડી જણાવેલું છે તેમ કરતાં વિપર્યયના સ્વરૂપને પણ પ્રમાણના સ્વરૂપથી જુદું પાડી જણાવેલું છે. (ચાલુ)

——[*]——

## एक उड्डयन

[ લેખક.–શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

એકવાર ભાઈ-બહેન ફરવા નીકળ્યાં-ફરતાં ફરતાં એક દિવ્યસ્થાન આગળ આવી ચડ્યાં.

એ દિવ્યસ્થાન આગળ એક દિવ્ય વિમાન હતું-તેમાં તે ભાઈ-બહેન બેસી ગયાં-એટલે-પછી-એ દિવ્યવિમાન ઉંચે ઉડ્યું.

દિવ્યવિમાનમાં બેઠેલાં એ ભાઈ બહેનને પણ દિવ્યશક્તિ અનાયાસે પ્રાપ્ત થઈ ગઈ

એ દિવ્યવિમાન ઉડવા લાગ્યું તેમ તેમ દિવ્યપ્રકાશનું દર્શન થવા લાગ્યુ અને દિવ્યનાદનું શ્રવણ થવા લાગ્યુ

એ દિવ્યવિમાનમાંથી નીચે દૃષ્ટિ કરી તો—

ભૂમંડલ, સપ્તસાગર, જંબુદ્વીપ, આર્યાવર્ત, અમરતટિની, અવિમુક્તપુરી, આનંદગુહા, હિમગિરિ, તપોવન, સુરસરિતા, માનસરોવર, રાજહંસો, મુક્તાફળો, શ્વેતકમળો, પર્ણકુટિઓ-ને-પદ્માસને ધ્યાનમા બીરાજેલા મહર્ષિઓ આદિ દૃષ્ટિગોચર થયાં..!

આગળ ઉપર ઉડતા દિવ્યગંધ, દિવ્યરસ ને દિવ્યસ્પર્શનો અલૌકિક અનુભવ થવા લાગ્યો...!

પછી શાંત એવા સિદ્ધલોકનાં ને સૌમ્ય એવા સદ્ગુરુલોકના દિવ્યદર્શન થયાં..!

એ બંને દિવ્યલોક વચ્ચે શુભ્ર એવો દિવ્યપ્રકાશ પ્રકટ્યો અને એ દિવ્યપ્રકાશમાં સૌમ્ય એવી ભદ્રામુદ્રાવાળી દિવ્યમૂર્તિના દિવ્યદર્શન થયાં-અને-દિવ્યબોધ થયો કે:—

"સત્ત્વ, રજસ ને તમસ-એ ત્રણેય ગુણોથી પૃથક્ થયેલો જીવ બ્રહ્મ-એટલે પરમાત્મા સાથે અભેદ પામે છે-ને-પરમશાંતિ અનુભવે છે-અને-આ જ વ્યક્તિગત શાંતિ તેમ જ વિશ્વશાંતિમાટેનો સાચો ને સિદ્ધ ઉપાય છે...!"

આ પછી-એ દિવ્યવિમાન શનૈઃ શનૈઃ ઉતરવા લાગ્યુ-અને-ઉપરોક્ત દિવ્યસ્થાન આગળ આવીને થંભી ગયું...!

દિવ્યઆનંદમાં તરબોળ એવાં એ ભાઈ-બહેન પણ પછી એ દિવ્યવિમાનમાંથી ઉતર્યાં...!

નીચે ઉતરીને જોયુ તો-"સાધના" એ દિવ્યવિમાનપર-એમ લખેલું હતું-અને એ દિવ્યસ્થાનપર-("સિદ્ધાશ્રમ"-"આનંદાશ્રમ") એમ લખેલું હતું...!

એ ભાઇનું નામ હતું—સંયમ...! અને એ બહેનનું નામ હતું—શાંતિ...!

——[ * ]——

## પરબ્રહ્મે વૃત્તિ લીન

વાલમ ! પરબ્રહ્મે વૃત્તિ લીન થઈ,
પાડ ચઢયા પંચના તે ભૂલીએ ન ભાઈ ! વાલમા૦

હરિયાળી ચોળી-જડી સરવરની આરસીઓ,
સમુદરની સાડી સજી લઈ,
પરવતનાં વૃક્ષ થકી સરિતાનાં દૂધ વહો,
લેજો પ્રણામ માતમહી ! વાલમા૦ ૧

ભોમ ને ખગોળ ખૂંદી, શ્વાસપ્રાણ સિંચતાં,
વૃક્ષવેલી-વીંજણાઓ વાઈ,
આયુતણા સ્તંભ એક આપે, તાતવાયુ ! વડાં-
વંદન છે પુણ્યપાદ મહીં. વાલમા૦ ૨

મિત્રતેજ ! સૂર્ય, શશિ, તારક દીપોજ્યોત,
નેણ, વેણ, જીરજ ઠર મહીં,
પાદ્ય અને પૂજન, અર્ધ્ય-અર્ચનમાં અગ્ર ! મહો
અંજલિઓ જાય ઊભરા વાલમા૦ ૩

વંદ્યજલ ! શુભ્ર શીત, જીવનઅમી ! બ્રહ્મનાદે,
નાચો, તલ્લીન તાલ દઈ,
મેઘ ને મલારે કરો રૂડ સૌમ્ય સામગાન,
ઝીલિયે આ ગાન સ્તુતિ ગઈ વાલમા૦ ૪

માતા આકાશ ! ભરી ઉદરે પ્રચંડ ગોળ,
અણુ ને વળી વિશ્વ સકળ છાઈ,
પદ્મ ! શ્યામ રંગે સ્મૃતિ શ્યામની સ્ફૂરાવતા !
નમીએ પદસધરેણુ લઈ વાલમા૦ ૫

દીપાવ્યાં દિવ્ય દેહ-દેવળ, ઓ પંચદેવ !
સુકૃતમાં સાથ સાજ દઈ,
જ્ઞાન-રવિ ઊગ્યા ને ભાગ્યા ભડ મોહ-ચોર,
શમીએ પરબ્રહ્મ લીન થઈ,
ખાંડ તણાં ખિલોણાં-ખાંડ એક રહી: ×
સત્ ચિત્ આનંદ લ્હેરે, નામ રૂપ નહીં. વાલમા૦ ૬

——[ * ]——

× રાજયોગી કવિ ભર્તૃહરિના " मातर्मेदिनि तातमारुत, सखे तेज सुबन्धोजल, " એ પ્રસિદ્ધ શ્લોકપરથી.

## આનંદાશ્રમ એ

કૃપાનાથે કરી કરૂણાય, આનંદ આશ્રમ એ;
ગુરુભક્તોનું ધામ ગણાય, આનંદાશ્રમ એ ટેક

મહા મંદિર જોઈ મનડું મોહે, સચ્ચિદાનંદ સદ્‌ગુરુ નાથ શોહે;
જેનો જોટો જડે નવ ક્યાંય, આનંદાશ્રમ એ. ૧

મહાવાક્યો એ વેદના ડંકા વાગે, મોહનિદ્રાથી જીવો જગના જાગે;
વેદમંત્રો ગીતાજી ભણાય, આનંદાશ્રમ એ. ૨

જ્ઞાન, ભક્તિ, ગંગાનાં ઝરણા ઝરે, પરમશાંતિ પ્રદાતા પાવન કરે;
ભલી ભાતે ભજન ધૂન થાય, આનંદાશ્રમ એ. ૩

જગજીવનને જુગતેથી જાણે, મહાભાગી મોજે મનગમતી માણે;
પરમાનંદ રસ પીરસાય, આનંદાશ્રમ એ. ૪

જપે જુગતેથી જાપ મહાયોગીજનો, મહામંત્ર શ્રીનાથનો મુક્તિતણો;
ચતુરોથી ચેતન ચરચાય, આનંદાશ્રમ એ. ૫

અતિ એકાંતે વીર આસનવાળી, ધરે આતમધ્યાન રૂડા અધિકારી;
જ્ઞાનજ્યોતિ જ્યાં જાગી જાય, આનંદાશ્રમ એ. ૬

વીર વૈરાગી તત્ત્વ વિવેકે વાધી, સચ્ચિદાનંદ નાથમાં સુરતા સાધી;
એતો અનુભવથી ઓળખાય, આનંદાશ્રમ એ. ૭

ભલી ભારતભૂમિ સૌરાષ્ટ્રમાંહી, ભીલખાને બારે ગીર ગાજે જ્યાંહી;
એતો જાહેર જગમાં જણાય, આનંદાશ્રમ એ ૮

પત્રરૂપે પ્રગટ થઈ સેવા કરે, વીર વેદાંતભૂષણ દાસ ખરે;
દિવ્ય દર્શન ઘેરઘેર થાય, આનંદાશ્રમ એ. ૯

લાભ લેવા અનેક જિજ્ઞાસુ આવે, ભક્ત અજાણી નાથગુણ ગાયે ભાવે;
સદ્‌ગુરુનું સ્થાન શોહાય, આનંદાશ્રમ એ. ૧૦

——[ * ]——

## અભયનો રાજમાર્ગ

ભયનો પ્રસંગ જેહ, ઉપજાવે પરિપાકમાં;
કર્મો ત્યજવાં તેહ, મૂળ થકી સાવધ રહી. ૧

પ્રકૃતિબળથી જો, પરવશતાથી વા થતાં;
પસતાઇને તો, પ્રાયશ્ચિત્ત કરવું કહ્યું. ૨

તે પણ જો ના થાય, તો પછી નાથ શરણ જવું;
અમોઘ એ ઉપાય, ભયનો પ્રસંગ ટાળવા. ૩

ડગમગ મનથી થાય, નાથ શરણ ભય ના હરે;
પણ નિશ્ચય દૃઢ હોય, તો તો ભય કો છે નહિ. ૪

કાં જે નાથ પ્રબુદ્ધ, ભક્ત તણા ભયને હરે;
પણ જો ભજન ન શુદ્ધ, નાથ તણો ધોખો નહિ. ૫

માટે ભજવા નાથ, જો ભય કો હરવો રહ્યો;
પ્રતિક્ષણ સ્મરવા નાથ, ભયને આઘો ઠેલવા ૬

ભક્ત તણો ભય જાય, એ તો વ્યવહારે ઘટે;
અભક્ત નિર્ભય થાય, એ છે મોટપ નાથની. ૭

———[ * ]———

## સુંદર શિવરાત્રી

રૂડી કાયા કાશીનીમાંય, સુંદર શિવરાત્રી,
એ તો વિવેકથી વરતાય, સુંદર શિવરાત્રી. ટેક.

મન અંદર સુંદર મંદિર અહા, વિશ્વનાથ આતમદેવ દિવ્ય મહા,
દિવ્ય દૃષ્ટિવડે દરશાય, સુંદર શિવરાત્રી ૧

જ્ઞાન ગંગા અમૃતના ઝરણાં ઝરે, સ્નાન પાન સુભાગી પ્રેમે કરે,
તાપ ત્રિવિધના ટળી જાય, સુંદર શિવરાત્રી. ૨

ધ્યાન ધૂપને દીપક જ્ઞાનતણાં, મહામંગળ રૂપમાં ના રે મણા,
એ તો વાણીથી ના વરણાય, સુંદર શિવરાત્રી. ૩

સત્વ શ્રદ્ધા સુંદર શણગાર સાજે, વળી વિવેક વૈરાગ્ય વાજાં વાગે,
બ્રહ્મનાદના શંખ ફૂંકાય, સુંદર શિવરાત્રી. ૪

જ્ઞાન આતમ રૂડાં ગણપતી, ' બ્રહ્મવિદ્યા મહામાત પાર્વતી,
સચ્ચિદાનંદ શિવ શોહાય, સુંદર શિવરાત્રી ૫

જ્ઞાન ગાંજો બ્રહ્માનંદ ભાંગ ચડી, સદા સહેજ સમાધી બ્રહ્મરૂપે બળી,
પરમાનંદ ત્યાં પીરસાય, સુંદર શિવરાત્રી. ૬

ગુરુભક્તોને પ્રિય શિવરાત્રી રૂડી, સદા શિવસ્વરૂપમાં લગની પુરી;
એથી જીવન સફળ થઈ જાય, સુંદર શિવરાત્રી. ૭

ભણે ભક્ત અજાણી ભાવધરી, ગુરુનાથે કૃપા કરી ખરેખરી;
ધન્ય ધરણીમાં સદ્ગુરુરાય, સુંદર શિવરાત્રી ૮

——[ * ]——

## શ્રીસદ્ગુરુસ્તુતિ

[ લેખકઃ-ભક્ત અજાણી ]

પરમ પૂજ્ય પરમાતમા સદ્ગુરુ કૃપાનાથ,
રમ્ય મૂર્તિ હૃદયે ધરી, વિનવું જોડી હાથ—પરમ ટેક૦

મનગમતા ગુરુજી મળ્યા, ટળ્યા ઉરના ઉચાટ;
પૂરણ પુણ્ય પ્રતાપથી, પામ્યો જ્ઞાનના ઘાટ-પરમ૦

જયુ જય જગમાં આપનો, મોટો છે મહિમાય;
પર ઉપકારી પ્રભુ સદા, વેદ પુરાણો ગાય-પરમ૦

રમી રહ્યા સઉ પ્રાણીમાં, પરિપૂરણ ભગવાન;
માયા મોહ મટાડતા, કરતા જગ કલ્યાણ-પરમ૦

તત્ત્વમસિ મહા વાક્યથી, આપ્યું આતમ જ્ઞાન,
માર્ગ બતાવ્યો મુક્તિ તણો, કૃપા કરી ભગવાન-પરમ૦

સત્ય સનાતન ધર્મના, સિદ્ધાંતો સુખકાર,
દયા કરી દરશાવીઆ, સુંદર શાસ્ત્ર વિચાર-પરમ૦

ગુર્જર ગ્રંથો ગુંથ્યા ગુરુ, વિરલ વિભૂતિ મહાન;
રૂપ નામ ન્યારાં કરી, સમજાવી સાચી સાન-પરમ૦

કૃપા કીધી ખરેખરી, અનહદ એ ઉપકાર;
પાવન જગ કરવા પ્રભુ, આપે ધર્યો અવતાર-પરમ૦

નામ જપે નિત્ય જે નેહથી, માની નાથ મહેશ;
થશે સ્વરૂપમાં સ્થિતિ સદા, જશે ભવભય ક્લેશ-પરમ૦

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર
### [ પૌષ ને માઘ ]

**મુખ્ય ભેટ** —રૂા ૧૨-૧૫-૦ શ્રી શામળદાસ ગાંધીનું કુટુંબ-જૂનાગઢ રૂા. ૫૦-૦-૦ શ્રી. અંદરજી ઓધવજી નથવાણી-નૈરોબીવાળા તરફથી તેમના પુત્ર શ્રી નટવરલાલના શુભ લગ્ન પ્રસંગે ભેટ રૂા ૧૬-૧૧-૦ શ્રી પ્રાણજીવન પરમાણંદદાસ ઠક્કરના દીકરી બેન ઉર્મિલાના શુભ લગ્ન પ્રસંગે ભેટ હા કેશવલાલ માણેકલાલ ચંદારાણા. રૂા ૧૧-૦-૦ શ્રી જમનાદાસ ભાણજી-કુતિયાણા રૂા. ૧૦-૦-૦ બેન જાનબાઈ ડોસાભાઈ-ગણાવાવ રૂા ૧૦-૦-૦ છગન દેવશી-આફ્રિકા.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક**—શ્રી રતનશી લલ્લુભાઈ-ઉમરાળા એક ( રૂદ્રાભિષેક ). વાલીબેન તુલસીદાસ-મલાડ ( રૂદ્રાભિષેક ) શ્રી. રતિલાલ મનોરદાસ-બોરીવલિ ( રૂદ્રાભિષેક ) શ્રી લક્ષ્મિદાસ મોહનલાલની કંપની, હા. શ્રી લક્ષ્મિદાસ હંસરાજ ગરેજવાળા તરફથી એક માસ રૂદ્રાભિષેક ૩૦. શ્રી ત્રિભુવન શંકર દવે ( રૂદ્રાભિષેક )

**ભોજન** —રૂા ૧૦-૪-૦ શ્રી પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ રૂા ૨૪-૧૦-૦ સ્વ. બેન કુંવરબાઈના આત્મકલ્યાણાર્થે ભોજન હ શ્રી. પ્રભાશંકર જમનાદાસ-પોરબંદર. રૂા. ૧૭-૮-૦ શ્રી લક્ષ્મિદાસ હંસરાજ ગરેજવાળા. રૂા. ૨૩-૨-૦ સ્વ બાઈ કુંવરબાઈના આત્મકલ્યાણાર્થે ભોજન હા. તેમના ટ્રસ્ટી પ્રભાશંકર ભટ્ટ-પોરબંદર રૂા ૧૩-૦-૦ શ્રી છગન દેવશી-આફ્રિકા.

**થાળ** —રૂા. ૨-૮-૦ શ્રીમતિ બેન પ્રાણકુંવરબેન ચકુભાઈ-રાજકોટ. રૂા. ૧-૪-૦ શ્રીમતિ મણિબેન-રાજકોટ રૂા ૧-૪-૦ શ્રીમતિ લાધીબેન કરશન-જૂનાગઢ રૂા. ૫-૦-૦ શ્રી હર્ષદરાય મહાશંકરદાસ દેસાઈ-માંગરોળ, બે માસના થાળના રૂા ૧-૪-૦ શ્રી ટોકરશી ગોવિંદજી ચંદારાણા-મુંબઈ. રૂા ૫-૪-૦ સ્વ પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઈવાળા તરફથી સંક્રાંતિનો થાળ. રૂા ૧-૪-૦ બેન નિર્મળાગૌરી-સુરત. રૂા. ૫-૦-૦ શ્રી. પુરૂષોત્તમરાય અનંતરાય-માંગરોળ ચાર થાળ. રૂા. ૧-૪-૦ શ્રી. રતનશી લલ્લુભાઈ-ઉમરાળા. રૂા ૨-૮-૦ શ્રી નરેન્દ્રસિંહ દયાળસિંહ થાળ તથા દીપક રૂા. ૫-૦-૦ શ્રીમતિ કસ્તુરબેન ગોરધનદાસ -મુંબઈ થાળ. રૂા ૫-૦-૦ શ્રી મગનદાસ કેશવલાલ ભક્ત-બોરીવલિ ચાર થાળ રૂા. ૧-૪-૦ શ્રી જગમોહનદાસ ગમણિકલાલ દેસાઈ રૂા. ૨-૮-૦ શ્રી રઘુનાથસિંહ નથુસિંહ -બેંગલોર. રૂા ૨-૦-૦ શ્રી મોહનલાલ મૂલજી-મુંબઈ રૂા ૧-૪-૦ શ્રી ગોકલદાસ પોપટલાલ-જામનગર. રૂા ૨-૮-૦ સ્વ. ઉમાબાઈના આત્મકલ્યાણાર્થે થાળ બે હા. લાલચંદ ભાઈ-દાંક રૂા. ૧-૪-૦ ગ સ્વ સવિતાબેન-ભાવનગર રૂા ૧૧-૦-૦ શ્રી ઉપેંદ્રસિંહ મથુરસિંહ-મુંબઈ.

(આઘ માસ)

થાળઃ—રૂ. ૧૧–૦–૦ શ્રી. જસવંતસિંહ નારણસિંહ તથા શ્રી. શંકરસિંહ નારણસિંહ. રૂ. ૧–૪–૦ શ્રીમતિ કસ્તુરબેન જયશંકર વ્યાસ–બીલખા. રૂ. ૧–૪–૦ શ્રી રતિલાલ મનોરદાસ–બોરીવલિ રૂ. ૨–૮–૦ શ્રી. ગુલાબચંદ ગોકુલદાસ–એડન કેમ્પ. રૂ. ૧–૪–૦ શ્રી. ટોકરશી ગોવિંદજી ચંદારાણા–મુંબઈ. રૂ. ૨–૮–૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ–જૂનાગઢ. રૂ. ૧–૦–૦ શ્રી. પુરુષોત્તમદાસ નારણદાસ–સનાવદ રૂ ૧–૪–૦ શ્રી નર્મદાશંકર ટી. પચોળી–બીલખા. રૂ ૨–૮–૦ શ્રી. જટાશંકર જગજીવન–જૂનાગઢ બે થાળ. રૂ. ૨–૮–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઈ. રૂ. ૨–૪–૦ શ્રી કેશવજી ઝીણાભાઈ–જૂનાગઢ રૂ ૨–૮–૦ શ્રી. લક્ષ્મિદાસ હસરાજ ગરેજવાળા. રૂ. ૧–૪–૦ શ્રી. ત્રિભુવન શંકર દવે–વિસાવદર. રૂ. ૧–૪–૦ શ્રીમતિ મણિબેન અઢીઆ–બીલખા

અખંડદીપકઃ—રૂ. ૫–૦–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ–માગરોળ બે માસના. રૂ. ૨–૮–૦ શ્રી. ગુલાબચંદ ગોકુલદાસ–એડન કેમ્પ. રૂ. ૧–૪–૦ શ્રીમતિ મણિબેન અઢીઆ–બીલખા.

**શરતીદાન સમર્પણ**—રૂ ૧૦૦૦૦–૦–૦ સ્વ. ડૉ. ફીરોઝશાહ એરચશાહ હાથવાથ માહીમવાળા તરફથી પૂજ્યપાદ કૃપાનાથના ટ્રસ્ટડીડમાં જણાવેલા ધર્મકાર્યોમાં તેનું વ્યાજ વાપરવા માટે અર્પણ થયા છે રૂ. ૧૦૦–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી –બોરાવરનગરવાળાના સ્વ. માતુશ્રી સદાબાના પુણ્યાર્થે આ રકમના વ્યાજમાંથી દર વર્ષે શ્રાવણ વદિ ૧૦ના દિવસે પૂજ્યપાદશ્રીને થાળ એક તથા દીપમાળ કરાવવા માટે અર્પણ રૂ. ૫૦૦–૦–૦ સ્વ શેઠ મગનલાલ ડાહ્યાભાઈ રાજકોટવાળાના આત્મકલ્યાણાર્થે દર વર્ષે માઘ સુદ ૧૦ના રોજ આ રકમના વ્યાજમાંથી થાળ તથા વિદ્યાર્થીઓને ભોજન આપવા નિમિત્તે અર્પણ

———[ * ]———

## खेदजनक अवसान

વાંકાનેરનિવાસી વયોવૃદ્ધ ગુરુબંધુ શ્રી કરસનજી પ્રાણજીવન ઓઝાએ ફાગણ સુદિ ૧૨ના દિવસે કૈલાસવાસ કર્યો છે। તેઓ પૂજ્યપાદ કૃપાનાથના અનન્ય ભક્ત હતા. તેમણે વાંકાનેરમાં પૂજ્યપાદ કૃપાનાથને પધરાવી ત્યાંની સનાતનધર્મી પ્રજાને પણ તેઓશ્રીના વ્યાખ્યાનદર્શનાદિનો લાભ અપાવ્યો હતો. એમની શ્રદ્ધાભક્તિ અને આત્મનિષ્ઠા પકવ હતા તેઓ સદાચારપાલનમાં [illegible] સંધ્યાવંદનાદિ નિત્યકર્મોના ભારે આગ્રહી હતા. વેદાંતજ્ઞાનના–આત્મજ્ઞાનના [illegible] દીધી ખરેખાસી હતા. તેમણે વેદાંતસબંધી ઘણી નોંધો કરેલી છે. તેઓ [illegible] કરતા પણ કોઈ વેળા વેદાંતસબંધે લખતા. વૃદ્ધાવસ્થા હોવા છતાં [illegible] અવકાશે વેદાંતના ગ્રંથોનો રસપૂર્વક અભ્યાસ કરતા [illegible] તા શ્રીબીલખા–આનંદાશ્રમતરફથી તેઓ સનાતન–[illegible] ક્રમોના નિરીક્ષણાર્થે જતા અને ત્યાંના ગુરુબંધુ–[illegible] નોંધો આપતા કેળવણી ખાતાની નોકરીમાંથી [illegible] શક્યું ત્યાંસુધી બીલખા–આનંદાશ્રમમાં રહી શ્રીસદ્ગુરુ

સેવામાં ધર્મપરાયણ જીવન ગાળ્યું. પૂર્ણિમાના મહોત્સવ સમયે તેઓ કોઠાર વગેરેની તનમનથી સેવા કરતા. એમનામાં જાતમહેનત, પરોપકાર, સહનશીલતા, નિરભિમાનપણું, કરકસર ને સેવાવૃત્તિ આદિ ગુણો પ્રશંસનીય હતા શ્રીનાથચરિતામૃતના તૃતીયપ્રવાહના લેખન-કાર્યમાં વલ્લભીપુરમાં રહી, શ્રી. માણેકલાલ નાનજી ચદારાણાને તેમણે ઘણી મદદ કરી હતી

પૂજ્યપાદ પરમકૃપાળુ શ્રીસદ્ગુરુદેવ તેમના પવિત્રાત્માને અખંડશાંતિ આપવા કૃપા કરો !

——[ * ]——

## खेदजनक अवसान

હાલ મુંબઈનિવાસી ગુરુબન્ધુ શ્રી. કાકુભાઈ ભીમજી કરાચીવાળાના ૨૪ વર્ષના યુવાન પુત્ર. શ્રી સુખદેવ ઉર્ફે કાનુભાઈ ટાઈફોઇડ તાવની બીમારીમા મહા વદિ ૧ સોમવારે અવસાન પામ્યા છે આ અતિ માઠા બનાવના ખબર જાણી મંડળના સૌ બંધુઓને ભારે અફસોસ થયો હતો.

શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી આ દુઃખદ બનાવ માટે મહા વદિ ૮ રવિવારની સભામાં શોક પ્રદર્શિત કરવામા આવ્યો હતો અને શ્રી કાકુભાઈ તથા તેના આપ્તજનો ઉપર આવી પડેલા આ અતિ દુઃખમાટે હાર્દિક દિલસોજી વ્યક્ત કરવામાં આવી હતી, અને સદ્ગતના પવિત્રાત્માને પરમશાંતિ અર્પવા પૂ. સદ્ગુરુદેવપ્રતિ પ્રાર્થના કરવામાં આવી હતી.

પૂ. સદ્ગુરુપરમાત્મા સદ્ગતના પવિત્રાત્માને પરમશાંતિ અર્પવા કૃપા કરો !

રૂપસિંહ હરિસિંહ રાણા

——[ * ]——

## परचुरण भेट

[ પૌષ અને માઘ ]

૦–૨–૦ શ્રી. ધનસુખરાય વસંતરાય
૨–૦–૦ ,, માધવલાલ કાલિદાસ–જૂનાગઢ
૨–૦–૦ બેન આણુકુવર ચકુભાઈ
૨–૦–૦ ,, મણિબેન–રાજકોટ
૨–૦–૦ શ્રી. લક્ષ્મીશંકર લાલજી–પોરબંદર
૨–૦–૦ ,, કેશવલાલ જેઠાલાલ–મુંબઈ
૧–૪–૦ ,, વિઠ્ઠલદાસ જાદવજી–માટુંગા
૫–૦–૦ બેન લાધીબેન કરશન–જૂનાગઢ
૦–૫–૩ શ્રી. સોમજી વાલજી હા. પ્રાણજીવન સોમજી

૧–૦–૦ શ્રી. મા. નો. ચદારાણા તરફથી પ્રભુશ્રીને ફળો ધરાવવા માટે
૫–૦–૦ ,, હર્ષદરાય મહાશંકરદાસ દેસાઈ બે માસના નિસહાનના
૫–૦–૦ ,, હર્ષદરાયભાઈના બે માસનાં ભેટના
૧–૦–૦ ,, જટાશંકર જગજીવન–જૂનાગઢ
૧–૦–૦ ,, મોરારજી છગનલાલ ,,
૧–૮–૩ હીંડુડા આનંદાશ્રમની ભેટ
૦–૧૦–૯ મોજીદડ આનંદાશ્રમની ભેટ

શ્રીઅમદાવાદ આનંદાશ્રમની ભેટ નીચે પ્રમાણે:—

૦-૨-૬ પરચુરણ
૨-૦-૦ બેન સરસ્વતી બહેન ભટ્ટ
૮-૮-૦ સ્વ. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક માસિક થાળના
૧-૪-૦ શ્રી. ધરમશી છગનલાલ-જૂનાગઢ
૦-૫-૩ બેન કસ્તુરબેન જયશંકર-બીલખા
૧-૪-૦ શ્રી. રતનશી લલુભાઈ-ઉમરાળા
૦-૮-૦ ,, છોટાલાલ દામોદર

શ્રીબીલખા-આનંદાશ્રમમાં મકરસંક્રાંતિની પૂજન ભેટ:—

૧-૪-૦ મા. ના. ચંદારાણા
૧-૦-૦ શ્રી. અંબાશંકરભાઈ ત્રિવેદી
૧-૦-૦ ,, રામજી વિશ્રામ પૂજારા
૧-૦-૦ ,, હંસરાજભાઈ-જૂનાગઢ
૦-૪-૦ બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૫-૦ શ્રી દેવશંકર મોરારજી
૦-૪-૦ ,, નર્મદાશંકરભાઈ પચોળી
૦-૪-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ બ્ર. દલપતરામજી
૦-૪-૦ ,, હંસરાજભાઈનાં પુત્રો
૧-૪-૦ શ્રી. મણિબેન-બીલખા
૦-૨-૦ સૌ. જયાગૌરી જીવરામ
૧-૦-૦ ,, મણિબેન-જોરાવરનગર
૦-૪-૦ ,, ઉમીયાબેન
૦-૧-૩ આરતીમાં
૦-૪-૦ શ્રી. રામજી વિશ્રામ-જૂનાગઢ
૦-૮-૦ બેન સુખજીબા-બીલખા
૧-૪-૦ શ્રી. ધર્મસુખરાય જયશંકર-માંગરોળ
૧-૪-૦ ,, અમૃતલાલ નગીનદાસ-સુરત
૧-૪-૦ ,, રતનશી લલુભાઈ-ઉમરાળા
૧-૦-૦ શ્રી. તુલજાશંકર હરગોવિંદ-વઢવાણ
૦-૨-૩ શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૧૩-૯ મંદિરેથી પરચુરણ ભેટ
૨-૦-૦ મહંતશ્રી ગોમતીદાસજી-દૂધરેજ
૦-૪-૩ શ્રી. પ્રેમશંકર પીતાંબર-કોટડા
૦-૪-૦ ,, મામૈયા હરસુર-જેતપુર
૨-૦-૦ શ્રી. રામજી ગોરધન-ગોંડળ
૧-૪-૦ ,, જટાશંકર ટી. દવે-નવસારી
૮-૮-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર
૧-૮-૦ ,, રઘુનાથસિંહ નથુસિંહ ,,
૦-૬-૦ ,, મોહન હાજા-જૂનાગઢ
૦-૬-૦ ,, દુર્લભજી હાજાભાઈ-જૂનાગઢ
૦-૮-૦ બેન સાકરબેન હરજી ,,
૧-૨-૦ જણુસરમાં સંક્રાંતિના રોજ પૂજન ભેટ. હા. શ્રી. અં. તુ.-જંબુસર
૧-૦-૦ શ્રી. મહેશલાલ પોપટલાલ ધતરી
૫-૦-૦ ,, ગોકુળદાસ પોપટલાલ
૫-૦-૦ બેન મંજુલા પોપટલાલ-જામનગર
૨-૦-૦ શ્રી. કેશવલાલ કરશનજી ઓઝા
૧-૪-૦ ,, ગોપાળદાસ પોપટલાલ-જૂનાગઢ
૦-૪-૦ ,, મનસુખલાલ ગોપાળજી-જૂનાગઢ
૦-૧૨-૦ બેન મણિબેન-જોરાવરનગર

(માઘમાસ)

૧-૪-૦ બેન કસ્તુરબેન આણંદસિંહ-કુતિયાણા
૧-૪-૦ ,, તારાબેન માનસિંહ-કુતિયાણા
૧-૦-૦ શ્રી. જશવંતસિંહજી નારણસિંહજી
૧-૦-૦ ,, શંકરસિંહ નારણસિંહ
૧-૦-૦ બેન કસ્તુરબાઈ આણંદસિંહ
૧-૦-૦ ,, તારાબાઈ માનસિંહ
૧-૦-૦ શ્રી. ચંદ્રસિંહ જશવંતસિંહ
૧-૦-૦ ,, પ્રવીણસિંહ ,,
૦-૮-૦ ,, મહેંદ્રસિંહ ,,
૦-૮-૦ બેન શારદાબાઈ શંકરસિંહ
૦-૮-૦ ,, ગુણવંતીબેન ,,
૦-૮-૦ શ્રી. ટીપુલાલ શંકરસિંહ
૦-૮-૦ ,, ભદ્રસિંહ શંકરસિંહ
૦-૨-૦ પરચુરણ
૧-૪-૦ શ્રી. હિંમતલાલ નરસિંહદાસ-રાજકોટ
૬-૮-૦ બેન વાલીબેન તુલસીદાસ-મલાડ

૧-૪-૦ શ્રી જયંતીલાલ તુલસીદાસ રાજકોટ
૧-૪-૦ ,, તુલસીદાસ જેઠાભાઈ ,,
૦-૧૨-૦ શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા
૫-૦-૦ ,, ચપકલાલ હરકીશનદાસનાં પત્ની
૨-૮-૦ શ્રી ખેરાજ આણંદજી-જૂનાગઢ
૧-૦-૦ ,, અરજણ કરમણભાઈ-મુંબઈ
૬-૦-૦ ,, જગમોહનદાસ રમણિકલાલ
કેશાણી-મુંબઈ
૧-૦-૦ ,, કેશવલાલ કરશનજી-ઓઝા
૦-૨-૦ ,, દેવશંકર મોરારજી-દેવરાણા
૦-૪-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ
૦-૮-૦ પરચુરણ ભેટ મંદિરથી
૨-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૦-૧૪-૬ મંદિરથી ભેટના
૦-૨-૦ બેન મણિબેન-બીલખા
૧૦-૧૦-૬ શ્રીઅમદાવાદ આશ્રમમાં ભેટ વગેરેના
દા. શાસ્ત્રી જયશંકર મયારામ ભટ્ટ
૦-૧૧-૦ શ્રીમોડાસા આનંદાશ્રમની ભેટ
૧-૨-૬ શ્રીલીંબુડા ,, ,,
૦-૧૧-૦ બેન ચંદનગૌરી ફકીરભાઈ
૧-૪-૦ ,, જયાગૌરી ચુનીલાલ-જૂનાગઢ
૦-૨-૦ ,, સુમરીબા-બીલખા
૦-૩-૦ પરચુરણ
૩-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ
૫-૦-૦ ,, ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્ય
યજ્ઞોપવીત પ્રસંગે ભેટ
૧-૦-૦ શ્રી. કેશવલાલ ક ઓઝા
મામલતદાર
૦-૮-૦ ,, કરશનદાસ જીઠા-મેંદરડા
૦-૪-૦ ,, ગૌરીશંકર પ્રાણજીવન-મેંદરડા
૦-૨-૦ ,, મોહનલાલ પ્રાણજીવન ,,
૦-૪-૦ પરચુરણ
૩-૦-૦ શ્રી. ત્રિભુવન શંકર દવે
૦-૪-૦ ,, કાનજી પુરૂષોત્તમ-વંથળી

૧-૦-૦ બીલખા પોસ્ટ માસ્તર
૧-૦-૦ શ્રી શાંતિલાલ ધનેશ્વર-જૂનાગઢ
૧-૦-૦ ,, નાનાલાલ જયંતીલાલ રાજકોટ
૧-૬-૩ પરચુરણ ભેટ
૫-૦-૦ ,, રામજી દયારામ-ચરેલ બેન
સવિતા તથા લલિતાનાં લગ્ન પ્રસંગે

શિવરાત્રિનુ મહાપૂજન થતાં ભેટના

૦-૪-૦ શ્રી. ભગવાનજી મનુભાઈ
૧-૦-૦ ,, અજીતરાય હરિદાસ-મુંબઈ
૦-૪-૦ અંબાશંકર નાનજી જોશી
૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, અંબાશંકરભાઈ ત્રિવેદી
૧-૦-૦ બેન મણિબેન-જોરાવરનગર
૦-૪-૦ પૂ. બ્રહ્મચારી બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ ,, દલપતરામજી
૦-૫-૩ શ્રી. નર્મદાશંકરભાઈ પચોળી
૦-૪-૦ બેન મણિબેન અઢીયા-બીલખા
૦-૮-૦ શ્રી. જટાશંકર જગજીવન
૦-૮-૦ બેન સુમરીબા-બીલખા
૦-૪-૦ ,, ઉમયાબેન
૦-૨-૦ ,, નર્મદાબેન રણછોડ હેડ મિસ્ટ્રેસ
૦-૪-૦ ,, કસ્તુરબેન વ્યાસ
૦-૮-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ
૦-૮-૦ બેન ત્રિવેણીબેન દા. પૂજારી
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૪-૦-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી દવે નિલદાન
-પોરબંદર
૧-૦-૦ ,, ટોકરશી ગોવિંદજી-જૂનાગઢ
૧-૦-૦ ,, તુલસીદાસ ટોકરશી ,,
૧-૪-૦ બેન ભાનુમતી ટોકરશી-જૂનાગઢ
૦-૪-૦ ઈન્સ્પેક્ટર શ્રી બચુભાઈ
૦-૪-૦ ,, જગન્નાથભાઈ સુરત
૦-૧૪-૯ મંદિરથી ભેટ



Reg. No B. 3087.
સને ૧૯૪૯ તા. ૨૫ એપ્રિલ

## મહાપૂજન-સમાચાર

વૈશાખ સુ. ૫ મંગળવાર તા ૩-૫-૪૯ ના દિવસે સવારે સ્ટાં ટા ૯ થી ૧૦ શ્રીશંકરજયંતી નિમિત્તે અને વૈશાખ સુ ૧૪ બુધવાર તા ૧૧-૫-૪૯ ના દિને શ્રીનૃસિંહજયંતી નિમિત્તે મહાપૂજન થયાં

શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈ

——[ * ]——

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો બીલખા-(સૌરાષ્ટ્ર) તરફથી
પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર
(Saurashtra-India)

### શ્રીનાથપ્રભુનાં પ્રતિમાજીનું પૂજન

ભક્તિના અવલંબે રે, ભાવનાના આધારે રે,
ભજન કરીએ નાથનુ હોજી,
મનવાણીના કરીએ તેમાં વિલય,
નાથ પ્રતિમા પૂજા રે, પરિપૂર્ણ પ્રેમથી હોજી,
નક્કી થાશે એના સાક્ષાત્કાર—ભક્તિના૦,
મન વાણી ને કર્મે રે, સાધક સાધન સાધીને હોજી,
એ છે સાધન વિવેક ને વૈરાગ્ય,
શમ, દમાદિ, સંપત્તિને મુમુક્ષુતાને મેળવી હોજી,
અંતઃકરણે પ્રકટે બ્રાહ્મ પ્રકાશ—ભક્તિના૦
પાટોત્સવ પ્રતિમાના રે, આજે આનંદાશ્રમે હોજી,
પૂજન એનાં પૂરણ પ્રેમે થાય,
નાથ પ્રભુનાં એવા રે, પૂજ્ય પ્રતિમા પૂજત હોજી,
મુમુક્ષુ જનનાં પાતક દૂર પળાય—સાધક૦

——[ * ]——

વર્ષ ૧૭ મું
ચૈત્ર
અંક ૧૧
સંવત્ ૨૦૦૫

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નરાગામ-પો બીલખા

प्रशान्तेः परिवाहोऽयम् श्रीमन्नाथसुखाश्रमे ।
प्रशान्तवाहितावृत्तेर्यस्मिन् मज्जन्ति योगिनः ॥

સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના આનંદાશ્રમમાં સર્વત્ર વહી રહેલો પ્રશાંતિનો આ પ્રવાહ, જેમાં યોગીઓ આશીખ સ્નાન કરે છે તે પ્રશાંતવાહિતાવૃત્તિની પ્રશાંતિનો છે

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | વૈખરીને મસ્તી ઊડવાનો આદેશ. | ૧૫૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૫૮ |
| ૩ | યોગસૂત્રો | ૧૫૯ |
| ૪ | શ્રીનાથચરિતામૃત તૃતીયપ્રવાહમાં આવવાનાં પૂ. કૃપાનાથનાં દર્શતો. | ૧૬૨ |
| ૫ | તુલસીદાસજી. | ૧૬૭ |
| ૬ | આવવું કે ન આવવું ? | ૧૬૭ |
| ૭ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર | ૧૬૯ |
| ૮ | પરચુરણ ભેટ. | ૧૭૦ |

[ * ]

## વિજ્ઞપ્તિ

આથી સર્વે બંધુઓ તથા બહેનોને વિજ્ઞપ્તિ કરવામા આવે છે કે દેશમાં અનાજની અછતને લીધે સર્વત્ર અનાજનો વધારે પડતો વપરાશ થવા સામે માર્ગો લેવામાં આવેલા છે એવી રીતે સૌરાષ્ટ્ર સંયુક્તરાજ્ય જેની હદમાં ભીલખાનો શ્રીઆનંદાશ્રમ આવેલો છે તેમણે પણ ધારો કરેલો છે તેની ગયા એપ્રિલ મહિનામા ફેંઠ પાડવામાં આવેલી છે. તે જોતાં ૫૦ થી વધારે માણસો માટે હાલમાં આનંદાશ્રમમાં ભોજનનો કે ફલાહારનો પ્રબંધ કરવાનું પણ મુશ્કેલ થયું છે. તો આવતી આષાઢી પૂર્ણિમા ઉપર સમૂહપૂજનમાટે આવનારાં ભાઈ-બહેનોમાટે ભોજનનો કે ફળાહારનો કાંઈ પ્રબંધ આનંદાશ્રમતરફથી થઈ શકશે નહિ, તેની આ વિજ્ઞપ્તિથી જાણ કરવામાં આવે છે, અને લાગતાવળગતાને પણ આ સમાચાર જણાવવા વિનતિ છે.

[ * ]

### જરૂરી

સુચનાઃ—લેખસંબંધી અને માસિક સંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, ભીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશક. શ્રી મહાગણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સોરાષ્ટ્ર

મુદ્રણસ્થાનઃ શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લીથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિકઃ પારેખ દેવજીચંદ હાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૭ મું ] સંવત્ ૨૦૦૫ ચૈત્ર [ અંક ૧૧ મો

## વૈખરીને મસ્તી છોડવાનો આદેશ

વૈખરિ! છોડ મસ્તી ન્યારી, વૈખરિ! ૦
બહુત બકે કુછ હાંસિલ નહિ હૈ, પ્રાણપીડા દુઃખકારી (૨)
ઇંદ્રિયચિત્તકોં વિકલ કરે વહ, શરીર તપાવે સારી,
શુદ્ધ બુદ્ધ ભુલાવે ન્યારી. વૈખરિ૦ ૧

તાર કહ્યું તોડે તું અજપાકા, માયિક વાક્ય ઉચ્ચારી, (૨)
મોંઘા મૂલકા શ્વાસ ગુમાવે, એહિ વિડંબના ભારી,
આખિરમેં હોત ખુવારી. વૈખરિ૦ ૨

બકવાદ ધ્યાન ભજનકા વિરોધી, કહ્યું નહિ છાંડે દિવાની, (૨)
વાર વાર ઉપદેશ દિયા તોઉ, તિલભર તૈં નવ માની,
સર્વદા રહી મસ્તાની. વૈખરિ૦ ૩

ઇંદ્રજાલરૂપ દૃશ્યપદારથ, ઉનકે સંગ હું છાંડી, (૨)
સોઽહં દેશકે પાર પહુંચ કર, હો જા તું સુખખાની;
નાથવાક્ય શ્રેયસ્ માની. વૈખરિ૦ ૪

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

દારિદ્રનો નાશ કરવામાટે જો બની શકે તો શ્રીસૂક્તનો પાઠ શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી નિત્યપ્રતિ એકવાર, ત્રણવાર, પાંચવાર વા તેરવાર પૂર્વાભિમુખે બેસી, સંમુખ ડાબી બાજુ ઘીનો દીવો રાખીને થાય તો કરવો છેવટના પાઠ વેલા એક એક મંત્ર ભણીને ઘીની આહુતિ અગ્નિમાં દેવાય તો વિશેષ ઉપકાર કરનાર થાય.

જો તમારે "દારિદ્રદહનાય નમઃ શિવાય" એ મંત્રનો જપ એકવાર, પાચ વાર વા અગીયારવાર કરવોઁ હોય તો તે પણ ઉપકારક છે. તેમાં નમઃ શિવાયને અંતે શ્રીશંકરને પગે લાગવું, ને મંત્રનો પાઠ ચાલે ત્યાંસુધી સંમુખ ડાબી બાજુ ઘીનો દીવો બની શકે તો રાખવો

વનપર્વમાં જે સૂર્યની પ્રાર્થનાનું સ્તોત્ર છે તે પણ ઉપકારક છે. તેનો એકવાર કે ત્રણવાર પાઠ સંમુખ ડાબી બાજુએ આગળ ઘીનો દીવો મૂકીને શુદ્ધોચ્ચારથી કરવો જોઇએ

એ ત્રણમાંથી જે તમારા હૃદયને અને સ્થિતિને અનુકૂલ જણાય તે એક શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી કરશો.

પ્રત્યેક શાસ્રીયકર્મ દૃઢશ્રદ્ધાવાળાને ફળે છે એમ શાસ્ત્ર ને સજ્જનો કહે છે

ખરેખરી રીતે પરાવાણી એ સ્ફુરણરૂપ છે પશ્યંતી અને મધ્યમા એ મનનું સ્વરૂપ પકડે છે, અર્થાત્ મન સાથે જોડાય છે સ્ફુરણ પછી સંકલ્પવિકલ્પરૂપ મન પ્રતીત થાય છે મન અને વાણી જાગ્રત્કાલમાં સામાન્યપણે પોતાનું ન્યૂનાધિક કામ કરતાં હોય છે વાણી ઇષ્ટદેવના સ્મરણમાં કે કર્તવ્યના સ્મરણમાં જોડાય ને મન પણ ઇષ્ટદેવના ધ્યાનમાં કે તત્સંબંધી વિચારમાં જોડાય તે ઇચ્છવાયોગ્ય ગણાય છે મનની સ્ફુરણરહિત સ્થિતિ એ નિર્વિકલ્પ સમાધિ છે મનની એકાગ્રતાના અભ્યાસવડે એ સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે.

જ્ઞાનીઓ પણ પોતાની પ્રકૃતિને અનુસરે છે એમ ગીતાજીમાં કહ્યું છે, ત્યાં બહુધા પોતાના શુદ્ધ સ્વભાવને અનુસરે છે એમ સમજવું, પછી સામાન્ય લોકમાં તે યોગ્ય મનાય કે અયોગ્ય મનાય તે બીજી વાત છે

ગીતામાહાત્મ્યમાં જે અર્ધમાત્રશબ્દ વાપરેલો છે તે માંડૂક્ય-ઉપનિષદ્‌માં વાપરેલા અમાત્રશબ્દને માટે સમજવો

જૂના સંસ્કૃતમાં ઋગ્વેદમા ળ મૂલાક્ષર તરીકે વાપરેલો જણાય છે ક્ષ સંયુક્તાક્ષર છે, ગુજરાતીમાં ક્વચિત્ તે મૂલાક્ષરરૂપ પણ ગણાય છે

શ્રદ્ધા, પ્રીતિ, સ્થિરતા ને સાવધાનતાથી સ્વકર્તવ્ય કરતા રહી પરમાર્થમાં આગળ વધશો.

જે મનુષ્યની દુર્વાસનાથી અવગતિ થઈ હોય તે જીવ પ્રેત-સ્વરૂપ ધારણ પોતાના ઘરની આસપાસ ભ્રમણ કર્યા કરે છે, અને પોતાનાં સગાંને ..નમાં કે બીજી રીતે દેખાય અથવા કોઇના અંતઃકરણમાં આવિર્ભાવ પામી ...ની વાસના પરિપૂર્ણ કરવા નિવેદન કરે છે.

મરનારને કોઈ વિષયમાં વાસના રહી હશે એમ અનુમાન થાય તો તેને જે વિષયમાં પ્રધાનપ્રીતિ જણાતી હતી તે પ્રતિના પદાર્થનું સુપાત્રે યથાશક્તિ દાન કરવું.

તમે તમારા શાસ્ત્રોક્તકર્મમાં વધારે પ્રવૃત્ત રહો તેમાં તમારું ને મરનારનું હિત સમાયેલું છે નકામા વિચારમાં મનને ભમાવ્યા કરવું નહિ

જો બની શકે તો ધૌતિનો અભ્યાસ ધીરે ધીરે કરશો સિદ્ધાસન એક કલાક સુધીનું ને બદ્ધપદ્માસન અર્ધા કલાક સુધીનું થઈ શકે તો ક્રમથી કરવું

મહામુદ્રા ને મહાબંધમુદ્રા સવારસાંજ પા (¼) કલાક થઈ શકે તો ઠીક.

જો મયૂરાસન સવારસાંજ ત્રણ ચાર મિનિટ થઈ શકે તો કરશો

ઉપર પ્રમાણે અભ્યાસ કરવાથી તમને યકૃતનો વ્યાધિ કવચિત્ કવચિત્ જણાતો હશે તો તે નિવૃત્ત થશે અને ઉત્તરોત્તર અંતઃકરણની યોગ્યતામાં વધારો થતો જશે

જો નાંદીશ્રાદ્ધ કરીને જપાદિ કર્મનો આરંભ કર્યો હોય તો વૃદ્ધિસૂતક પડ્યા છતાં પણ જપાદિકર્મ કરવામાં અડચણ નહિ જો નાંદીશ્રાદ્ધ ન કર્યું હોય તો દશ દિવસનું વૃદ્ધિસૂતક સાત પેઢી સુધીના મનુષ્યોએ પાળવું જોઈએ

કોઈપણ ધાર્મિક કર્મ નાંદીશ્રાદ્ધ કર્યા પછી આરંભવું કે જેથી બંને પ્રકારનાં સૂતકથી તે ધાર્મિકકર્મમાં ત્રુટ ન પડે

જો બાપને ત્યાં દીકરી સુવાવડ કરવા આવેલ હોય, અને પિતાને ઘેર તે બાળકને જન્મ આપે, તો ત્રણ દિવસ સૂતક પાળી પછી જુદા ઘરમાં પિતાથી વૈદિક શાસ્ત્રોક્તકર્મ થઇ શકે જેણે સુવાવડી સ્ત્રીનો સ્પર્શ ન કર્યો હોય તેવો માણસ સુવાવડી સ્ત્રીના ઘરથી જુદા ઓરડામાં દૂધ, ફરાળ કે દક્ષણી કરીને લાવે તો તે લઈ શકાય

શ્રદ્ધા, ઉમંગ, સાવધાનતા ને વ્યવસ્થા રાખી સ્વધર્મનું પાલન કરી પરમાર્થમાં આગળ વધવા પ્રયત્નશીલ રહેશો

શક્તિચાલનનો અભ્યાસ ચાલુ હોવાના સમાચાર જાણ્યા પરિધાનયુક્ત પરિચાલનમાં ધડનો ભાગ સ્થિર રાખીને માત્ર માથુંજ ઊંચુંનીચું કરતા હશો તાડન બંને પગની પાનીથી કરતા હશો. (ચાલુ)

---

## યોગસૂત્રો

[લેખક–શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૪૮ થી)[1]

शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः ॥ ९ ॥

---

૧ ગત અંકમાં નીચે પ્રમાણે સુધારીને વાંચવાનું છે.

| | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧ | ૧૪૬ | નીચેથી ૫ મી | પુરુષને | પુરુષની |
| ૨ | ૧૪૭ | ઉપરથી ૫ મી | વિરાગ | દ્વેષ |
| ૩ | ૧૪૭ | ઉપરથી ૬ ઠ્ઠી | વિરાગના | દ્વેષના |
| ૪ | ૧૪૭ | ઉપરથી ૧૭મી | પોતાના | ઇંદ્રિયોના |
| ૫ | ૧૪૭ | ઉપરથી ૧૭મી | કરે | કરી |

પણ વસ્તુની વા વસ્તુમાં રહેતા વસ્તુભૂત ધર્મની કલ્પના પ્રમાનું પૂર્વક્રમનું એમ હોવાથી અંતે તે પ્રમામાં પરિણામ પામનારી થાય છે તેથી પછી જો તે પ્રમા ખરી પ્રમા થાય તો તે પ્રમાણ નામના ભેદમાં પડે અને જો તે પ્રમા ખોટી પ્રમા થાય તો તે વિપર્યય નામના ભેદમાં પડે એ કારણે વસ્તુની વા વસ્તુના વસ્તુભૂત કોઈ ધર્મની કલ્પનાનો પ્રમાથી જુદો કોઈ વૃત્તિનો ભેદ પાડવાની અગત્ય થતી નથી.

અને અવસ્તુની વા વસ્તુમાં નહિ રહેલા તથા તેથી અવસ્તુભૂત ધર્મની કલ્પનામાં તેના વિષયભૂત વસ્તુનું અસ્તિત્વ ન હોવાથી અવસ્તુની વા વસ્તુમાં નહિ રહેલા એવા અવસ્તુભૂત ધર્મની કલ્પના પ્રમામાં પરિણામ પામનારી થતી નથી તેથી તેનો પ્રમાણમાં કે વિપર્યયમાં સમાવેશ થાય નહિ એ કારણે અવસ્તુની વા વસ્તુમાં નહિ રહેલા અવસ્તુભૂત ધર્મની કલ્પનાનો પ્રમાણ તથા વિપર્યયથી જુદો એવો વિકલ્પ નામનો ભેદ આ સૂત્રવડે કહેલો છે.

સાધારણ રીતે વસ્તુગત સંદેહને પણ વિકલ્પ કહેવામાં આવે છે. આડું આવરણ હોવાના કારણે કે એવા કોઈ બીજા કારણે ચૈત્રને વિષે તે ચૈત્ર છે કે મૈત્ર છે એવો સંદેહ થાય તે સંદેહને પણ વિકલ્પ કહેવામાં આવે છે.

પણ એ સંદેહ વસ્તુને વિષય કરનારો હોય તેથી અંતે તે પ્રમામાં પરિણામ પામનારો થાય ને તેથી કાં પ્રમાણમાં ને કાં વિપર્યયમાં તેનો સમાવેશ થાય તેથી તેનો આ સૂત્રમાં કહેલા વિકલ્પમાં સમાવેશ ન થાય. (ચાલુ)

---

## શ્રીનાથચરિતામૃત તૃતીયપ્રવાહમાં આવવાનાં પૂ. કૃપાનાથનાં દૃષ્ટાંતો
## ગંમત સાથે જ્ઞાન

સદ્‌ગુરુ અતિ ગંભીર છતાં, દેવાને ઉપદેશ;
શિષ્યહૃદય આકર્ષતા, ગંમતથી કરુણેશ. ૧
ગંમતથી વિકસે હૃદય, જિજ્ઞાસા શુભ થાય;
બાલ હૃદય ગુરુ સમીપ જઈ, બોધ થકી પોષાય ૨

ગંમત મનુષ્યોને સ્વભાવથી બહુ વહાલી છે તત્ત્વવાર્તામાં કે ધર્મવાર્તામાં પણ જો સાથે ગમત હોય તો મનુષ્યોને ઠીક પડે છે એ ગમત નિર્દોષ ને ઉપકારક હોવી જોઈએ એ તો છેજ એવી પરમહિતકર ગમત કરાવવાનો કૃપાનાથનો પ્રથમથીજ સ્વભાવ હતો

જેમ શાક આદિ વ્યંજન પદાર્થોવિના સુંદર મિષ્ટાન્ન ભોજન રુચિકર થતું નથી તેમ ગંભીર તત્ત્વચર્ચા દુ:ખની અત્યંત નિવૃત્તિ કરનાર ને પરમસુખની નિત્ય પ્રાપ્તિ કરનાર હોઈ પરમહિતકર છે, છતાં તે તેમજ જેમા ઇન્દ્રિય અંત:કરણના સંયમનું મુખ્યપણું વર્તુ હોય તેવી એકલી ધર્મવાર્તા સામાન્ય મનુષ્યોને રુચિકર થતી નથી, એટલુંજ પણ તેમને તે ઊતરી કંટાળો આપે છે આટલામાટે અનુભવી ધર્મોપદેશકો શ્રોતાઓને ...ું શ્રવણ કરાવવા ગંમતનો ઉપયોગ કરે છે તેઓ વચ્ચે વચ્ચે ઉપદેશને બંધ-... અવે એવા દૃષ્ટાન્તો આપી શ્રોતાઓને આનંદ કરાવતા જાય છે

ઉપપત્તિ, એ વેદાન્તજ્ઞાન પ્રાપ્ત કરવાનાં ઉપક્રમોપસંહારની એકતા આદિ ષડ્‌લિંગોમાંનું ...ગ છે. સિદ્ધાંતને અનુકૂળ એવા ભિન્ન ભિન્ન પ્રકારના દૃષ્ટાંતો આદિ યુક્તિવડે

સિદ્ધાંતની સમજ પ્રાપ્ત કરવી તે ઉપપત્તિ કહેવાય છે જેમ સિદ્ધાંત સમજવામાં તેમ સિદ્ધાંત સમજાવવામાં પણ દૃષ્ટાંતો બહુ ઉપયોગી થાય છે. એથી સિદ્ધાંતના ભિન્ન ભિન્ન અંગોનું મહણધારણ શ્રોતાઓ સહેલાઇથી કરી શકે છે.

વળી દૃષ્ટાંતમાં જિજ્ઞાસુઓને પોતાના અનુભવની કે અનુભવને લગતી વાતો આવવાથી રસ પડે છે-ગમત આવે છે.

કૃપાનાથ નિત્યપ્રતિ શ્રવણ કરાવતી વેળા તથા અન્ય સમયે પણ જ્યારે ને ત્યારે ને જ્યાં ને ત્યાં ઉપદેશ કરતા જેમ શાસ્ત્રીય દૃષ્ટાંતોવડે ધર્મપ્રેરણા આપતા તેમ અન્ય પ્રકારનાં જાતજાતનાં દૃષ્ટાંતો આપી, શ્રોતાઓને ગમત કરાવતા, અને દૃષ્ટાંતોપરથી સિદ્ધાંતપર જતાં સામાન્ય વ્યાવહારિક દૃષ્ટાંતો ઉપરાંત વીરરસ આદિના દૃષ્ટાંતોને, ને કવચિત્ શૃંગારિક પ્રેમનાં દૃષ્ટાંતોને પણ આધ્યાત્મિક અર્થમાં બેસાડતા

મનુષ્યના વ્યવહારની તેના પરમાર્થ પર અસર થાય છે જેનો વ્યવહાર ભૂલવાળો હોય તે પરમાર્થમાં આગળ ચાલી શકે નહિ, તેથી જિજ્ઞાસુએ પોતાનો વ્યવહાર નિર્દોષપણે ને જાગૃતિથી યથાયોગ્યરીતે શુદ્ધ કરવા માટેનાં દૃષ્ટાંતો પ્રભુશ્રી ખાસ કરીને આપતા. બાઇઓ બહેનોમાટેના દૃષ્ટાતો પણ તેમા આવતાં સાંભળનારાઓ એ વેળા તલ્લીન થઈ જતા. એ વેળાનુ વાતાવરણ જ કોઇ નવીન આનદમય થઇ જતું જેમ નિયત શ્રવણવેળા તેમ કૃપાનાથે ભોજન કરી લીધા પછી સ્નાનગૃહમા આવો પ્રસગ ઘણી વાર બનતો. ભોજનોત્તર વસ્ત્ર બદલાવતા પણ પ્રભુશ્રી આવો આનદ અમને આપતા. એ અઢી વાગી ગયા હોય, ને અમારે જમવુ બાકી હોય, પણ અમને એ વખતે ભૂખનો ખ્યાલ ન-રહેતો, ને અમે ખસી શકતા નહિ

એ સમયે કૃપાનાથનાં પરમાનંદપ્રદ નેત્રકમળમાંથી કૃપામૃત વર્ષતું હોય, તેઓશ્રીની અલૌકિક તેજસ્વી મદહાસ્યયુક્ત અત્યંત પ્રસન્ન બ્રહ્માનંદમયી મુખમુદ્રા ખેંચી રહી હોય, ને મધ કરતાં અત્યંત મધુર વચનામૃતનુ પાન થતું હોય-જાણે શાસ્ત્રો ને સત્પુરુષો કહે છે તેવો સત્ય લોકનો સર્વોત્તમ સુખાનુભવ આ પૃથ્વી પર થતો હોય તે મૂકીને અમને જવુ કેમ ગમે? પણ કોઇ કોઇ વાર તો રસોયા—નોકરને તેમના કામથી છૂટા થવાની ઊતાવળ હોય તેથી કૃપાનાથ આજ્ઞા કરે એટલે અમારે ન છૂટકે જવું પડતું સત્તર વર્ષ વીત્યા છતાં ગઈ કાલનીજ હોય તેવીજ રીતે આ અલૌકિક આનદમયી અત્યંત રમણીય વાત હજી મગજમાં તાજીજ રમી રહી છે

એ પ્રમાણે કૃપાનાથ શ્રોતાઓને હસાવી રમાડી કોઇ નવીન આનંદ આપી, તેમને ઊંચે લેતા—તેમના સદ્ગુણોને પોષી, પરમાર્થકાર્યમાં તેમને વિશેષ પ્રકારે પ્રેરતા—તેમની શ્રદ્ધાભક્તિમાં વૃદ્ધિ કરી, તેમને સાધનપરાયણ કરતા

કરુણાસાગર ગુરુદેવે આ કલિકાલમાં ધર્મહીનતાને પામેલા અનેક જીવોનો એ રીતે ઉદ્ધાર કર્યો છે એ સમયના કેટલાક દૃષ્ટાંતો શ્રીનાથચરિતામૃતના દ્વિતીય પ્રવાહમાં ગંમત સાથે જ્ઞાનોપદેશની ધારામાં આપ્યા છે, ને બીજાં કેટલાક દૃષ્ટાંતો આ નીચે આપ્યાં છે, ને આગળ પણ આપ્યાં છે. ગુરુદેવે જ્ઞાનામૃત વહેવરાવવામાં બાકી રાખી નથી મીઠા સરોવરમાંથી તૃષાતુર મનુષ્ય પોતાને માટે પાણીનો લોટો ભરી લે તેટલું આ છે, અથવા તેટલું પણ નથી, પણ અલ્પ છે —

૧ અકબર બાદશાહે એક વાર વાતવાતમાં બીરબલને કહ્યુઃ મૂર્તિપૂજાથી તે

ક્યાંઇ પરમેશ્વર મળે ? તમે હિંદુ લોકો કાંઈ સમજતા નથી જવાબમાં બીરબલ વિનયપુર્વક બોલ્યો. બાદશાહ સલામત ! એમ નથી. પૂરી શ્રદ્ધાભક્તિથી ને એકનિષ્ઠાથી કરવામાં આવતી મૂર્તિપૂજાથી પ્રભુનાં દર્શન થઈ શકે છે. પૂર્વે ઘણા ભક્તોએ મૂર્તિપૂજાવડે પ્રભુને મેળવ્યા છે, અને અત્યારે પણ કોઈ મનુષ્ય હૃદયની સાચી શ્રદ્ધાભક્તિથી મૂર્તિપૂજા કરીને પ્રભુને મેળવવા ધારે તો મેળવી શકે છે. બાદશાહે કહ્યું મને એ વાત માનવામાં આવતી નથી બીરબલે કહ્યું હજુર ! મને ક્ષમા કરજો, પણ હું તો નિશ્ચયપૂર્વક માનું છું કે મૂર્તિપૂજાથી પ્રભુનાં દર્શન થઈ શકે છે પ્રભુની ઇચ્છા તો હું આપને એ વાતની ચાર છ માસમાં ખાત્રી કરી આપીશ. બાદશાહે કહ્યું: બહુ સારૂં.

બીજા વ્યવસાયમાં બાદશાહને એ વાત વિસારે પડી, પણ બીરબલે તેને માટે તજવીજ કરવા માંડી શહેરની એક પ્રસિદ્ધ ચતુર હિંદુ વેશ્યાને બોલાવી, તેને બાદશાહ સાથે થયેલી વાત કરી દેખાડી, ને કહ્યું કે આપણે ભક્તિથી એ વાતની હજુરને ખાતરી કરી આપવી છે; અને તેને માટે જો તું હા પાડે તો શું કરવું તે વિષે મારો વિચાર તને જણાવું તારી ચતુરાઈ હું જાણુ છુ એટલે મને નિશ્ચય છે કે તુ એ કામ કરી શકીશ. વેશ્યાએ જરા વિચાર કરી બીડુ ઝડપ્યુ, એટલે બિરબલે તેને કહ્યું કે તું જાત્રાને બહાને બહારગામ જા, ને પછી વેષપલટો કરી, પાછી આવ અને ધોળા વસ્ત્ર ધારણ કરી શહેરના સારા મહોલ્લામાં જાહેર રસ્તાપરના કોઈ મકાનમાં નિવાસ કરી બાદશાહની છબીની હિંદુરીતિ પ્રમાણે વિધિપૂર્વક ઠાઠમાઠથી પૂજા શરૂ કર એથી લોકો દર્શન કરવા આવતા જશે, ને કેટલેક સમયે બાદશાહને તે વાતની ખબર પડતાં તે પણ દર્શનમાટે આવશે, ને તેમ થતાં આપણું કામ સિદ્ધ થશે ચતુર વેશ્યા વાતનો મર્મ બરાબર સમજી ગઈ, ને બીરબલે તેને જોઈતા દ્રવ્યની ગોઠવણ કરી આપી. નિશ્ચિત યોજના પ્રમાણે તેણે બાદશાહની એક સુન્દર ને ભવ્ય છબીનું સવારસાજ પૂજન શરૂ કર્યું. ધીમેધીમે લોકોમાં એ વાત ચર્ચાવા લાગી વેશ્યા મહાભક્તની રીતે વિધિપૂર્વક પૂજા આરતી વગેરે બહુ શાંતિથી કરતી, ને પછી છબીપાસે બેસી લાંબા વખતસુધી જપ પણ કરતી, તે જાણી આશ્ચર્ય ને કુતૂહલને વશ થઈ લોકો ત્યાં આવવા લાગ્યા. તે કોઈનાપર ધ્યાન ન આપતા પોતાના પૂજાપાઠના કામમાંજ મશગુલ રહેતી કોઈ પૂછતું તો તે ખુલાસો કરતી કે આપણા બાદશાહ તો મનુષ્ય છતાં દેવજેવા છે, તેથી મને તેમના તરફ ભક્તિભાવ ઉપજ્યો છે માટે તેમની પૂજા હું કરું છું પરદેશી ભક્તબાઈ તરીકે તે પ્રસિદ્ધ થઈ એક બે માસમાં તેની વાત આખા શહેરમાં પસરી ગઈ, ને છેવટ બાદશાહના કાનપર પણ તે વાત પહોંચી તે જાણી બાદશાહને થયુ કે એવી બાઈ કોણ છે કે જે મારી છબીની પૂજા કરે છે ? તેમણે યાદ આવતાં બીરબલને તે વાત કરી. બીરબલે કહ્યું નામદાર ! મેં પણ એ વાત જાણી છે, લોકો કહે છે કે બાઈ બહુ સારી છે, ગુણવાન્ છે, ને આપના તરફ તેને ભક્તિભાવ ઉપજવાથી આપની છબીની તે પૂજા કરે છે, ઘણા લોકો ત્યાં દર્શનમાટે જાય છે બાદશાહ કહે કે તું બરાબર કરીને કહે, જો આપણે જવાં જેવું હોય તો ચાલકે પણ જઇશું બીરબલને એટલુજ જોઇતુ હતુ તે વેશ્યાને ખાનગીમાં મળ્યો, ને હજુરે કહેલી વાત કહી ને વેશ્યા તે જાણી પ્રસન્ન થઈ બીરબલ બોલ્યો. હવે થોડા દિવસમાં હજુરને હું આવીશ, માટે તું તારું કામ સાવધાનતાથી બરાબર કર્યે ગયજે.

બીજે દિવસે બીરબલે બાદશાહને વાત કરી કે નામદાર ! એ બાઈની આપના પ્રતિની ભક્તિની શી વાત કરૂ ? પરમેશ્વરની પેઠે આપની છબીને પૂજે છે. બાઈની અવસ્થા તો જુવાન છે, પણ એક વૃદ્ધ ભક્તની પેઠે બહુ ભાવપૂર્વક શાંતિથી તે પૂજાનુ કામ કરી રહી છે. આપની છબીની પૂજા શા માટે કરે છે તે વિષે તેને પૂછતાં તે કહે છે કે ગીતામાં કહ્યા પ્રમાણે રાજા તો પ્રભુનું સ્વરૂપ છે માટે પૂજ્ય છે, અને આ બાદશાહ તો પ્રત્યક્ષપણે દેવજેવા છે. મને તેમનામાં ભક્તિ ઉપજી છે તેથી હું તેમની પૂજા કરુ છુ. આ સાંભળી અકબરને ઘણું આશ્ચર્ય થયુ, ને તે બાઈપર પ્રેમભાવ ઉપન્યો તથા તેના મનમાં તેને મંદિરે જવાની તીવ્ર ઇચ્છા પ્રગટી તેણે બીરબલને કહ્યું જો એમ છે તો આપણે તેને મદદ કરવી જોઈએ. બીરબલ હાવકુ મુખ રાખી બોલ્યો જી, હજુર ! આપ નામદારનું કહેવુ સાચુ છે. એવાં સારાં માણસોની ખબર લેવી એ આપના જેવા નેક બાદશાહની ફરજ છે.

તે પછી બીજે દિવસે સાંજે સાં આરતી વેળા છડી સવારીએ જવાનો નિશ્ચય થયો ને તે બાઈને આપવાના દ્રવ્ય તથા વસ્ત્રાદિકની ગોઠવણ કરવાની પણ બાદશાહે બીરબલને આજ્ઞા કરી

પણ તે વેશ્યાને બીરબલ બાદશાહના આગમનના સમાચાર ખાનગી રીતે આપ્યા, ને જોઈતી સર્વપ્રકારની તૈયારી કરી રાખવાની, તેમજ નિત્યના કરતા પૂજા–આરતી વિશેષ આકર્ષક રીતે કરવાની પણ સૂચના કરી. વેશ્યાએ કહ્યું શ્રીપ્રભુ દયાથી એમાં કશી ન્યૂનતા નહિ રહે એતો એનો ધંધોજ હતો. "પરધન પરમન હરનકો, વેશ્યા બડી પ્રવીણ."

બીજે દિવસે બાદશાહ બીરબલ સાથે ગુપ્તપણે વેશ્યાના મંદિરપર ગયા, ને પોતાની છબીની પૂજાવિધિ તથા ત્યાંનો સર્વ પ્રકારનો ઠાઠમાઠ, ને વેશ્યાના મનનો ભક્તિભાવ જોઈ ચકિત થઈ ગયા. પૂજા–આરતી પૂરી થયા પછી વેશ્યાએ બાદશાહનો હારતોરા, પ્રસાદ આદિથી સત્કાર કર્યો, ને બહુ વિનયભાવથી ઉપકાર માનતાં તે બોલી કે, આજે ઘણે દિવસે દર્શન આપી આપ નામદારે આ દાસીની મનકામના પૂર્ણ કરી છે મારા જીવનનો આજનો દિવસ ધન્ય છે. પરમકૃપાળુ પરમાત્માની મોટી કૃપાવિના આવો રૂડો પ્રસંગ ક્યાથી પ્રાપ્ત થાય ? કે આપના જેવા બાદશાહ આ ગરીબની ઝૂંપડીપર પગલા કરવાની કૃપા કરી તેને પાવન કરે ? પશ્ચાત્ બાદશાહ તરફથી આપવાનુ દ્રવ્ય તથા વસ્ત્રાદિક બીરબલે તે બાઈને આપ્યાં ને તેણે તે મસ્તકે ચડાવી આભાર માન્યો. બાદશાહ રવાના થયા ને માર્ગમાં બીરબલને વાત કરી કે આ બાઈ તો કોઈ દેવી જેવી જણાય છે આપણે તેને તેની ભક્તિના પ્રમાણમાં કાંઈ આપ્યું નથી તેને તેના ને મંદિરના નિભાવને માટે કાંઈક ગામગરાસ આપવા જોઈએ. બીરબલે પોતાના હાથ બાંધી અતિ નમ્રપણે બાદશાહની ક્ષમા માગતા વિનય કર્યો કે જહાંપનાહ ! એટલું બધુ કરવાની જરૂર નથી. પશ્ચાત્ પાંચ છ માસ પહેલાં થયેલી વાતની યાદી આપતાં બીરબલે કહ્યું કે આ બાઈ તો વેશ્યા છે, પણ જો તેણે આપની છબીની પૂજા કરી, તો આપે તેને ઘેર જઈ દર્શન આપવા કૃપા કરી, મહાત્મા તુલસીદાસજીએ રામાયણમાં કહ્યુ છે કે'— "જેજે ઇચ્છા હોત મનમાંહી રામ કૃપા કછુ દુર્લભ નાંહી." તેની આજ મને પ્રત્યક્ષ ખાત્રી થઈ

પ્રભુની મૂર્તિની અંતઃકરણના ખરા ભાવથી પૂજા કરવાથી પરમદયાળુ પ્રભુ પોતાનાં ભક્તને પોતાનાં સાક્ષાત્ દર્શન આપવા કૃપા કરે છે. જો આપે એ અજાણી બાઈને દર્શન આપ્યાં, તો પ્રભુ પોતાના ભક્તને દર્શન કેમ ન આપે?

બીરબલની એ વાત સાંભળી બાદશાહ તેના પર બહુ પ્રસન્નતા દર્શાવતા બોલ્યા' બીરબલ તારુ કહેવું મને સાચું લાગે છે. પ્રભુ તેની મૂર્તિની પૂજા કરવાથી ખરા ભક્તને દર્શન આપે એ વાતમાં મને હવે સંશય નથી પશ્ચાત્ એ વેશ્યાને યોગ્ય બક્ષીશ આપવામાં આવી, તથા બીરબલને થયેલો ખર્ચ તેમજ વિશેષ ઉંચા પ્રકારનું ઇનામ આપવામાં આવ્યું

મૂર્તિપૂજા એ સનાતનધર્મનું એક અગત્યનું અંગ છે કર્મકાંડ, ભક્તિને યોગસાધનમાં એનો ખાસ કરીને ઉપયોગ છે. મતલબ કે પરમાત્માની ઉપાસના કરવામાં મૂર્તિપૂજાથી ઘણી સરળતા થાય છે, એટલું જ નહિ પણ સ્પષ્ટ કહેવું હોય તો કહી શકાય કે આરંભમાં ધર્મ સાધવાના પ્રથમ પગથીઆરૂપે ઘણા અથવા લગભગ બધા જિજ્ઞાસુઓને મૂર્તિપૂજાવિના ચાલે તેમ નથી. મનુષ્ય પોતે મૂર્તિરૂપ છે તેથી તેને પરમેશ્વરની મૂર્તિપૂજા બહુ અનુકૂળ આવે છે. મૂર્તિપૂજામાં નહિ માનનારાઓ પણ પ્રભુભક્તિ કરતાં મૂર્તિપૂજાને મળતાં સાધનોતરફ સ્વાભાવિક રીતે ખેંચાયા વગર રહેતા નથી સર્વવ્યાપક અનંત પરમાત્માની પૂજા મૂર્તિવિના કેવી રીતે થઇ શકે? ભક્તોને પોતાના ઇષ્ટદેવના પૂજન–અર્ચનમાં મૂર્તિવિના કેમ ચાલે? પાદ્ય, અર્ઘ્ય, સ્નાન, અભિષેક, ચંદન, પુષ્પ વગેરે ઉપચારો વ્યાપક ને નિરાકાર પ્રભુને શી રીતે અર્પણ થાય? શું એ બધું આકાશમાં ઉડાડે? યોગસાધનમાં તો ચિત્ત એકાગ્ર કરવામાટે મૂર્તિ-પૂજાની તથા મૂર્તિના ધ્યાનની અતિ અગત્ય છે વળી મૂર્તિપૂજા આદિવડે પરમાત્માની ઉપાસના કર્યાવિના પરમાત્માના વાસ્તવિક સ્વરૂપનુ-સચ્ચિદાનંદાદિરૂપ વ્યાપક સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર સહેલાઇથી આવતો નથી, એટલે જ્ઞાનમાર્ગમાં પણ સાક્ષાત્ નહિ તો પરંપરાએ પણ મૂર્તિપૂજાનો ઉપયોગ છે.

કોઈ શંકા કરે કે સચ્ચિદાનંદાદિ સ્વરૂપવાળા અનંત ને વ્યાપક પર-માત્માને મૂર્તિજેવડા માનીને તેમની પૂજા કરવી એ દોષવાળું કાર્ય નથી? તો તેના પ્રત્યુત્તરમાં કહેવાનું કે વેદાદિ સનાતનધર્મનાં શાસ્ત્રો પરમાત્માને મૂર્તિજેવા કે મૂર્તિજેવડા કહેતાં નથી, પણ વ્યાપક ને અનંતજ કહે છે પરમાત્માના એ વ્યાપક ને અનંત સ્વરૂપને અનુભવમાં ઊતારવાનું મૂર્તિપૂજાને તો તેઓ એક આરંભનું સાધન કહે છે, તેથી વ્યાપક ને અનંત પરમાત્માને મૂર્તિજેવા કે મૂર્તિજેવડા કલ્પીને તેમની પૂજા અર્ચા તથા ધ્યાન સ્મરણ આદિ કરવાં એમાં કોઇ દોષ નથી પણ લાભ છે. વળી કલ્યાણના શિખરે પહોંચવાનું એ પહેલું પગથિયું છે એ કારણે તો પૂજાનો પ્રત્યેક ઉપચાર અર્પણ કરતાં ૐ ભૂર્ભુવઃ સ્વઃ એ ત્રણ વ્યાહૃતિઓના ઉચ્ચારવડે પરમાત્માના વ્યાપક ને અનંત સ્વરૂપની સ્મૃતિ ઉપસ્થિત રાખવાની વ્યવસ્થા રાખેલી છે

## तुलसीदासजी

[ બાળકોને માટે ]

[ નિવેદક:-શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

તુલસીદાસજી એક મોટા મહાત્મા હતા તેઓ ઈશ્વરના મોટા ભક્ત પણ હતા.

તુલસીદાસજીના ઈશ્વર રામ હતા, આથી તેઓ સદા રામના ગુણ-ગાન કર્યા કરતા હતા.

તુલસીદાસજી કાશીમા તથા અયોધ્યામાં વારાફરતી નિવાસ કર્યા કરતા હતા-એટલે રહેતા હતા તથા તેમણે આખા હિંદુસ્તાનની યાત્રા પણ કરી હતી એટને રામેશ્વર, જગન્નાથપુરી, દ્વારકા, બદ્રીનારાયણ જનકપુર વગેરે યાત્રાધામોના દર્શન પણ કર્યા હતાં.

તુલસીદાસજી સર્વ સ્થળે રામ-ભક્તિનો પ્રચાર કર્યા કરતા હતા

પહેલાં હિંદીભાષામાં રામાયણ નહોતા, તેથી તુલસીદાસજીએ હિંદી ભાષામાં એક રામાયણ લખ્યાં.

આ રામાયણનું નામ "રામચરિત-માનસ" છે

આ રામાયણ બહુ સારા છે-સુંદર છે. તેમાં-રામચંદ્રજી ભગવાનના [ લીલા જીવનનું ] જીવન-ચરિત્રનું વર્ણન છે તથા બીજી ઘણી ઘણી સારી વાતો પણ છે.

તુલસી-રામાયણનો પ્રચાર આખા હિંદુસ્તાનમા છે અને તેથી તુલસીદાસજીનું નામ પણ સર્વે ઠેકાણે ફેલાઈ ગયું છે-પ્રસિદ્ધ થઈ ગયુ છે

તુલસી-રામાયણ વાંચીને કે સાંભળીને બધા લોકો બહુ પ્રસન્ન થાય છે સામાન્ય ભણેલા લોકો પણ તુલસી-રામાયણ વાંચી-સમજી શકે છે

તુલસી રામાયણની ભાષા સરલ, સુંદર ને મીઠી છે, તેથી ગામડાંઓના લોકો પણ આ તુલસીકૃત રામાયણનું પઠન-પાઠન ને ગાન બહુ ભાવપૂર્વક કરે છે

તુલસી-રામાયણમાંથી નમુનારૂપે બે પંક્તિઓ નીચે લખી છે તે કેવી સુંદર છે—!

રઘુકુલ રીતિ સદા ચલિ આઈ।
પ્રાણ જાહિ અરુ બચન ન જાઈ॥

——[ * ]——

## अड़वुं के न अड़वुं ?

[ લેખક:-શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

અડવું કે ન અડવું-એ પ્રશ્ન છે અડવું એટલે સ્પર્શ કરવો-એ ચામડીનો સ્વભાવ છે-સ્પર્શનું "જ્ઞાન ચામડીથી થાય છે એટલે સ્પર્શની ઇંદ્રિય ચામડી છે

સ્પર્શનો ધર્મ વાયુમા પણ છે-એટલે-તેટલે અંશે ચામડી ને વાયુમાં સામ્યતા છે

સ્પર્શની અસર ચામડીને થાય છે એ તો પ્રત્યક્ષ છે

લોહીને પણ સ્પર્શની અસર થાય છે-એ પણ જીવાણુ વિદ્યાથી સિદ્ધ છે

પ્રાણને પણ સ્પર્શની અસર થાય છે એ યોગશાસ્ત્રનો સિદ્ધાંત છે અને યોગસિદ્ધોનો સ્વાનુભવ છે.

ખાજવણી નામની વનસ્પતિ ચામડીને અડે તો તરત ખરજ આવવા લાગે છે ખસ, ખુજલી જેવા દરદ પણ ચેપી હોય છે-એટલે-સ્પર્શ કરવાથી લાગુ પડી જાય એવાં હોય છે.

કોલેરા, મરકી, ક્ષય જેવા દરદો પણ ચેપી ગણાય છે-કારણકે, તે દરદોનાં જીવાણુઓ સ્પર્શ કરનારના લોહીને ઝટ અસર કરી દે એવા હોય છે

પ્રાણની પણ સારી માઠી અસર થાય છે પરંતુ તે અતિસૂક્ષ્મ હોવાથી વર્તાય

૧-૦-૦ શ્રી. શિવસિંહભાઈ
૦-૪-૦ ,, લીલાધરભાઈ
૨-૦-૦ ,, બેચાભાઈ સોની
૨-૦-૦ ,, બાબુભાઈ શેઠ
૧-૦-૦ ,, શિવલાલભાઈ
૦-૪-૦ ,, મૂળશંકરભાઈ
૧-૦-૦ ,, ઠાકુભાઈ
૧-૦-૦ ,, ભગવાનજીભાઈ
૧-૦-૦ ,, ગુણવંતસિંહજી
૧-૦-૦ ,, ભાનુપ્રસાદજી
૦-૮-૦ બેન સવિતાબેન
૨-૦-૦ શ્રી. હરજીવનદાસ શેઠ
૫-૪-૦ એક ભક્તજન
મુંબઈમાં શિવરાત્રિના મહાપૂજનની ભેટ:-
૫-૫-૩ એક ભક્તજન
૧-૦-૦ શ્રી. ગૌરીશંકરભાઈ
૧-૦-૦ ,, કરણસિંહભાઈ
૧-૦-૦ ,, દયાળસિંહભાઈ
૨-૦-૦ ,, હરજીવનભાઈ
૧-૦-૦ ,, શશીકુમારભાઈ
૧-૦-૦ ,, ભૂપેંદ્રભાઈ
૧-૪-૦ ,, રવજીભાઈ
૧-૦-૦ ,, રૂપસિંહજી
૧-૦-૦ ,, ભદ્રસિંહજી
૦-૮-૦ ,, પ્રાણજીવનદાસભાઈ
૦-૮-૦ ,, નિરંજનભાઈ
૦-૮-૦ ,, મહેશભાઈ
૧-૪-૦ ,, અર્જુનભાઈ
૧-૪-૦ ,, ચંદ્રસિંહભાઈ
૧-૦-૦ ,, ભાનુશંકરભાઈ
૧-૦-૦ ,, શિવસિંહજી
૧-૦-૦ ,, મોતીરામ
૧-૪-૦ બેન ગીતાબેન
૧-૦-૦ શ્રી. પ્રતાપસિંહભાઈ
-૦ ,, અરવિંદકુમાર
એક ભક્ત
બેચાભાઈ સોની

૦-૪-૦ શ્રી. મણિશંકરભાઈ
૦-૪-૦ ,, વલ્લભદાસભાઈ
૧-૪-૦ ,, ભગવાનજીભાઈ
૨-૦-૦ ,, બાબુભાઈ શેઠ
૧-૦-૦ ,, છગનભાઈ
૧-૦-૦ બેન ગોદાવરીબેન
૧-૦-૦ ,, પ્રભાવતીબેન
૦-૮-૦ ,, સવિતાબેન
૧-૪-૦ ,, જશોદાબહેન
૦-૧-૬ પરચુરણ

× × × ×

૨-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૩-૧૨-૦ ચિ શિરીશના યજ્ઞોપવીત પ્રસંગે હા શ્રી. માણેકલાલ દામોદર દવે
૨-૦-૦ શ્રી. મોહનલાલ છોટાલાલ જંત્રાળ ચંદન ધરાવવા માટે
૫-૦-૦ શ્રી વામનરાય જટાશંકર-પાટણ
૦-૧૧-૩ મોજીદડ આનંદાશ્રમની ભેટ
૫-૧-૬ સીંણુદ્રા આનંદાશ્રમની ભેટ
૫-૪-૦ પ્રાણજીવન નરોત્તમદાસ-ભાવનગર
૯-૨-૦ અમદાવાદ આનંદાશ્રમ ભેટના
૧-૪-૦ શ્રી. ગોરધનજી ઓધવજી-બીલખા
૦-૫-૩ બ. દલપતરામજી
૫-૦-૦ શ્રી. ચમનલાલ વેણીલાલ દેસાઈ
૦-૮-૦ ,, કરશનદાસ હરજીનાં પત્ની-જૂનાગઢ
૧-૪-૦ સ્વ ગોમતીબાઈ
૧-૪-૦ સ્વ. દેવજી ગોરધન
૪-૦-૦ શ્રી ભીમજી ડાહ્યાભાઈ-પોરબંદર
૦-૫-૩ ,, વિશ્વનાથ માધવજી
૧-૦-૦ ,, દેવચંદ હમરાજ
૭-૦-૦ બેન સારીબેન
૦-૨-૯ પરચુરણ ભેટ
૨-૦-૩ કુતિયાણામાં ભેટના
૫-૦-૦ શ્રી. બેચર ભવાન-વરલા
૧૨-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી સેવા-પ્રવાસના
૨-૦-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી

૭-૮-૦ શ્રી. લક્ષ્મીદાસ મોહનલાલની કંપની
દા. શ્રી લક્ષ્મીદાસ હંસરાજ તરફથી
રુદ્રાભિષેક ૧ માસના પૂજાપાના
૦-૪-૦ મંદિરેથી ભેટના
૬-૦-૦ શ્રી. મગનદાસ માધવલાલ નિલદાન
૧-૧-૦ „ મૂળશંકર માવજી-વંથલી
૧-૪-૦ બેન શાંતિબેન-જૂનાગઢ
૧-૦-૦ શ્રી. નર્મદાશંકર નથુભાઈ
૦-૧-૯ પરચુરણ
૫-૪-૦ શ્રી ભીમજી દેવજી-ખેરાસા
૧-૫-૦ „ દેવશંકર શ્યામજી-ભીંડોરા
૫-૦-૦ „ હરિલાલભાઈ મામલતદાર-રાજકોટ

(ચૈત્ર માસ)

૧-૪-૦ શ્રી. જેરધનદાસ જસરાજ
૫-૫-૩ એક ભક્તજન-મુંબઈ
૧-૦-૦ શ્રી. ગૌરીશંકરભાઈ
૫-૦-૦ „ ગગજી ભધર્મ
૧-૦-૦ „ ટોકરશીભાઈ
૨-૦-૦ „ હરજીવનદાસભાઈ
૧-૦-૦ „ નરેન્દ્રસિંહજી
૧-૦-૦ „ ઉપેંદ્રસિંહજી
૦-૮-૦ „ મહેશભાઈ
૧-૦-૦ „ રૂપસિંહજીભાઈ
૧-૪-૦ „ ચંદ્રસિંહભાઈ
૧-૦-૦ „ શિવસિંહજી
૧-૦-૦ „ ભાનુશંકરભાઈ
૧-૦-૦ „ શંકરસિંહભાઈ
૦-૮-૦ બેન સવિતાબેન
૦-૮-૦ „ લલિતાબેન
૦-૪-૦ શ્રી. લીલાધરભાઈ
૫-૦-૦ સ્વ. રતનજી રાજી લાખાણી
૫-૦-૦ શ્રી. મોહનલાલ મૂળજી-મુંબઈ
૦-૪-૦ બેન ભાનુમતિ છોટાલાલ
૦-૧-૬ „ હંસા પ્રભાશંકર
૦-૨-૬ એક વ્યક્તિ દા નથુરામભાઈ

૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ-પંડિયા
૦-૪-૦ „ પરેશ હાથા માણ
૦-૨-૦ „ અં. ભા ત્રિવેદી
૨-૦-૦ „ કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
રામનવમીની ભેટના
૦-૧૧-૦ મંદિરેથી પરચુરણ
૧-૦-૦ અં ભા ત્રિવેદી
રામનવમીની પૂજન ભેટ:—
૧-૪-૦ શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શ્રી. દયારામ મૂળજી
૦-૪-૦ „ અંબાશંકર નાનજી જોષી
૦-૫-૦ „ નર્મદાશંકર પચોળી
૦-૫-૩ „ દેવશંકર મોરારજી
૦-૪-૦ „ રતિલાલભાઈ
૧-૦-૦ બેન મણિબેન-જોરાવરનગર
૦-૨-૦ શ્રી હરગોવિંદ રામજી
૦-૨-૦ „ મગનલાલ રામજી
૦-૨-૦ બેન જમનાગૌરી જીવરામ
૦-૨-૦ „ ચંદ્રપ્રભા અંબાશંકર જોષી
૦-૨-૦ વિ. ઉમેદલાલ
૦-૪-૦ બેન ત્રિવેણીબાઈ
૦-૨-૬ શ્રી અનંતપ્રસાદ તથા બેન સમરતી
૦-૨-૦ બેન માનબાઈ
૦-૪-૦ „ કાશીબેન નરભેરામ
૦-૧-૬ આરતીમાં

x x x x x

૦-૨-૦ શ્રી હરિલાલભાઈ
૦-૪-૨ બેન કસ્તુરબેન વ્યાસ
૦-૮-૦ „ હેમાબેન-કાથરવાળાનાં પત્ની
-ભીલખા
૦-૮-૦ બેન મોતીબાઈ-ભીલખા
૦-૮-૦ „ માકબાઈબેન-ભીલખા
૦-૨-૦ પરચુરણ
૫-૦-૦ શ્રી. સુંદરજી બહેચરભાઈ-માંગરોળ
૦-૮-૦ „ લીલુબા આનંદાશ્રમમાં ભેટના
૦-૧૧-૬ „ મોણકા આનંદાશ્રમમાં ભેટના





Reg. No. B. 3087.

સને ૧૯૪૯ તા. ૨૫ મે

## મહાપૂજન-સમાચાર

જેઠ સુદ ૯ રવિવાર તા ૫-૬-૪૯ સવારના સ્ટા. ટા ૧૦ થી ૧૧ (ગંગા-દશરા નિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન થશે.

લિ શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈ

——[ * ]——

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(સૌરાષ્ટ્ર)
તરફથી
પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O Bilkha (Saurashtra-India)

| | |
|---|---|
| ૨૧-૪-૦ | શ્રીઅમદાવાદ આનંદાશ્રમમાં આવેલી ભેટના હા. શ્રી જયશંકરી મયાગમ ભટ ચૈત્ર સુદ ૧૪ |
| ૨-૦-૦ | શ્રી રવજી શામજી-બીલખા |
| ૨-૦-૦ | ,, રમણિકલાલ ત્રિભુવન દવે |
| ૫-૦-૦ | ,, કલ્યાણજી કાલિદાસ-ભાણવડ |
| ૧-૪-૦ | ,, મૂળજી પ્રાગજી-મોરબી |
| ૨-૦-૦ | જેતપુર કન્યાશાળાના બહેનો |
| ૧-૦-૦ | શ્રી છગનલાલ મગનલાલ |
| ૫-૦-૦ | ,, વિનોદરાય વસંતરાય-અમદાવાદ |
| ૧-૦-૦ | શ્રી દેવશંકરભાઈ-બીડીંગ |
| ૨-૦-૦ | ,, નંદલાલભાઈ |
| ૦-૨-૦ | ,, મૂળશંકરભાઈ |
| ૧-૪-૦ | ,, જટાશંકર જગજીવન-જૂનાગઢ |
| ૧-૦-૦ | ,, હરજી મનજી |
| ૧-૪-૦ | ,, કરશનદાસભાઈ-જૂનાગઢ |
| ૧-૪-૦ | ,, મગનદાસ માધવલાલ-અમદાવાદ |
| ૩-૦-૦ | ,, પ્રાગજી ધનેશ્વર |
| ૧-૦-૦ | ,, પ્રતાપરાય તથા વસંતરાય |

——[ * ]——

વર્ષ ૧૭ મું

વૈશાખ

અંક ૧૨

સંવત્ ૨૦૦૫

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો બીલખા

प्रशान्तेः परिवाहोऽयम् श्रीमन्नाथसुखाश्रमे ।
प्रशान्तवाहितावृत्तेर्यस्मिन् मज्जन्ति योगिनः ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના આનંદાશ્રમમાં સર્વત્ર વહી રહેલો પ્રશાંતિનો આ પ્રવાહ, જેમાં યોગીઓ આશીખ સ્નાન કરે છે તે પ્રશાંત-વાહિતાવૃત્તિની પ્રશાંતિનો છે

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | વૈખરીને શાંત થવાનો આદેશ. | ૧૭૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૭૪ |
| ૩ | યોગસૂત્રો. | ૧૭૫ |
| ૪ | સાંપડેલું. | ૧૭૭ |
| ૫ | એક સ્પંદન | ૧૭૯ |
| ૬ | શ્રીગુરૂપૂર્ણિમા મહાપૂજન | ૧૮૦ |
| ૭ | શ્રીનાથસુબોધમાળા. | ૧૮૦ |
| ૮ | બીલખા–આનંદાશ્રમ નિવાસીકા પ્રવાસ | ૧૮૨ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૮૪ |
| ૧૦ | સેવા-પ્રવાસ | ૧૮૫ |
| ૧૧ | વિજ્ઞપ્તિ. | ૧૮૫ |
| ૧૨ | શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈની ધાર્મિક પ્રવૃત્તિ. | ૧૮૬ |
| ૧૩ | ખેદજનક અવસાન | ૧૮૭ |
| ૧૪ | પરચુરણ ભેટ | ૧૮૭ |
| ૧૫ | પ્રભુને વિનતિ. | |


——[ * ]——

## સૂચન

આ માસિક દરમાસની ૨૫મી તારીખે પ્રસિદ્ધ થાય છે.

આ તારીખ પછી આઠ દિવસની અંદર જો અંક ન મળે તો પોતાના ગ્રાહક નંબર સાથે નીચેના સ્થળે લખવાથી યોગ્ય કરવામાં આવશે.

વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર )

## જરૂરી

સૂચના—લેખસંબંધી અને માસિક સંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ–માંગરોળ–સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રીભગવતસિંહજી ઍલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ. માલિક, પારેખ દેવાનંદ કાનજીભાઈ–ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૭ મું ] સંવત્ ૨૦૦૫ વૈશાખ [ અંક ૧૨ મો

## वैखरिने शांत थवानो आदेश

વૈખરિ ! તું નહિ શાંત ભયી. ટેક
બહુત બહુત ઉપદેશ કિયા તોઉ,
નહિ સમઝત અપની કુટેવ અહી. વૈખરિ.
શ્રોતા મિલે તબ તું બક ઊઠે, વિવેક વિચાર ત્યજી. વૈખરિ. ૧
અગ્નિદેવકા સ્વભાવ ગ્રહન કર, નિશદિન દહત થકી વૈખરિ. ૨
શાસ્રગુરુકા વચન ન માનત, દુરાગ્રહ હઠસેં ભરી. વૈખરિ. ૩
મધ્યમા બાચા સાધુજનોકી, પશ્યંતિ દેવી ખરી વૈખરિ. ૪
પરા ઇશકી કહાવત ભાષા, અષ્ટમ નાદ લઈ. વૈખરિ. ૫
પરાત્પરકા પથિક જનોકું, બકવાદ વિન સહી વૈખરિ. ૬
અબ શાંત હો છોડ ચપળતા, નાથ સુબોધ ગ્રહી. વૈખરિ. ૭

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ઉડ્ડીયાનબંધ, જાલંધરબંધ ને ભસ્ત્રિકાપ્રાણાયામ જો અનુકૂળતા હોય તો સવારસાંજ કરવા

પશુપાલન કરી દૂધ, ઘી, દહીં ને છાશ વેચવાનો ધંધો બ્રાહ્મણને માટે નિષિદ્ધ છે. એ ધંધામાં લોભને વશ થઈ ઘાલમેલ કરવાના પ્રસંગ ઉભા થવાનો સંભવ હોવાથી એ ધંધો બ્રાહ્મણને માટે નિષિદ્ધ કહેલો છે. ક્ષત્રિય આપત્તિકાલમાં તે ધંધો કરી શકે વૈશ્યને તેવો ધંધો કરવામાં બાધ નથી. એ ધંધો કરનારે બની શકે તેટલી પ્રામાણિકતા જાળવવી જોઇએ

ચોમાસામાં સંન્યાસીને, બ્રહ્મચારીને તથા સાધુને બે માસ વા ચાર માસ એક સ્થળે રહેવાનું વિધાન શાસ્ત્રે નીચે જણાવેલા કારણથી કર્યું છે:—

ચોમાસામાં ઉત્પન્ન થતા ક્ષુદ્ર કીડાઓની હિંસા ન થાય, વર્ષાઋતુમાં પ્રવાસ કરવાથી થતી પ્રતિકૂળતા ન વેઠવી પડે, પોતાનો શાસ્ત્રસંબંધી ને સાધનસંબંધી અભ્યાસ સારીરીતે કરી શકાય, અને તે ગામના કે નગરના અધિકારીજનોને શાસ્ત્રાદિનો ઉપદેશ સારીરીતે કરી શકાય

પરમાત્માની પ્રસાદીનું નામ પડ્યુ એટલે આસ્તિક મનુષ્યે તે ભાવપૂર્વક લેવી જોઇએ. પ્રસાદીનું બાહ્યસ્વરૂપ જોવાનું નથી, પણ તે વડે અંતઃકરણની શુદ્ધિનો મુખ્ય હેતુ ધ્યાનમાં રાખવાનો હોય છે. " આવી પ્રસાદી હું નહિ લઇ જાઉં " એમ બોલવું એ આસ્તિક મનુષ્યને માટે પાપરૂપ છે.

ચિત્તશાસ્ત્ર-માનસશાસ્ત્ર, ચારિત્ર્યમીમાંસા અને તત્ત્વમીમાંસામાટે પાતંજલયોગદર્શન, સાંખ્યદર્શન અને વેદાંતદર્શન વિચારવાયોગ્ય છે.

ભિન્નભિન્ન દેવદેવીઓનાં દર્શન અને ભાવના કરવાને બદલે ઉત્તમ જિજ્ઞાસુએ પોતાના ઇષ્ટદેવનાં દર્શન અને પોતાના ઇષ્ટદેવની ભાવના કરવાં એ ઉત્તમ છે.

પોતાના સદ્ગુરુશ્રીનો દિવ્યસંદેશ પ્રત્યેક દેશમાં ને પ્રત્યેક વ્યક્તિને મળે એવો પ્રયત્ન કરવો એ ઉચ્ચકોટિની ગુરુસેવા ગણાય

કોઇનો જીવનવૃત્તાંત લખનારે જેમનો જીવનવૃત્તાંત લખવો હોય તેમની સાથે લાંબો કાલ રહેવું જોઇએ, તેમના ભાવોને ને તેમની પ્રવૃત્તિઓને સૂક્ષ્મદૃષ્ટિથી જાણવા જોઇએ, અને તે ઉપર શાસ્ત્રીયરીતે વિચાર કરવાનું બલ મેળવવું જોઇએ

પોતાના સદ્ગુરુનું માનસિકપૂજન કરી શકાય

જો હવિષ્યાન્નવડે વૈશ્વદેવ ન જ થઈ શકે તો જલથી વૈશ્વદેવ થાય. તેમાં ત્રભાણીમાં રહેલા પવિત્ર જલને અગ્નિ કલ્પાય, ને પંચપાત્રમાં રહેલા પવિત્ર જલને હવિષ્ય કલ્પાય, ને તેની આહુતિઓ અપાય.

શાસ્ત્ર વિચારથી અને પ્રભુના સૌંદર્યસારનિધિસ્વરૂપમાં મનને સ્થિર

રાખવાથી પ્રભુશ્રીનો અગાધ મહિમા સમજવા મન સમર્થ થાય છે.

ઈષ્ટદેવનું સ્મરણ, પૂજન ને ધ્યાન કરતાં તેઓશ્રીની મૂર્તિનું દર્શન થાય, અને પછી તેમના તેજોમય સ્વરૂપનું દર્શન થાય તે ક્રમથી ઉત્તમ ગણાય છે. શ્રીશંકરનું દક્ષિણામૂર્તિસ્વરૂપે અથવા તેજોમય બાણસ્વરૂપે દર્શન થાય તે ક્રમથી ઉત્તમ ગણાય છે.

શ્રદ્ધા, ઉમંગ ને વ્યવસ્થાથી સાધન કરતા રહેશો તો પરમાર્થમાં આગળ વધશો.

વિવેક, વૈરાગ્ય, શમ, દમ ને સહનશીલતા રાખી મનની અખંડ પ્રસન્નતા જાળવશો.

કોઈપણ નિમિત્તે મગજ, જ્ઞાનતંતુ, ગતિતંતુ ને રુધિરને તપવા દેશો નહિ.

"मन्मना भव" "यत्करोषियदश्नासि" ને "सर्वधर्मान्परित्यज्य" એ શ્રીભગવદ્‌ગીતાના શ્લોકોના અર્થનું મનન અને અનુસરણ કરવા પ્રયત્નશીલ રહેશો.

" हृदयात्संपरित्यज्य सर्वमेव महामतिः ।
यस्तिष्ठति गतव्यथः स मुक्तः परमेश्वरः ॥ "

( જે મોટી બુદ્ધિવાળો પુરુષ સર્વદૃશ્યનો હૃદયથી સારી રીતે પરિત્યાગ કરીને વ્યથા વિનાનો રહે છે તે મુક્ત છે તે પરમેશ્વર છે. ) (ચાલુ)

---

## योगसूत्रो

[ લેખકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસધાન ગત અંકના પૃ૪ ૧૬૨ થી )

### अभावप्रत्ययालंबना वृत्तिर्निद्रा ॥ १० ॥

ગુર્જરી—અભાવરૂપ પ્રત્યયના આલંબનવાળી વૃત્તિને નિદ્રા કહેવામાં આવે છે.

પદબોધિની—कार्यंप्रति अयते गच्छतीति प्रत्यय कारणं । કાર્યપ્રતિ અયન કરે છે એટલે જાય છે તેથી કારણ પ્રત્યય કહેવાય છે. अभावे जाग्रतस्वप्नवृत्तीनां मविलये कारणं तमः । અભાવમાં એટલે જાગ્રત્ તથા સ્વપ્નની વૃત્તિઓના વિલયમાં કારણ તમોગુણ છે. तदेवालंबनं विषयो यस्याः सा तथोक्ता वृत्ति निद्रेत्युच्यते ॥ १० ॥ તે તમોગુણજ જેનું આલંબન એટલે વિષય છે એવી આ સૂત્રમાં કહેલી વૃત્તિ નિદ્રા કહેવાય છે

ભાષ્ય —अभावप्रत्ययालंबना वृत्तिर्निद्रा । અભાવરૂપ પ્રત્યયના આલંબનવાળી વૃત્તિ નિદ્રા કહેવાય છે. सा च प्रबोधे प्रत्यवमर्शात् प्रत्ययविशेष । જાગ્યા પછી ને ભુલાઈ ગયેલી ન હોવાથી તે એક પ્રકારની વૃત્તિ છે. कथं । જાગ્યા પછી એ વૃત્તિ ભુલાઈ ગયેલી નથી હોતી એમ કેમ જાણવું તે કહેતા કહે છે કે सुखमहमस्वाप्सं प्रसन्नं मे मनः प्रज्ञां मे विशारदी करोति । હું સુખે સૂતો હતો. મારું પ્રસન્ન મન મારી મતિને

સ્મરણ કરે છે. दुःखमहमस्वाप्सं स्त्यानं मे मनो भ्रमत्यनवस्थितं। હું દુઃખમાં સૂતો હતો. મારુ જડ ને આકુળ મન ભમે છે. गाढंमूढोऽहमस्वाप्सं गुरूणि मे गात्राणि क्लान्तं मे चित्तमलसं मुषितमिव तिष्ठतीति। હું મૂઢ થઈને ગાઢી નિદ્રામાં સૂતો હતો મારાં ગાત્રો ભારે થઈ ગયાં છે. મારુ ચિત્ત થાકેલું, આળસવાળું ને જાણે હરાઈ ગયા જેવું થઈ ગયુ છે એમ खल्वयं प्रबुद्धस्य प्रत्यवमर्शो न स्यादसति प्रत्ययानुभवो ચિત્તની વૃત્તિનો જો એ અનુભવ ન હોય તો જાગેલાને આવુ સ્મરણ નક્કી ન થાય. तदाश्रिता स्मृतयश्च तद्विषया न स्युः। અને એ અનુભવને આશરે રહેલી તથા એ અનુભવને વિષય કરનારી આવી સ્મૃતિઓ ન થાય. तस्मात् प्रत्ययविशेषो निद्रा। માટે નિદ્રા એક પ્રકારની વૃત્તિ છે. सा च समाधावितरप्रत्ययवन्निरोद्धव्येति ॥१०॥ અને સમાધિના લાભ માટે બીજી વૃત્તિઓની પેઠે તે પણ નિરોધ કરવાજેવી છે.

અનુવાદ—આ સૂત્રમાં નિદ્રા નામના ચિત્તની વૃત્તિના ચોથા ભેદને કહેલો છે.

ચિત્તની વૃત્તિના આલંબનનો વિષય પ્રત્યય કહેવાય છે .

ચિત્તની એક વૃત્તિ જાગ્રતઅવસ્થામાં જણાતા સર્વે પ્રાણિપદાર્થોના અભાવને તેના આલમ્બનનો વિષય કરી સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થાને ભોગવે છે. તેથી જેમાં પુરુષનો પોતાનો પણ સમાવેશ થાય છે એવા જાગ્રતઅવસ્થાના સર્વે પ્રાણિપદાર્થોના અભાવને પુરુષના ચિત્તની વૃત્તિ જ્યારે તેના આલમ્બનનો વિષય કરે છે ત્યારે તે અભાવ ચિત્તની વૃત્તિનો પ્રત્યય થયો કહેવાય છે પુરુષના ચિત્તની વૃત્તિ જ્યારે આ અભાવરૂપ પ્રત્યયનું આલંબન કરી રહે છે વા જ્યારે પુરુષના ચિત્તની વૃત્તિ આ અભાવરૂપ પ્રત્યયના આલમ્બનવાળી થાય છે ત્યારે તે વૃત્તિને નિદ્રા કહેવામાં આવે છે

ચિત્તના સ્વભાવભૂત સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણમાંના તમોગુણથી અધિકતાથી ચિત્ત જ્યારે તમોગુણવડે ઘેરાઈ જાય છે ત્યારે જાગ્રતઅવસ્થાનાં સર્વે પ્રાણિપદાર્થોના અભાવની વૃત્તિ ઉપજે છે અને તમોગુણ ઓસરી જતાં ચિત્ત તમોગુણના ઘેરામાંથી મોકળુ થાય છે ત્યાંસુધી એ વૃત્તિ ટકી રહે છે

ચિત્ત તમોગુણવડે ઘેરાઈને પાછું મોકળુ થવાના સમયસુધી જાગ્રતઅવસ્થાનાં સર્વે પ્રાણિપદાર્થોના અભાવને પોતાનાં આલમ્બનનો વિષય એટલે પ્રત્યય કરી વૃત્તિ એ પ્રત્યયનુ આલમ્બન કરી રહે છે.

આ રીતના અભાવરૂપ પ્રત્યયના આલમ્બનવાળી વૃત્તિ નિદ્રાવૃત્તિ કહેવાય છે.

નિરોધના લાભ માટેના અભ્યાસક્રમમાં કોઈ પણ એકજ પ્રત્યયનું આલમ્બન બેથી અઢી કલાકસુધી કરી રાખવામાં આવે તો તે ધ્યાનની સંજ્ઞામાં પડે જ્યારે અભાવ પ્રત્યયનું આલમ્બન ત્રણ ચાર કે અધિક કલાકસુધીનું રહેવા છતા તે ધ્યાનની સંજ્ઞામાં પડતું નથી કારણ કે ધ્યાનમાં પ્રત્યયનું આલમ્બન ઐચ્છિક અને સ્વવશ હોય છે જ્યારે અભાવ પ્રત્યયનું આલમ્બન પરવશપણાનું અને અનૈચ્છિક હોય છે. અને ધ્યાનના પ્રત્યયનું આલમ્બન સત્ત્વોદ્રેકથી ઉપજેલું તથા સત્ત્વોદ્રેક કરનારુ હોય છે જ્યારે અભાવ પ્રત્યયનું આલમ્બન તમસ્નો ઉદ્રેકથી ઉપજેલું અને તમસ્નો ઉદ્રેક કરનારુ હોય છે એમ અભાવ પ્રત્યયનું આલંબન નિરોધના લાભમાં ઉપયોગી ન હોવાથી તેને ધ્યાનની સંજ્ઞા આપી શકાય નહિ.

સુષુપ્તિઅવસ્થામાં ચિત્ત તેના ઉપાદનકારણમાં લય પામે છે તેથી વા ચિત્ત,

કારણાકાર થાય છે તેથી તે સમયે ચિત્તની કોઇ વૃત્તિ થવાનો અથવા હોવાનો સંભવ નથી એના સંદેહને અવકાશ નથી

કૈવલ્ય સમયે ચિત્ત જેવું કારણાકાર થાય છે તેવું કારણાકાર ચિત્ત સુષુપ્તિસમયે થતું નથી કૈવલ્યમાં ચિત્ત સ્વરૂપથી કારણમા લય પામે છે. સુષુપ્તિમાં ચિત્ત વૃત્તિવડેજ કારણમા લય પામે છે. સ્વરૂપવડે નહિ. ચિત્ત સુષુપ્તિમા કારણાકાર થયુ હોય છતાં તે સ્વરૂપથી જેમનુ તેમ રહ્યુ હોય. કૈવલ્યમા ચિત્ત કારણાકાર થતાં ચિત્તના રૂપનું રહેતું નથી એમ હોવાથી સુષુપ્તિમાં ચિત્ત કારણાકાર થવાથી તે સમયે તેની કોઇ વૃત્તિ હોવાનો સંભવ નથી એ સંદેહવ્યર્થ છે.

સુષુપ્તિના આરંભમાં અભાવ પ્રત્યયનું આલમન કરી સુષુપ્તિ ટકે તેટલો સઘળો સમય વૃત્તિ એ પ્રત્યયનું આલમ્બન કરી રહે છે તેથી સુષુપ્તિના સમયનો સઘળો અનુભવ એ વૃત્તિને થાય છે. તમસવડે વૃત્તિ ઘેરાયેલી હોવાથી ધ્યાન સમયના અનુભવ જેવો સુષુપ્તિ સમયનો અનુભવ સ્પષ્ટ ન હોય તેથી તેની જાગ્યા પછી સ્પષ્ટ સ્મૃતિ ન હોય પણ અસ્પષ્ટ સ્મૃતિ હોય છે અને સ્મૃતિ અનુભવનીજ થાય છે માટે સુષુપ્તિના સમયે અનુભવ હોય છે અને અનુભવ વૃત્તિ વિના થતો સંભવે નહિ તેથી સુષુપ્તિના સમયે પણ વૃત્તિ હોય છે એવો નિર્ધાર થાય છે. એ અભાવ પ્રત્યયવાળી વૃત્તિને આ સૂત્રમાં નિદ્રા કહી છે.

અભાવ પ્રત્યયવાળી વૃત્તિનેજ સ્વપ્નઅવસ્થાનો પણ અનુભવ થતો હોવાથી સ્વપ્ન-અવસ્થાનો અનુભવ કરનારી વૃત્તિનો પણ આ નિદ્રાવૃત્તિમાં સમાવેશ થાય છે

જાગ્રતઅવસ્થાના સર્વે પ્રાણિપદાર્થોની વૃત્તિનો પ્રમાસંજ્ઞામા સમાવેશ થતાં ખરી પ્રમાનો પ્રમાણ નામના ભેદમા સમાવેશ કર્યો છે, ખોટી પ્રમાનો વિપર્યય નામના ભેદમા સમાવેશ કર્યો છે, તથા અવસ્તુભૂત પ્રાણિપદાર્થોની કલ્પનાવૃત્તિનો વિકલ્પ નામના ભેદમાં સમાવેશ કર્યો છે. આ નિદ્રા નામવાળા ભેદમાં સ્વપ્ન તથા સુષુપ્તિ સમયના સર્વે અનુભવોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ મૂર્છા મરણ ને સમાધિ એમ ચિત્તની ૭ અવસ્થા છે. મૂર્છાનો અરધો સુષુપ્તિમાં ને અરધો જાગ્રતમાં સમાવેશ થતો હોવાથી તેનો સ્વતંત્ર અવસ્થા રૂપે વિચાર થતો નથી. મરણ સમયે પણ ચિત્ત વૃત્તિવડેજ કારણાકાર થતું હોવાથી સુષુપ્તિની પેઠે મરણના સમયનો પણ અનુભવ હોય છે પણ વર્તમાન શરીરમાં એ પ્રસંગ આવતો ન હોવાથી તે સમયની વૃત્તિના નિરોધનો ઉપદેશ કરવામાં આવ્યો નથી.

વર્તમાન શરીરમાં જાગ્રત્ સ્વપ્ન ને સુષુપ્તિની સર્વે વૃત્તિઓનો નિરોધ કરી સમાધિ અવસ્થાનો લાભ મેળવવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે તે ઉપદેશને અનુસરીને જેઓ સમાધિનો લાભ વર્તમાન શરીરમાં મેળવી શકે છે તેમને મરણના સમયની વૃત્તિનો નિરોધ સહજ સિદ્ધ થાય છે.

——[ * ]——

## સાંપડેલું

[ સંપાદક—શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

[ નોંધ—હું-(દયાળસિંહ). પૂ ભ આત્મપ્રકાશજી ને શ્રી અંબાશંકરભાઈ ત્રિવેદી સેવા-પ્રવાસે નીકળ્યા ત્યારે લીંબુડા પણ ગયેલા લીંબુડામા આનંદાશ્રમ છે. લીંબુડામાં કૃપાનાથના ઘણાં ભક્તજનો રહે છે. ભક્તજનો લીંબુડાને 'ગોકળીયું'—ગોકુલ ગણે છે.

આ લીંબુડાના એક ભક્તજન તરફથી કૃપાનાથના કૃપા પ્રસંગોની ઘટના કાવ્યરૂપે મળેલી છે–તેને આધારે આ નીચે લખ્યું લખાણ લખાયું છે.

લીંબુડાના આ ભક્તજનનું ઘર, પેટારો આદિ જાતે જોવાનું અમને પણ મળેલું. ]

આ કાવ્યના લખનાર ભાઈ નાથાલાલ બ્રહ્મભટ્ટ છે–તેના માતુશ્રી ગોમતીબાઈએ પણ મુખથી રૂબરૂ આ કૃપાપ્રસંગો કહેતાં. તે ભાઈના પિતાશ્રી તુલસીદાસ હાલ હયાત નથી.

આ તુલસીદાસજીને આંખે ઝામરવા થયેલો–ખૂબ પીડા થાય–ક્યાંય ચેન પડે નહિ.

તે અરસામાં કૃપાનાથ લીંબુડા પધારેલા.

એટલે–તુલસીદાસજીએ પ્રાર્થના કરી કે:–" કૃપાનાથ ! આ સહન થતું નથી–આપશ્રી કૃપા કરો...! "

કૃપાનાથે સ્મિત કર્યું ને વદ્યા –" કાયર ન થાઓ–આસમાની રંગની શીશી કે શીશામાં પાણી ભરી રાખો–અને-તે પાણી આંખોને છાંટતા રહો–પાંચ દંડવતપ્રણામ કરવા શરૂ કરો ને પચીશસુધી પહોંચો–તેજ પ્રમાણે પાંચ માળા કરવી શરૂ કરો ને પચીશ સુધી પહોંચો–આ પ્રમાણે નિત્ય ચાર કલાક પ્રભુભજનમાં ગાળો–અને પછીજ કામધંધો કરો–પરમાત્મા પરમકૃપાળુ છે... ! "

કૃપાનાથે કરેલી આજ્ઞાના પાલનથી અને એઓશ્રીની કૃપાથી તુલસીદાસજીની પીડા મટી ગઈ.

નાથાલાલનાં માતુશ્રીએ કૃપાનાથને વિનતિ કરી કે:–" અમારા પેટારામાં તડાકા–ધડાકા બહુ થાય છે–તેના નિવારણ માટે કૃપા કરો... ! "

કૃપાનાથે પેટારા આગળ ઘીનો દીવો કરવાની આજ્ઞા કરી–પછી તેમને ઘેર કૃપાનાથની પધરામણી થઈ ત્યારે એ પેટારાપર કૃપાનાથની કૃપાદૃષ્ટિ પડી–ત્યારથી એ પેટારામાં થતા તડાકા–ધડાકા સદાને માટે બંધ થઇ ગયા–એની મુક્તિ થઈ ગઈ... !

આ પેટારો લાકડાનો બનેલો છે–એ લાકડું કોઈ વૃક્ષનું હોવુ જોઇએ–અને–વૃક્ષમા પણ ચેતન છે એ તો વિજ્ઞાનથી પણ સિદ્ધ થઇ ચૂકયુ છે.

વૃક્ષની ગણતરી ઉદ્‌ભિજ યોનિમા થાય છે–અને-કર્મસંજોગે જીવાત્માને વૃક્ષનો અવતાર પણ લેવો પડે છે

આથી અનુમાન થાય છે કે ઉપરોક્ત પેટારાના લાકડામા સૂક્ષ્મરૂપે રહેલો વૃક્ષનો જીવાત્મા દુઃખથી સીદાતો હોય અને પોતાની મુક્તિ માટે ધડાકારૂપે આર્તનાદ કરતો હોય–એ અરસામાં ધર્મકર્મસંજોગે કૃપાનાથ જેવા અવતારી મહાપુરુષની કૃપાદૃષ્ટિનો અલૌકિક લાભ તેને મળી ગયો–અને–સદાને માટે તેને શાંતિ મળી ગઈ... !

સદ્‌ગત ગંગાબ્હેન પોતાની હયાતી દરમ્યાન શ્રી, લીંબુડા–આનંદાશ્રમમાં નિત્ય સાંજે સત્સંગ કરાવતા–રક્ષા કરતા નાથાલાલનાં માતુશ્રી ગોમતીબાઈ પણ સત્સંગમાં જતાં.

એકવાર નાથાલાલના બાના કપાળમાં કંકુના ચાંદલાને સ્થાને કાજળની રક્ષા જોઈને બ્હેન હસ્યા કે– રક્ષા તો કાનની પાછળ થાય ..! "

આથી નાથાલાલના બા ભૂસવા લાગ્યાં–પણ, ભૂંસાય શાને ?–એ તો કાળા ડાઘ જેવું થઈ રહ્યુ

આ કાળું ચિહ્ન રહી ગયું એનું કારણ ભારે નજર કે દુષ્ટ દૃષ્ટિ છે–એમ નાથાલાલનાં ગોમતીબા માનવુ છે.

થોડા સમય પછી કૃપાનાથ લીંબુડા પધાર્યા ત્યારે નાથાલાલનાં માતુશ્રીએ આપશ્રીની સેવામાં વિનતિ કરી-એટલે સૂર્યનારાયણભગવાનને અર્ધ્યપ્રદાન કરીને તે પાણીવડે તે કાળા કોઢને છાંટવાની-ધોવાની કૃપાનાથે આજ્ઞા કરી-આથી એ કાળા કોઢનું નામ નિશાન રહ્યું નહિ-આ પણ કૃપાનાથની કૃપાનો પ્રભાવ...।

નાથાલાલ આગળ આગળ નિવેદન કરે છે-કરે જાય છે કે:—

"કૃપાનાથે તો મને ને મારાં બહેનને પણ બચાવ્યાં...!"

કૃપાનાથની કૃપાના પ્રસંગો કહેતાં પાર આવે એમ નથી...।

---

## एक स्पंदन

[ લેખક-શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

"ફૂક...ફૂર"-થઇ જાય ને મોટર ગાડી કેમેય કરી ચાલે નહિ-ખૂબ ફાંસ કરીને નિરંજન આખરે થાક્યો.

આથી-પછી-પાસે એક નાનું ગામ હતું તે તરફ ઉપડ્યો.

આ તરફના ગામ પ્રદેશમાં તે ઘણે વર્ષે આવ્યો-કારણકે, તે અમેરીકા ભણવા ગયો હતો.

આગળ આગળ ચાલતો ગયો તેમ તેમ તેને અસુખદ અનુભવ થતો ગયો.—

ગામની સીમ તો જાણે ખાવા દોડે તેવી-ખેતરો તો ઉજ્જડ વેરાન જેવાં-કૂવા તો ખૂબ ઉંડા ગયેલા-માણસો માયકાંગલા જેવાં-ગાયબળદ જાણે હાડપિંજર-આખું વાતાવરણજ ગુંગળાવી નાંખે એવુ...।

આ તરફ વરસાદ જ નહિ થયેલો-ચોકખો દુકાળજ હતો...।

ગામના બાળકો નાગાં રખડતાં હતાં-બાઇઓબહેનો પણ અર્ધનગ્ન દશામાં-ભાઇઓ પણ ચીંથરેહાલ...।

ગામ આખું ચેતનહીન લાગે...।

આ કરુણ દશ્ય અસહ્ય લાગ્યુ-એટલે-નિરંજન ભારે હૈયે પાછો ફર્યો.

પાછળથી ડ્રાઇવરે મોટર સમી કરી રાખેલી-એટલે-નિરંજન તેમાં બેસીને સડસડાટ સીધો સ્વસ્થાને પહોંચી ગયો.

ત્યારે સૂર્યાસ્ત થઇ ગયો હતો.

નિરંજનનું ઘર એટલે મોટો બંગલો-આસપાસ સુંદર બગીચો હતો-રંગબેરંગી સુગંધી ફૂલો મહેકી રહ્યાં હતાં ને જાતજાતનાં સ્વાદિષ્ટ ફળો લચી રહ્યાં હતાં-પાણીના નળ તો ચોવીશે કલાક આવ્યા કરે ને હોજમાં ફુવારા ઉડ્યા કરે-મનગમતું ભોજન ને મનગમતાં વસ્ત્ર મળે-ગાયભેંસનાં દૂધ ઘી મળે-સુવામાટે છત્રીપલંગ તૈયાર..!

આ બધું છતાં-આજે નિરંજનને ચેન નથી-એના અંતઃકરણમાં અનેરુ સ્પંદન શરુ થઇ ચૂક્યું છે....।

નિરંજનને ખાવાનું ભાવ્યુ નહિ-રેડિયાનું સંગીત કર્કશ લાગ્યુ-વીજળીના દીવા દાહક લાગ્યા-પોતાની સંપત્તિ ને સત્તા તરફ ઘૃણા છુટી...।

ઊંઘવામાટે ખૂબ મથ્યો-પણ-ઊંઘ શાની આવે?

તેને તો આખી રાત દુષ્કાળનાંજ સ્વપ્નાં આવ્યાં કર્યાં...।

આખરે-શ્રીઅંતર્યામીની કૃપાથી તેને 'ત્યાગ' ને 'સેવા'નું અંતસ્ફુરણ થયું-એટલે-શાંતિ થઈ....!

પછી-તો-નિરંજનને ગીતાનું રહસ્ય સ્પષ્ટ થવા લાગ્યું—

"पर्जन्यात् अन्नसंभव"-પરંતુ "यज्ञात् भवति पर्जन्यः"-માટેજ-યજ્ઞના યજનની બહુજ આવશ્યકતા ....!

યજ્ઞમાં અશ્રદ્ધા ને પ્રમાદ-તેનું પ્રત્યક્ષ ફલ દુષ્કાળ....!

પછી-તો -"देवान्भावयतानेन, ते देवाभावयंतु वः।"

આ ગીતાસૂત્ર નિરંજનના શ્વાસોચ્છ્વાસમાં ગુંજવા લાગ્યું-અને-તેને દુષ્કાળનિવારણનો સેવામાર્ગ મળી ગયો....!

---

## શ્રીગુરુપૂર્ણિમા મહાપૂજન

**સંવત્ ૨૦૦૫ના આષાઢ સુદિ ૧૫ રવિવાર તા. ૧૦ જુલાઈ ૧૯૪૯**

**મહાપૂજનનો સમય—સવારના ૮॥ થી શરુ થશે.**

આવતી આષાઢી પૂર્ણિમાના-શ્રીગુરુપૂર્ણિમાના-મહોત્સવસબંધે ભોજનની વ્યવસ્થાબાબતમાં ગયા ચૈત્રમાસના અને આ અંકના માસિકમાં વિજ્ઞપ્તિ છપાવવામાં આવી છે, પણ,—

૧ ભોજનનો કાર્યક્રમ બંધ હોવાના કારણે શ્રીગુરુપૂર્ણિમાના મહાપૂજનમહોત્સવમાં ભાગ લેવામાં કશી ન્યૂનતા ન થવી જોઈએ.

૨ સૌરાષ્ટ્ર સરકારના (પ્રજાસરકારના) એટલે આપણાજ કાયદાનું પાલન આપણે બરાબર કરવુ જોઈએ

૩ સત્યથી-આપણે જરાપણ વેગળા ન થવું જોઈએ

૪ એકજ દિવસનો પૂર્ણિમાનો મહોત્સવ ગણાશે

"कर्तव्यमेव कर्तव्यं प्राणैः कंठगतैरपि।
अकर्तव्यं न कर्तव्यं प्राणैः कंठगतैरपि॥"

પ્રાણ કંઠમા આવ્યા હોય તોપણ કર્તવ્ય કરવું, તેમજ પ્રાણ કંઠમા આવ્યા હોય તોપણ અકર્તવ્ય-ન કરવાયોગ્ય-નજ કરવું. એ શાસ્ત્રવચન પ્રત્યેક સમજુ મનુષ્યને માન્ય હોય તે સ્વાભાવિક છે

સત્યનું પાલન કરીને અને દુઃખવેઠીને પણ આપણે શ્રીગુરુપૂજનનો ને શ્રીગુરુઉપદેશનો લાભ લેવો એ આપણું કર્તવ્ય છે

——[ * ]——

## શ્રીનાથસુબોધમાલા

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

( સંવત્ ૨૦૦૫ના આષાઢી પૂર્ણિમાના પ્રસંગે )

દોહરા

આતમદષ્ટિ સ્થિર કરો, કરો વપુભ્રમ દૂર;
નામરૂપને દૂર કરો, જુઓ બ્રહ્મ ભરપૂર ૧
વિષયવાસના ત્યાગવી, રાખી વિમલ વિરાગ;
પ્રત્યક્ તત્ત્વ વિષે સદા, કરવો દઢ અનુરાગ. ૨

શ્રદ્ધાપ્રીતિ વધારીને, અંતર્દૃષ્ટિ કરાય;
તો બાહ્યદૃષ્ટિ શમી, અવિચલ શાંતિ પમાય ૩
વિવેકવિરતિ સુદૃઢ કરો, રાખો ધૈર્ય સદાય;
પૂરા જાગ્રત્ રહો સદા, જેથી શાંતિ પમાય. ૪
ધૈર્ય જાગૃતિ રાખવાં, કરવો દૃઢ સુવિરાગ,
ચ્યુત થવું ન સ્વરૂપથી, ધારી બોધ અથાગ ૫
ચૈત્ય ચિત્તથી ભિન્ન નહિ, ચિત્ત ન ચિત્‌થી ભિન્ન,
એક ચિતને અનુભવી, રે'વું તેથી અભિન્ન ૬
લોકોત્તર પ્રકાશ જે, અતિ શીતલ સુખરૂપ;
તે પ્રકાશમાં જે રહે, તેજ વિવેકી ભૂપ ૭
બહુ જન્મોથી જીવમાં, રહ્યો વિપર્યય ભાવ,
એક બ્રહ્મને અનુભવી, તેનો કરો અભાવ. ૮
પરાધીન મલિન ક્ષણિક, અંતે દુઃખમય જેહ,
તે સુખને નવ ઇચ્છવું, મૂકી ભ્રમ સંદેહ. ૯
સત્યને સદૈવ સેવવું, અસત્યને ન લગાર,
શુચિ શુભમા રત રહી સદા, ત્યજવું મલિન અસાર ૧૦
એકજ અદ્વૈત બ્રહ્મને, પ્રેમે જુઓ સદાય,
કલ્પિત દુઃખમય દૃશ્યને, સત્ય ન જુઓ જરાય. ૧૧
વિદ્યાથી અવિદ્યા તણો, જ્યારે નાશ કરાય,
તદા નામરૂપ દૂર થઇ, એક બ્રહ્મ દરશાય ૧૨
શ્રદ્ધા ધૈર્ય જાગૃતિવડે, જો દૃઢ બોધ કરાય,
તો દૃશ્યનો બાધ થઈ, શોક મોહ શમી જાય. ૧૩
અનવધિ પ્રીતિ બ્રહ્મમાં, જો દૃઢ સદા રખાય,
તોજ વિષયતૃષ્ણા શમી, સાચી શાંતિ પમાય ૧૪
આત્મ સ્વરૂપમાં સ્થિર રહી, લેવું સુખ અપાર;
દૃશ્યને સત્ય ન જાણવું, ભૂલે કદી ન લગાર ૧૫
મનવાણીને પાર જે, સાક્ષી શુદ્ધ સ્વરૂપ;
તે રૂપે જે રે' સદા, તેજ વિવેકી ભૂપ ૧૬
ગગનસમ રહેવું સદા, ત્યજી દેહ અભિમાન,
પૂર્ણબ્રહ્મને દેખવું, ભૂલી દૃશ્યનું ભાન ૧૭
બ્રહ્મનિષ્ઠ રે'વું સદા, દૃશ્યનિષ્ઠ ન કદાય;
બ્રહ્મનિષ્ઠ રે'વાવડે, શાંતિસુખ જળવાય ૧૮
પરમપ્રેમથી બ્રહ્મનું સ્મરણ ધ્યાન જો થાય,
તોજ વિષયતૃષ્ણા શમી, મન સુશાંત થઇ જાય. ૧૯

દૃશ્યના રાગદ્વેષથી, મન મલિન થઈ જાય;
દૃશ્યના દૃઢ વિસ્મરણવડે, મન રહે શુદ્ધ સદાય. ૨૦
મન તુર્યામાં રાખવું, રે'વું દૃશ્યને પાર;
સંકલ્પરહિત પદ અનુભવી, લેવું સુખ અપાર. ૨૧
ક્રિયા કારક ને ફલતણો, જ્યાં નહિ ભેદ લગાર;
જે અનંત સુખરૂપ વિભુ, તે જાણે ભવપાર. ૨૨
બરફ ગળે જ્યમ જલવિષે, ત્યમ મન બ્રહ્મમાંય;
જો ગળે તો તે બ્રહ્મ થઈ, ભટકે નહિ ભવમાંય. ૨૩
મનુષ્ય શરીર અનિત્ય ને, વૈભવ અનિત્ય ગણાય;
મૃત્યું સદા સમીપ ગણી, સેવો ધર્મ સદાય. ૨૪
અસાર આ સંસારમાં, જીવને રાગ જણાય;
તે રાગથીજ જીવનું, ભવમાં ભમવું થાય. ૨૫
નિરતિશય શુચિ સુખતણો, જ્ઞાની કરે ન ત્યાગ;
ક્ષણિક મલિન આનંદમાં, તે ન કરે અનુરાગ. ૨૬
ચિત્ત નયન ને વાણીને, જે રાખે અવિકાર;
તેજ બ્રહ્મને અનુભવી, પામે ભવનો પાર. ૨૭
હાડમાંસનો બ્રહ્મમાં, નહિ લેશ અવકાશ;
ઘોર તિમિરને દૂર કરી, નિરખો દિવ્ય પ્રકાશ. ૨૮.
મનનયનથી બ્રહ્મને, નિરખો વારંવાર;
વાચાએ બ્રહ્મને સ્મરે, તો સુખ થાય અપાર. ૨૯
કામદોષને દૂર કરે, મન રહે શુચિ સદાય;
જો મન રહે સદા શુચિ, તોજ બ્રહ્મ દરશાય. ૩૦

(ચાલુ)

॥ ॐ ॥

## बीलखा आनंदाश्रम निवासीका प्रवास

[ લેખક—શ્રી. અંબાલાલ તુલજારામ-જંબુસર ]

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने ।
व्योमवद्व्याप्तदेहाय तस्मै श्रीगुरवे नमः ॥

ભાવાર્થ—ઈશ્વર, ગુરુ, આત્મા એમ મૂર્તિના ભેદથી જેમનાં રૂપમાં ભેદ ભાસે છે એવા (પણ) મહાકાશની પેઠે વ્યાપક એવા દેહધારી તે શ્રી (નાથ) ગુરુજીને નમસ્કાર.

જે દિશાને વિષે ગુરુમહારાજ નિવાસ કરીને રહેતા હોય તેમનો ત્યાં આશ્રમ હોય તો તે દિશામાંથી જો પવન આવતો હોય તો તેનો ઉત્કૃષ્ટ મુમુક્ષુજન ઊભો થઇને આદરપૂર્વક ભેટો કરીને અતિપ્રસન્ન બનીને પોતાને અહોભાગ્ય માને છે, કારણકે ગુરુથી

અધિક તત્ત્વ તેને માટે આ વિશ્વમાં નથી જો પોતાના ગુરુઆશ્રમમાંથી પોતાના કોઈ ગુરુબંધુઓ પણ આવી મળે તો તેનો પણ મુમુક્ષુજન બહુરૂડી રીતે આદર અને સનમાન કરે. તેમના મુખથી શાંત થઈ ગુરુસદેશ વા પ્રશસા ભાવપૂર્વક શ્રવણ કરે તથા તેઓપાસેથી જ્ઞાન ધ્યાન શીખવાની કોશિશ કરે, તથા ધંધાખ્યાન દ્વારે મૂકી જનતાને તેમના પ્રવચનનો લાભ મળે તેમ ત્વરાંથી પ્રબંધ કરે આ તેની એક મહાન ફરજ છે તે અદા કરે.

શ્રીઆનંદાશ્રમમાંથી પ્રવાસે નીકળેલા ગુરુબંધુઓ—શ્રીમાન્ અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી તથા શ્રીમાન્ દયાળસિંહજી લાલસિંહજી અત્રે અમદાવાદ, મુંબઈ તથા સુરત થઈને વૈશાખ વદિ ૭-૮-૯ આ ત્રણ રોજ તેઓ જબુસર પધાર્યા હતા અને પબ્લીકમાં શ્રીગોપાલમંદિરમાં તેમના વ્યાખ્યાનપ્રવચન રાખવામા આવ્યાં હતાં. જંબુસરની જનતાએ સારો લાભ લીધો હતો એક વ્યાખ્યાન ઔર્વર્મપર એમણે શ્રીમત્સંગમંડળમાં આપ્યું હતું. પછી રાત્રે જાહેરમા જનતા ભેગી મળતા શ્રીસનાતનધર્મની શ્રેષ્ઠતા ઉપર અનેક પ્રમાણો આપી વ્યાખ્યાન કર્યું સાથે આપણી ફરજ ઉપર વિવેચન થયું. દિવસે કેટલાક સજ્જનોના પૂછવાથી પ્રાણાયામથી થતા ફાયદા એ વિષે શ્રીઅંબાશંકરભાઈએ યોગકૌસ્તુભ આદિ પ્રમાણો સહિત સમજાવ્યુ હતુ આ પ્રમાણે સૌને ધર્મલાભ થયો સૌ પ્રસન્ન થયા અને વધુ રોકાવા વિનંતિ કરી, પણ પત્રાદિ લખાઈ ગયા હોવાથી વૈશાખ વદિ ૧૦ને સવારે તેઓ આડળગામ જવા ઉપડી ગયા.

આવી રીતે જો બીજા સુશિક્ષિત બંધુઓ પણ વાનપ્રસ્થ થઈ પ્રચાર કાર્ય અવારનવાર કરતા રહે એ ઘણું ઇચ્છવા યોગ્ય છે. આપણામાના ઘણાં વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ ચારિત્રવૃદ્ધ બંધુઓ છે. તેમણે આ પ્રમાણે વિચરીને પોતાના બંધુઓને ધર્માદિમાં દૃઢ કરવાની ફરજ છે. તેઓ પોતાની આ ફરજ સમજે અને આચરણમા મૂકે એમ વિનંતિ કરવામાં આવે છે. બાકી તો.—

આયા સો જાયગા, રાજા રંક ફકીર,
કીતને સિંહાસન ચઢ ગયે, કીતને બાંધ ગયે જંઝીર.
કાલ કરે તો આજ કર, આજ કરો તો અબ,
અવસર બીત જાયગા, ફીર કરેગા કબ.
માંખીઓએ મધ કીધું, ના ખાધું ના ખાવા દીધું,
લૂંટનારે લૂંટી લીધું રે પામર પ્રાણી

ઉપદેશ આપ્યા સમાન કોઈ બીજું પુણ્ય નથી, આ એક મહાન્ જ્ઞાનયજ્ઞ છે એમા શ્રોતા અને વક્તા બન્નેને મહાન્ લાભ છે, સમયનો સદુપયોગ છે, તેટલી ઘડી સંસારની જંજટ છૂટી જાય છે. માનવહૃદય આનંદમાં તરબોળ બને છે. અઘટીત કાર્યો કરતાં તેને તેની બુદ્ધિ રોકે છે, રોકે છે અને તે પાપાદિ કર્મોથી બચી જાય છે અને તેના હૃદયમાં દાન દયા ભક્તિના અંકુરો ફૂટે છે તે એક દિવસ મહાન્ વ્યક્તિ બની જાય છે. લોકો તેને આશ્ચર્યથી જુએ છે, કહ્યું છે.—

પશુકી તો પનીયાં બને, નરકા કછુ ન હોય;
જો નર કરણી કરે તો, નરકા નારાયણ હોય.

પણ તે કરણી કઈ? તે તો સત્સગદ્વારા જ જાણી શકાય છે. પશુઓ એક ઉમદા પ્રાણી છે કે તેઓ જીવતાં પોતાના દૂધ દહીં ઘી આપે છે. અરે! એના છાણ મૂત્રાદિ પણ ઉપયોગમાં આવે છે. એટલું જ નહિ પણ મરે સારે તેનું ચામડુ પણ જોડા બનાવવાના કામમા આવે છે. કીમત આવે છે. મનુષ્યદેહ જો દાતા-ભક્ત-કે શૂર ન હોય તો તે દેહની કોઈ કીંમત નથી પણ ઉલટો તે દેહ મરતાં સામાને છાણાં-લાકડાં કે કફન કપડાનો ખર્ચ કરવો પડે છે, આ રીતે મનુષ્ય દેહની શ્રેષ્ઠતા આખી ઉપદેશ વગર જ્ઞાન વગર રખડી પડે છે અને પ્રાણી અંતે દુઃખોમાં સીદાય છે, માટે જ્ઞાનોઉપદેશનું મહાન્ પુણ્ય છે એ ધ્યાનમાં રાખો. ઇતિ શિવમ્

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### (વૈશાખ માસ)

**શ્રીસદ્ગુરુમહાપૂજન.**—વૈશાખ સુદિ ૫ના દિવસે શ્રીશંકરજયંતી નિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું સૌ આશ્રમવાસીઓએ મળીને મહાપૂજન કર્યું હતું, તથા ભજનકીર્તન થયાં હતાં.

**મુખ્યસેટ.**—રૂ. ૧૦-૦-૦ શ્રી મગળદાસ માધવલાલ વ્યાસ-સાદરા રૂ. ૨૫-૦-૦ શ્રી. હરખજી કરશનજી-ભાવનગર રૂ. ૧૦-૦-૦ શ્રીમતી પ્રાણકુંવરબેન ચકુભાઈ-રાજકોટ. રૂ. ૧૦-૦-૦ બેન મણિબેન-રાજકોટ.

**ભોજનો.**—શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુડલા સાવર શ્રી દેવશકર ભાઈશંકર-કુંડલાવાળાના પુત્ર સ્વ. અનતરાયના આત્મકલ્યાણાર્થે ભોજન

**શરતી થાળો અને ભોજન**—રૂ. ૧૨-૦-૦ શ્રી. છગનલાલ વજેશંકર-ભોજન. રૂ. ૩-૮-૦ શ્રી લક્ષ્મીદાસ હમરાજ-થાળ. રૂ ૩-૮-૦ શ્રી. સોમનાથ ત્રિકમદાસ-થાળ. રૂ. ૧૨-૮-૦ બેન રવિકુંવર હરજીવન (ભોજન) રૂ. ૧-૮-૦ શ્રી આણંદલાલ ગોવિંદજી (થાળ) રૂ. ૦-૧૨-૦ શ્રી. મગનલાલ ડાહ્યાભાઈ-રાજકોટ. રૂ. ૧-૮-૦ બેન સાકરબાઈ તે શ્રી. વિશ્રામ લધાના પત્ની રૂ. ૧૮-૦-૦ શ્રી. શંકરલાલ બાપાલાલ-અમદાવાદ ભોજન.

**સમર્પણ.**—શ્રીનાથસત્સગમંડળ-મુંબઈ હા. શ્રી. રૂપસિહજી હરિસિહજી રાણા તરફથી ૧ છબીજી મોટાં, ૧ પાદુકાજી, સ્ટીલનો મોટો કબાટ ૧ તથા સિહાસન લાકડાનું, ૩ ગુણપાટની જાજમ, ૧ ગાદી એ આશરે રૂ ૭૭૦)ની કિંમતની વસ્તુઓ શ્રીઆનંદાશ્રમને અર્પણ થયાં છે.

**થાળ**—રૂ. ૧-૪-૦ શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-જોરાવરનગર રૂ. ૧-૪-૦ બેન કસ્તુરબેન વ્યાસ-બીલખા રૂ. ૧-૪-૦ શ્રી. જગદીશપ્રસાદ મગનલાલ. રૂ. ૬-૪-૦ શ્રી મોરારજી છગનલાલ-જૂનાગઢ. રૂ ૪-૦-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ-જામજોધપુર (માઘ માસના થાળના) રૂ. ૧-૪-૦ પુરુષોત્તમ અનંતરાય-માગરોળ. રૂ. ૨-૧૫-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ શ્રીખડનો થાળ રૂ ૧-૪-૦ શ્રી. છોટાલાલ મોરારજી અઢિયા-મુમ્બઈ. રૂ ૧-૪-૦ બેન કસ્તુરબેન વ્યાસ-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. માવજી કે. ભટ્ટી-કચ્છ અંજાર રૂ. ૧-૦-૦ શ્રી. શાંતિલાલ ઇચ્છાશંકર-મોજીદડ. રૂ. ૦-૮-૦ શ્રી. મોરારજી-છગનલાલ. રૂ. ૧-૪-૦ શ્રી. ક. કે. રાડિયા-આણંદ. રૂ. ૧-૪-૦ બેન

પ્રાણકુંવરબેન મકુભાઈ-રાજકોટ. રૂા ૧-૪-૦ બેન મણિબેન-રાજકોટ. રૂા ૧-૪-૦ બેન લાધીબેન-જૂનાગઢ રૂા. ૧-૪-૦ શ્રી મોરારજી ઓધવજી અઢિયા-બીલખા રૂા. ૨-૮-૦ શ્રી. રામજી ગીગા-નારી.

અખંડદીપક—શ્રી. રમેશચંદ્ર દિનકરભાઈ-માંગરોળ.

મૃત્યુંજયમહામંત્રજપ—શ્રીમાન્ હરજીવન કેશવજી શાહ મુંબઈ તરફથી મહા મૃત્યુંજય ૨૧૫૦૦ જપ કરાવવામા આવ્યા હતા, અને જપ દરમ્યાન દરરોજ પૂજ્યપાદ કૃપાનાથની સેવામા તેમનાતરફથી થાળ ધરાવવામાં આવ્યો હતો.

---

## सेवा–प्रवास

શ્રીઆનંદાશ્રમના ટ્રસ્ટીમહાશયોએ નિર્ણય કરીને પૂ ત્ર. આત્મપ્રકાશજી શ્રી. અંબાશંકરભાઈ ત્રિવેદી તથા શ્રી દયાળસિંહજી ઠાકોરને પેટા–આનંદાશ્રમોના નિરીક્ષણનું સેવા-કાર્ય સોંપેલું, તેથી આ સેવા–પ્રવાસ યોજાયેલો

બીલખા-નરાગામમાં મુખ્ય આનંદાશ્રમ છે, અને ગૌણ વા પેટા આનંદાશ્રમો લીંબુડા, પોરબંદર, પ્રાંચી, મોજીદડ ને અમદાવાદમા છે.

આથી–ઉપરોક્ત સ્થળોએ જઈને સૌના આનંદાશ્રમોનું નિરીક્ષણકાર્ય તેઓએ પૂરું કર્યું.

ઉપરાંત જ્યાં જ્યાં આનંદાશ્રમ–મંડળ તથા પાઠશાળા આદિ છે, ત્યાં ત્યાં પણ તેઓ ગયેલા–અને–વાર્તાદ્વારા ને વ્યાખ્યાનોદ્વારા કૃપાનાથનું સ્મરણ કરાવ્યું–કૃપાનાથના સદુપદેશનું સ્મરણ કરાવ્યું–આનંદાશ્રમની ધાર્મિક પ્રવૃત્તિનો પરિચય આપ્યો–નાથઘાટ ને નાથગંગાના સ્મારકકાર્યની જાણ પણ કરાવી

જૂનાગઢ, માણાવદર, લીંબુડા, કુતિયાણા, પોરબંદર, પ્રાંચી, જામજોધપુર, ધોળા, મોજીદડ, બોટાદ, અમદાવાદ, વડોદરા, મુંબઈ, ઘાટકોપર, મલાડ, શાંતાક્રુઝ, સુરત, જંબુસર, માંડલ, જોરાવરનગર, વઢવાણ, લીંબડી ને ચુડા આદિ સ્થળોનો આ સેવા–પ્રવાસમાં સમાવેશ થાય છે

——[ * ]——

## विज्ञप्ति

આથી સર્વે બંધુઓ તથા બહેનોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે દેશમાં અનાજની અછતને લીધે સર્વત્ર અનાજનો વધારે પડતો વપરાશ થવા સામે ધારાઓ ઘડવામાં આવેલા છે. એવી રીતે સૌરાષ્ટ્ર સંયુક્તરાજ્ય જેની હદમાં બીલખાનો શ્રીઆનંદાશ્રમ આવેલો છે તેમણે પણ ધારો કરેલો છે તેની ગયા એપ્રિલ મહિનામાં ફ્લેડ પાડવામાં આવેલો છે તે જોતાં ૫૦ થી વધારે માણસો માટે હાલમાં આનંદાશ્રમમાં ભોજનનો કે ફલાહારનો પ્રબંધ કરવાનું પણ મુશ્કેલ થયું છે. તો આવતી અષાઢી પૂર્ણિમા ઉપર સમૂહપૂજનમાટે આવનારાં ભાઈ-બહેનોમાટે ભોજનનો કે ફલાહારનો કાંઈ પ્રબંધ આનંદાશ્રમતરફથી થઈ શકશે નહિ, તેની આ વિજ્ઞપ્તિથી જાણ કરવામાં આવે છે, અને લાગતાવળગતાને પણ આ સમાચાર જણાવવા વિનંતિ છે.

॥ ॐ ॥

## શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ-મુંબઈની ધાર્મિક પ્રવૃત્તિ

શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ તરફથી દર રવિવારના કાર્યક્રમમાં પૂ. સદ્ગુરુદેવપ્રણીત ગ્રંથમાંથી કથા શ્રવણ કરાવવામાં આવે છે, અને શ્રીગુરુમહિમાયુક્ત તથા ભક્તિ, જ્ઞાન ને વૈરાગ્યના ભાવયુક્ત ભજન-ગીતો ગાવામાં આવે છે. પ્રસંગોપાત્ત વિશિષ્ટ પ્રવચનનો પણ પ્રબંધ કરવામાં આવે છે. નૈમિત્તિક પ્રસંગોના દર મહિનામાં આવતા પૂ. સદ્ગુરુદેવની મહાપૂજનો ષોડશોપચારથી વૈદિક વિધિપૂર્વક કરવામાં આવે છે.

વર્તમાનમા નિયમિત કથા વિચારસાગરમાંથી શ્રીયુત્ ગુરુબંધુ શ્રી. મણિશંકરભાઈ રાવળ વાંચે છે, અને તેના ઉપર સુંદરરીતે વિવેચન કરે છે.

થોડા સમય પહેલા ગુરુબંધુ શ્રી. નાગરદાસભાઈ સંઘવીના પરિચિત પ્રયાગ નિવાસી એક રામાનુજ સંપ્રદાયના સાધુ આવ્યા હતા. તેમણે મંડળમાં પાંચેક રવિવારે હાજરી આપી શ્રીસદ્ગુરુમહિમાનું તથા રામાયણના ભિન્નભિન્ન ભક્તિપ્રસંગોનું હૃદયંગમ ગાન કર્યું હતું.

ભાવનગરતરફના એક ગામના વિપ્રબંધુ શ્રી. શિવલાલભાઈ આવ્યા હતા. જેમણે ઘણા સમય પૂર્વે કૃપાનાથનાં દર્શન આશ્રમમાં કર્યાં હતાં, અને કેટલીક આનંદિત વાતો કરેલી હતી, તે કહી સભળાવી હતી. ઉપરાંત તેમણે પોતે પૂ. કૃપાનાથના ભજનો રચેલાં છે તે ગાઈ સભળાવ્યા હતાં અને ગીતાના અઢારે અધ્યાયનો સારભાગ તેમણે જે પદ્યમાં બનાવ્યો છે તે પણ મંડળમાં સંગીતરૂપે શ્રવણ કરાવ્યો હતો.

એક સંન્યાસી પધાર્યા હતા. તેમણે પણ સુંદર મનનીય પ્રવચન કર્યું હતું. આવી રીતે મંડળમા અવારનવાર કોઈ કોઈ સાધુ-સંત-સન્યાસી કે સનાતનધર્મી વિદ્વાન્ વ્યક્તિનું આગમન થાય છે તે પ્રસંગે અનુકૂળતા હોય તો કોઈના પ્રવચનનો પ્રબંધ થાય છે. ઉપરાંત આવનાર વ્યક્તિઓને તીર્થધામ શ્રીઆનંદાશ્રમ-બીલખાનો તથા પૂ શ્રીમન્નાથપ્રભુનો તથા તેઓશ્રી પ્રણીત અનેક કલ્યાણકારી ગ્રંથોનો પરિચય આપવામા આવે છે

શ્રીઆનંદાશ્રમ બીલખાના પરિચિત અને પૂ કૃપાનાથપ્રણીત ગ્રંથોપ્રતિ ભારે માન ધરાવનાર ગોધરાવાળા વે શા સં. શાસ્ત્રીજી ચંદ્રશંકર રણછોડભાઈને મુંબઈની ધર્માનુરાગી જનતાની માગણીઉપરથી તથા સનાતનધર્મપ્રચારના ઉદ્દેશને અનુલક્ષી મંડળે બે વખત નિમંત્ર્યા હતા તેમના પ્રવચનસ્થળનો પ્રબંધ માધવબાગમાં કરવામાં આવ્યો હતો. બન્ને વખતે નિયમિત એક માસપર્યંત તેઓએ ગીતાઉપર પ્રવચનો કર્યાં હતાં જેનું શ્રવણ કરી જિજ્ઞાસુજનતાને બહુ સંતોષ ને આનંદ પ્રાપ્ત થયો હતો. તે પ્રસંગની જનમેદનીને પૂ શ્રીમન્નાથપ્રભુના ઈશ્વરીજીવનવિષે તથા તેઓશ્રીપ્રણીત દૈવીગ્રંથોવિષેનો પરિચય શ્રી મણિશંકરભાઈએ આપ્યો હતો.

નાથપ્રભુનો દિવ્ય સંદેશ માનવમાત્રની મુક્તિનો પેગામ છે એ સંદેશનો યથાશક્ય પ્રચાર સૌ બંધુઓ અવશ્ય કરે એ અભ્યર્થના

રૂપસિંહ હરિસિંહ રાણા

## खेदजनक अवसान

કુંડલાનિવાસી ગુરુબંધુ શ્રી દેવશંકર ભાઈશંકર ધાબળીવાળાના પુત્ર ભાઈ અનંતરાય યુવાન્ વયે કૈલાસવાસી થયા છે તેમના જીવાત્માને પૂજ્યપાદ પરમકૃપાળુ શ્રીસદ્‌ગુરુ પરમાત્મા પરમશાંતિ આપવા કૃપા કરો !

શ્રી મલભાઈ લક્ષ્મીશંકર રાજવૈદ્ય તારીખ ૩૧-૫-૪૯ મંગળવારના રોજ કૈલાસવાસી થતાં સનાતનધર્મના એક ધુરંધર નરની ખોટ પડી છે. તેઓ આયુર્વેદનું ઉંચું જ્ઞાન ધરાવતા હતા ધંધો સાત્વિક શૈલીથી બહુધા ઉપકાર વૃત્તિથી ચલાવતા હતા. તેમના જ્ઞાન અને નિષ્ઠાથી ખેંચાઈને ભાવનગર ધ્રાંગધ્રા આદિના રાજવીઓ તેમને રાજવૈદ્યના પદપર નિયુક્ત કરી રાખતા હતા. મુખ્ય કરીને તેઓ સાચા સંસ્કારવાળા સનાતનધર્મના ધાર્મિક કુટુંબમાં જન્મેલા હોઈ ધર્મભાવનામાં બહુ આગ્રહી હતા. સદ્‌ગુરુપરમાત્મા એમના આત્માની ઉર્ધ્વ ગતિ કરે.

——[ * ]——

## परचुरण भेट

[ સંવત્ ૨૦૦૫-વૈશાખમાસ ]

૨-૦-૦ શ્રી મામલતદાર સાહેબ-જેતપુર
૦-૧-૬ પરચુરણ
૧-૦-૦ શ્રી. જોઈતારામ જીવતરામ-નેચવર
૫-૦-૦ એક ગૃહસ્થ-ભાવનગર
૧-૪-૦ સાદરા આનંદાશ્રમ
૨-૮-૦ શ્રી પોપટલાલ નારણજી-ચલાળા
૫-૪-૦ અડતાલાનાં બહેનો હા. માંકબાઈ બહેન-ભીલખા

× × × ×

શ્રીશંકરજયતીની પૂજનની ભેટ –

૦-૪-૦ શ્રી. જગદીશચંદ્ર મગનલાલ
૦-૨-૦ ,, ઉમેદલાલ જગજીવન
૧-૦-૦ બેન મણિબેન-જોગવરનગર
૦-૮-૦ શ્રી. રતિલાલ મનોરદાસ
૦-૪-૦ બેન ત્રિવેણીબેન
૦-૪-૦ બ્રહ્મપ્રકાશજી
૦-૫-૦ શ્રી. દેવશંકર મોરારજી
૦-૨-૦ ,, હરિલાલ દેવશંકર
૧-૪-૦ ,, માણેકલાલભાઈ
૦-૪-૦ ,, ,, ગણેશચોથની ભેટ
૦-૪-૦ શ્રી. નર્મદાશંકર પચોળી
૦-૪-૦ ,, જટાશંકરભાઈ
૦-૮-૦ શ્રી કે. કે રાડીયા
૦-૪-૦ બેન મયાકુવરબેન
૦-૧-૦ પરચુરણ

× × × ×

૧-૦-૦ શ્રી. મોરારજી છગનલાલ નિત્યદાનના
૦-૮-૦ ,, જટાશંકર જગજીવન (ફાગણના)
૫-૪-૦ ચિ નવનીતલાલ છગનલાલ સગપણના ભેટના
૧-૪-૦ શ્રી. જેઠાભાઈ ઓધવજી-ચિ. હરેંદ્ર-બાળાના સગપણ નિમિતે ભેટ
૨-૦-૦ શ્રી. જાદવજીભાઈ-જૂનાગઢ
૧-૦-૦ ,, લક્ષ્મીશંકર કાળિદાસ
૧-૪-૦ ,, પ્રતાપરાય જટાશંકર
૨-૮-૦ ,, શુકલજી-કુંડલા
૧-૪-૦ ,, મોરારજી છગનલાલ
૧-૪-૦ ,, રામજી વિશ્રામ પુજારા
૬-૧૦-૬ અમદાવાદ-આનંદાશ્રમની ભેટના હા. શ્રી. જ. મ. ભટ્ટ

૦-૧૦-૩ ગોકુળ આશ્રમની ભેટ
૦-૪-૦ શ્રી. કાંતરાય જદુરામ
૦-૨-૦ ,, કાળા નથુ
૦-૮-૦ ,, મુળજી લુહાર
૧-૯-૦ રામનવમીની ભેટ
૧-૪-૦ શ્રી. હરજી કરસન
૧-૪-૦ ,, હીરાલાલ રેવાશંકર
૦-૨-૩ પરચુરણ
૦-૨-૦ બેન નર્મદાબેન-ભીલખા
૧-૦-૦ શ્રી. મહાગણીદાસભાઈ
૧-૪-૦ શ્રી. બાપુલાલ મોતીલાલ-મોરબી
૦-૫-૦ ,, દેવશંકરભાઈ
૨-૦-૦ ,, મહાગણીદાસભાઈ
૧-૦-૦ ,, કવિવરરાય
૨-૦-૦ ,, હર્ષદરાય દેસાઈ
૧-૦-૦ ,, કુસુમચંદ્ર ,,
૧-૦-૦ શ્રી બાલવંતરાય વામનભાઈ
૧-૦-૦ ,, અનીલકાંતભાઈ
૧-૦-૦ બેન પાર્વતી
૪-૦-૦ ,, ઉર્મિલાબેન
૨-૦-૦ સૌ. મધુબેન
૨-૦-૦ ,, પદ્માબેન
૧-૦-૦ બેન કાદમ્બરીબેન
૧-૦-૦ ,, પન્નાબેન
૧-૦-૦ શ્રી. પ્રબોધચંદ્રભાઈ
૦-૪-૦ બેન મનહરબેન
૫-૦-૦ શ્રી. પુરુષોત્તમ અનંતરાય
૨-૦-૦ ,, હર્ષદરાયભાઈ દેસાઈ
૧-૦-૦ ,, વામનરાવ જ. વસાવડા
૧-૦-૦ બેન ઉર્મિલાબેન હર્ષદરાય
૩૦-૦-૦ શ્રી હર્ષદરાય મહાગણીદાસ દેસાઈ તરફથી એપ્રિલના જન્મનિમિત્તે
૫-૦-૦ શ્રી. હર્ષદરાય મ. દેસાઈ તરફથી વર્ષ મુબારક
૫-૪-૦ બેન જમુનાબેન કાનાબાબા
૧-૪-૦ મંત્રી કમળાઈ કુબાળા
૦-૮-૦ બેન સુખજીબા

૦-૪-૦ શ્રી. બધીબેન-ભીલખા
૦-૨-૦ શ્રી. હરિદાસ રાણિયા
૧-૪-૦ ,, હરિદાસ પ્રભુદાસ-જૂનાગઢ
૫-૦-૦ ,, હરિલાલભાઈ મામલતદાર
૧-૪-૦ ,, ચંદુલાલ મોગરજી-અદીખા
૧-૦-૦ ,, રૂપશંકર કમળાશંકર-અમરેલ
૧-૦-૦ એક ગૃહસ્થ
૧-૦-૦ શ્રી. રતિલાલ મનોરદાસ સત્યનારાયણ-કથા નિમિત્તે ભેટ
૦-૪-૩ મંદિરેથી પરચુરણ ભેટ
૦-૮-૦ શ્રી. રામજી વિશ્રામ પુજારા
૧-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૫-૪-૦ શ્રી. વજુભાઈ લખમશી હા. શ્રી. માણેકલાલભાઈ

આનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈમાં ચૈત્ર સુદિ રામનવમીના દિવસે પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજન ભેટના—

૫-૫-૩ એક ભક્તજન-મુંબઈ
૧-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ
૧-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ
૧-૪-૦ ,, મૂળશંકરભાઈ પંડિત
૧-૦-૦ ,, નરેંદ્રસિંહજી
૧-૦-૦ ,, ટોકરશીભાઈ
૧-૦-૦ ,, ઉપેંદ્રસિંહજી
૧-૦-૦ ,, ગુણવંતસિંહજી
૧-૦-૦ ,, કાકુભાઈ ભીમજી
૧-૦-૦ ,, ગૌરીશંકરભાઈ
૨-૦-૦ ,, બાપાભાઈ નેણાભાઈ
૦-૪-૦ ,, લીલાધરભાઈ
૧-૦-૦ ,, જમનાદાસભાઈ જ. મ.
૦-૮-૯ પરચુરણ.

× × × ×

વૈશાખ સુદિ ૫ શંકરજયંતિની ભેટના—

૫-૫-૩ એક ભક્તજન
૦-૫-૩ પૂ. શ્રી દલપતરામભાઈ
૧-૦-૦ શ્રી. ચતુરભાઈ પટેલ
૦-૪-૦ શાસ્ત્રી દયારામભાઈ

१-०-० श्री. રૂપસિંહભાઈ
१-४-० ,, નરેંદ્રસિંહજીભાઈ
१-४-० ,, ઉપેંદ્રસિંહજીભાઈ
१-४-० ,, નટવરલાલભાઈ
१-४-० ,, પ્રભુદાસ શિવજી
०-४-० ,, લીલાધરભાઈ
१५-१५-८ એક ભક્તજન
१५-०-० શ્રી. હરિલાલ હરકીશનદાસ

વૈશાખ સુદિ ૧૪ના પૂજન ભેટ:—

५-५-३ એક ભક્તજન
१-४-० શ્રી. દયાળસિંહજીભાઈ
१-०-० ,, અંબાશંકરભાઈ ત્રિવેદી
०-८-० ,, શાસ્ત્રી દયારામભાઈ
०-५-० ,, પુ. પ્ર. દલપતરામભાઈ
१-४-० ,, નરેન્દ્રસિંહજી
१-४-० ,, ઉપેન્દ્રસિંહજી
१-०-० ,, ટોકરશીભાઈ
०-४-० ,, મધુસૂદનભાઈ
२-०-० ,, બાબુભાઈ શેઠ
०-४-० ,, લીલાધરભાઈ

१-०-० શ્રી. રૂપસિંહજીભાઈ
१-४-० ,, ચંદ્રસિંહજીભાઈ
१-४-० ,, શિવસિંહજીભાઈ

× × ×

१-०-९ બેન મણિબેન-જોરાવરનગર
१-४-० શ્રી. મયાશંકરભાઈ રાવળ
१-४-० ,, મોરારજીભાઈ-રાજકોટ
०-१३-६ મંદિરેથી પરચુરણ
५-०-० શ્રી. કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
१-४-० બેન અજવાળીબાઈ માવજી-પોરબંદર
१-४-० ,, દિવાળીબાઈ માવજી ,,
२-०-० શ્રી. ગૌરીશંકર ઓધવજી
०-२-० ,, મોરારજી દેવશંકર
०-४-० ,, જટાશંકરભાઈ
१-४-० બેન જેકુંવર લલુભાઈ
२-८-० શ્રી. રામજી ગીગા-નારી
२-४-० ,, ખેતસી મોરારજી
१-२-० ,, રમણિકલાલ ભીખાલાલ-ભાવનગર

——[ * ]——

## પ્રભુને વિનતિ

[ સંપાદક.—ગં સ્વ. બેન કાશીબેન-વાંકાનેર ]

પીઓને કઢિયેલા દૂધ, પ્રભુ પ્રેમધારી રે,
સતગુણી સાકર નાંખી, એલચી આનંદકારી રે. પીઓને૦ ટેક.
પીઓને કઢિયેલાં દૂધ, પ્રભુ! પ્રેમધારી રે,
બદામરૂપી શાંતિ નાંખી, પીસ્તાં છે ગુણકારી રે,
ચારોલી તો ચેતન દેશે, જાયફળ જન્મ નિવારી રે. પીઓને૦ ૧
કોમળ તો કસ્તુરી નાંખી, કેસર ફાયદાકારી રે,
જપ તપથી તે ઊનું કીધું, મધુરું મીઠું ભારી રે. પીઓને૦ ૨
પ્રેમરૂપી પાત્રો ભરિયાં, અક્ષય અમૃત સારું રે,
નરસૈંયાના સ્વામી પ્રભુ, સદાયે દયાળુ રે,
શ્યામસુંદર મૂર્તિ મારે નયને, નિહાળું રે. પીઓને૦ ૩

——[ * ]——

Reg. No B. 3087,

સને ૧૯૪૯ તા. ૨૫ જુન



શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(સોરઠ)
તરફથી

P. O Bilkha
(Saurashtra-India)
આનંદાશ્રમ

## महापूजन-समाचार

આષાઢ સુદિ ૧૫ રવિવાર તા. ૧૦ જુલાઈ ૧૯૪૯ સવારના સ્ટા. ટા. ૧૦ થી ૧૧ વ્યાસપૂર્ણિમા નિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન થશે.

—શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈ—

——[ * ]——

## योग प्रभाकर

નવી આવૃત્તિ

યોગમાર્ગમાં આગળ વધવા ઈચ્છતા યોગાભ્યાસી માટે આ પુસ્તક ઉત્તમ સાધનરૂપ છે. આમાં મોક્ષેચ્છુમાટે યોગનું સ્વરૂપ, યોગનું માહાત્મ્ય, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિના વિષયો સંક્ષેપમાં પણ સરળરીતે પૂજ્યપાદ કૃપાનાથે સમજાવેલ છે.

મૂલ્ય રૂ. આઠઆના
૦—૮—૦

વી. પી. પોસ્ટેજ ખર્ચ અલગ થશે.

श्रीसूक्त નવી આવૃત્તિ મૂલ્ય રૂ. ૦-૧-૩

મળવાનું સ્થળ—વ્યવસ્થાપક આનંદાશ્રમ બીલખા-(સોરઠ)

——[ * ]——